


દેલવાડાકર.

હેલવાડાકર-વાર્તામાળા નં. ૨૩.

# નિરંજની

અથવા

# વર-ઘેલી વનિતા!

## સચિત્ર-સંસારી નવલકથા.

ભાગ ૧ થી ૩.

शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचन्ति तु यत्रैता वर्धते तद्धि सर्वथा ॥

मनु. ३-५८.

જે કુળમાં સ્ત્રી, પત્નિ, દુહિતા, સ્નુષા વગેરે સંબંધવાળી સ્ત્રીયો દુઃખિ હોય છે, તે કુળ શીઘ્ર વિનાશ પામે છે; અને જે કુળમાં તેને દુઃખ નથી હોતું, તે કુળમાં હમેશાં ધન, ધાન્ય સમૃદ્ધિ વૃદ્ધિ પામે છે!

લેખક અને પ્રકાશક,
ગોપાળજી કલ્યાણજી હેલવાડાકર.
મુંબઈ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.

સંવત ૧૯૬૮. સને ૧૯૧૨.

કિમ્મત રૂ. ૨ (બે).

# બોધ-કીરણ !

૧. દૈવી લગ્નની વિધિપૂર્વક, જે સુશીલાએ, શુદ્ધ મનથી, પંચદેવની સાક્ષીમાં, પ્રતિજ્ઞા ગ્રહીને, પતિ-સ્વિકાર કર્યો છે; એજ પ્રમદા, વૈકુંઠધામની અખંડ નિવાસની છે !

૨. આપદ્કાળે પણ, જે પ્રતિજ્ઞાથી, પતિ-ભાવના સ્વિકારી છે, તેમાં અડગ રહીને, કાયા-વાચા-ને મનથી, એ સ્વામીનું ચિર-જીવન સુધી સ્મરણ રાખી, સંસાર-મર્યાદા જાળવી, મનનું સમતોલપણું સ્થિર કરી શકે છે, એજ આર્ય સ્ત્રી, સ્વર્ગસુખની અધિકારિણી છે !

૩. કામધેનુની ઉપમા યોગ્ય સ્ત્રીઓ, સદ્ગુણતાનાં નિર્મળ સરોવર કિનારા પર નિર્ભય ચરન કરી શકે છે; અને તે પ્રાસનથી સકળ ઉપવન તેને તૃપ્તિરૂપ દેખાય છે. એવી સાધ્વી, વનદેવતાઓથી પુજાયલી રહે છે.

૪. જન-લોકના ભારમાં દબાયલી છતાં, શુદ્ધ પ્રતિજ્ઞાથી મઢાયલી સ્ત્રી, પ્રેમ-ધર્મનાં કીરણોથી ચળકાયલી રહે છે.

૫. જગ કલ્યાણકારી જનેતારૂપ સ્ત્રીઓ વડે, સંસાર ઉપાધિનો નાશ થાય છે; અને એ સહનશીલ પ્રમદાથીજ ભવ-ઉદ્ધાર થાય છે!

**અમદાવાદ.**

ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી

## અખંડ સૌભાગ્યવંતાં—બહેન દુર્ગાલક્ષ્મી.



મ્હારા પરમ હિતેચ્છુ ડૉકટર પોપટ પ્રભુરામનાં ધર્મપત્નિ તરીકે, તથા તમારા કેટલાક ઉચ્ચ સદ્દગુણો, સ્ત્રી સમાજને અનુકરણીય હોવાથી, આ ગ્રંથ તમનેજ અર્પણ કરૂં છું—

"લેખક."

# પ્રસ્તાવના.

પ્રસ્તાવના કે પસ્તાવના ? આ શબ્દોની વ્યુત્પત્તિ કરવાનું કાર્ય કોને સોંપીશું ? પારકે પૈસે પુસ્તક પ્રવર્ત્તાવનારા, અથવા પારકી બુદ્ધિએ લેખક થનારાઓને ?—

લોકરૂચી અને જન માન્યતા, એજ પરિશ્રમનો બદલો ગણાય છે ! જગતને તડકોએ રૂચતો નથી, ટહાડ પણ રૂચતી નથી ! રાંધે તેને ખારૂં-મોળું કહે ! લેખક બિચારો વહુરૂપ, ને વાંચનાર સાસુ ! પછી સાસુ ગમે તેવી બુદ્ધિ પ્રમાણે બોલે; કેમકે તે બોલવાનાં અધિકારી છે; તેમના હાથમાં નિર્દોષ વસ્તુ સપડાયલી છે ! સગુણી, સારા ગુણનાં લોભી છે; નિર્ગુણી, નજરહીણ છે ! !—

"**નીલમ-માણેક**" ચોથી આવૃત્તિમાં ડોલે છે ! અને તેનાં ગ્રાહકોને તે પ્રિય છે !-કેટલાકના હૃદયમાં તેનો અખંડ નિવાસ છતાં, પ્રબળ ધનુર્વાયુથી તે મુખ-પ્રક્ષાલન કર્યા વિના યથામતિ બકવા માંડે છે ! સોસાઇટીના એક પાર્ષદને પણ તે ગ્રંથની મહા ગણના થઇ છે, એ પણ તેમનો ઉપકાર લેખાશે ! !

"**નિરંજની**" વાર્તા, દૈનીક પત્ર 'જામે-જમશેદ' માં દર શનિવારના અંકમાં સચિત્ર પ્રકટ થવા પામી છે; ને તે લોકરૂચીમાં પ્રશંસનીય થવાની ખબર મળી શકી છે; પણ તેની પહેલી આવૃત્તિના સત્કારપરથી ખાત્રી થઈ શકે, કે તે કેટલી લોકમાન્ય છે ! !

હવે પછી **ત્રણ** (તૈયાર) નવલકથા પ્રકટ કરવામાં આવનાર છે. અને પ્રભુ-દયાથી આરોગ્યતા સબળ થતાં-અવશ્ય અમારા વાંચકોના હસ્ત-કમળમાં આપવામાં આવશે.

કિન્ડરગાર્ટન સ્ટોલ,
ગિરગામ બેકરોડ.
શ્રાવણ—૧૯૬૮. } **લેખક.**

# અનુક્રમણિકા.

## ભાગ ૧ લો.


| પ્રકરણ. | વિષય. | પૃષ્ટ. |
|---|---|---|
| ૧ | નિરંજની સાસરવાસના સુખપંથમાં... ... ... | ૧ |
| ૨ | નિરંજનીનો પિયર-પરિવાર ... ... ... | ૧૨ |
| ૩ | સરિતા-સાગરનો સમાગમ... ... ... ... | ૧૫ |
| ૩ | નિરંજનીને ભરથારની ભેટ ... ... ... | ૧૯ |
| ૪ | નિરંજનીના સાસરવાસનો વ્યવહાર! ... ... | ૨૬ |
| ૫ | નિરંજનીનો રજની વિલાસ ... ... ... | ૨૯ |
| ૬ | નવા સંસારની શરૂઆત!... ... ... ... | ૩૭ |
| ૭ | ઉભરાતા પ્રેમનો ઉછાળો ... ... ... ... | ૪૩ |
| ૮ | ન્યાય અને શાસન ... ... ... ... | ૪૭ |
| ૯ | સુમન અને નીરૂની વાક્ચાતુર્યતા ... ... ... | ૫૧ |
| ૧૦ | નિરાશા ... ... ... ... ... | ૬૦ |
| ૧૧ | પિતાનો પુત્રને ઉપદેશ ... ... ... ... | ૬૪ |
| ૧૨ | નિરાશાનું પ્રથમ બિન્દુ! ... ... ... ... | ૮૪ |
| ૧૩ | મધુરીની માનસીક લીલા ... ... ... ... | ૮૭ |
| ૧૪ | સંસાર-ભવમાં મધુરીનું ભાવી-નૌકા... ... .... | ૯૧ |
| ૧૫ | નીરૂની પતિ-ભાવના ... ... ... ... | ૧૦૦ |
| ૧૬ | ધર્મ-સંકટ!-સુમન ને મધુરી ... ... ... | ૧૦૬ |
| ૧૭ | તોફાની નાવમાં ડોલતી મધુરી ... ... ... | ૧૧૩ |
| ૧૮ | પવિત્ર-પ્રતિજ્ઞા!... ... ... ... ... | ૧૧૯ |
| ૧૯ | ભાવી-પ્રબંધ ... ... ... ... ... | ૧૨૯ |
| ૨૦ | એકાગ્રહતાનું અનિષ્ટ પરિણામ! ... ... ... | ૧૪૫ |

# ભાગ ૨ જો.

| પ્રકરણ. | વિષય. | પૃષ્ટ. |
|---|---|---|
| ૧ | સાગર-સરિતાનો સમાગમ! ... ... ... | ૧ |
| ૨ | ભાગ્ય-યોગની ઝાંખી ... ... ... ... | ૭ |
| ૩ | સુખમય-સંસાર! અથવા પીંડનો પડછાયો! ... ... | ૧૧ |
| ૪ | અવસ્થા ચડતી કે અનુભવ? ... ... ... | ૧૬ |
| ૫ | મધુરીની મન-વ્યાધી ... ... ... ... | ૧૯ |
| ૬ | આત્મઘાત કરવો કે દેશ ત્યાગ? ... ... ... | ૨૩ |
| ૭ | બચાવના બે બોલ! ... ... ... ... | ૨૬ |
| ૮ | વિધવા નણંદની રંક ભાભી! ... ... ... | ૩૧ |
| ૯ | વર-ઘેલી વનિતા! ... ... ... ... | ૩૪ |
| ૧૦ | દિવાની નીરૂનો દેશ ત્યાગ કે દેહ ત્યાગ! ... ... | ૩૭ |
| ૧૧ | દીન-મધુરી! ... ... ... ... ... | ૩૯ |
| ૧૨ | સુમનનું ભાવી બળ! ... ... ... ... | ૪૧ |
| ૧૩ | પહેલો પ્રસંગ! રાજયોગ!... ... ... ... | ૪૭ |
| ૧૪ | બીજો પ્રસંગ! ભાગ્ય-યોગ!! ... ... ... | ૫૧ |
| ૧૫ | ભાગ્યહીણુ મધુરી! ... ... ... ... | ૫૩ |
| ૧૬ | બે-દીલ! ... ... ... ... ... | ૫૭ |
| ૧૭ | નિરાશાનો નિસાસો ... ... ... ... | ૬૧ |
| ૧૮ | સુમનના ભાવીમાં ફેરફાર! ... ... ... | ૬૬ |
| ૧૯ | જળ-ઘાતમાં! ... ... ... ... ... | ૬૯ |
| ૨૦ | કનકરાયની કર્મદશા! ... ... ... ... | ૭૩ |
| ૨૧ | મધુરીની મનેચ્છા! ... ... ... ... | ૭૬ |

# ભાગ ૩ જો.


| પ્રકરણ. | વિષય. | પૃષ્ટ. |
|---|---|---|
| ૧ | ભાગ્યવંત ભગીરથી ... ... ... ... | ૧ |
| ૨ | કુમકુમ પગલાંની નીરૂ ... ... ... ... | ૩ |
| ૩ | નીરૂને બાળકની ભેટ! ... ... ... ... | ૫ |
| ૪ | અભાગી પગલાંની નીરૂ–ખેડૂતને પુત્ર લાભ! ... ... | ૮ |
| ૫ | સુમનની સ્વારી વતનનાં ... ... ... ... | ૧૨ |
| ૭ | મધુરી એ બાળક સહીત બાગમાં! ... ... ... | ૧૩ |
| ૮ | ગુમાયલું બાળક! ... ... ... ... | ૧૬ |
| ૯ | નીરૂનો નવો અવતાર! ... ... ... ... | ૨૦ |
| ૧૦ | સુરથ અને ભગીરથ ... ... ... ... | ૨૪ |
| ૧૧ | સુરથપર સુમનનો રોષ! ... ... ... ... | ૨૬ |
| ૧૨ | વ્હાલી માતાનો માનીતો દીકરો ... ... ... | ૨૯ |
| ૧૩ | નવા સંસારનો નવો વહેવાર ... ... ... | ૩૩ |
| ૧૪ | કુદરતી સંજોગ ... ... ... ... ... | ૩૬ |
| ૧૫ | તાજો ઘા! ... ... ... ... ... | ૩૮ |
| ૧૬ | અકાળ સંજોગ ... ... ... ... ... | ૪૨ |
| ૧૭ | મતી પ્રમાણે ગતિ! ... ... ... ... | ૪૫ |
| ૧૮ | મધુરીનો પિયર–પ્રેમ ... ... ... ... | ૫૧ |
| ૧૯ | વીરમતીનો વિદેહ કૈવલ્ય ... ... ... ... | ૫૩ |
| ૨૦ | કલહી સંસાર ... ... ... ... ... | ૫૪ |
| ૨૧ | મા વગરનો દીકરો ... ... ... ... | ૫૮ |
| ૨૨ | મા–દીકરીની ભેટ ... ... ... ... | ૫૯ |
| ૨૩ | સુરથ ને ભગીરથ ... ... ... ... | ૬૨ |
| ૨૪ | કુટુમ્બ મેળો! ... ... ... ... ... | ૬૪ |
| ૨૫ | નિરંજની પતિવાસમાં! સત્યનો જય!! ... ... | ૬૬ |

વ.–ઘેલી વનિતા.

નિરંજનાનું સાસરવાસ તરફ પ્રયાણ!



ભા. ૧. પૃ. ૧.

શ્રી.

દેલવાડાકર-વાર્ત્તામાળા. નં. ૨૨.

# નિરંજની

અથવા

## દુઃખની રાતપર સુખનું સવાર!

### સચિત્ર સંસારી-નવલકથા.

પતિવ્રતાઓ નિજ કંથને ભજે,
અનન્ય ભાવે કદી શીલ ના તજે;
સતી સ્ત્રીઓએ પતિ દેવ માનવા,
વસંત કહે આ કથિયું વિચારવા.

## પ્રકરણ ૧ લું.

### નિરંજની સાસરવાસના સુખપંથમાં.

"શોભે સુંદરીયો, સાસરીયામાં શાણી,
રહી મન માની-ગૃહરાણી...

વિજયા દશમીનો પવિત્ર ને શુભ અવસર, સાસરવતી બાળાઓનાં મન ઉછાળી રહેલો છે. શરદ્‌પક્ષનાં સરોવરો જેમ જળથી

ઉછળતાં ને મદમાતાં થઇ રહેલાં હોય, તેમ લગ્નવતી બાળાઓનો મન–મદ છલકાતો દેખાય છે. ગિરિવૃંદોમાંથી નીતરતાં જળ–ઝરણાંઓ મળીને બંધાયલો વહેળો સરિતાના સમાગમમાં આવે છે, ત્યારે જેમ તેનાં જળ છલકાતાં સાગરને ભેટવા દોડે છે, તેમ નવયૌવનાઓ પોતાના પતિને ભેટવાને સાસરે જવા તલ્પી રહી છે. દિવાળીનાં આણાંનો ઢોલ વાગી રહેલો છે. આશાની નોબતો ગાજી રહી છે. પ્રેમની મુરલી બાજી રહી છે. જુવાનીનો તનમનાટ ચમકી રહેલો છે. પરણ્યા પછી પતિને મળવાની પહેલી લાલસા, આશાના કિલ્લાને અડગ રાખવાનું મુહુર્ત્ત મેળવવા નવતરૂણીયો, વસંતના ખિલતા ફુલ પેઠેમ ડોલી રહી છે. કોઈ વેલી, કોઇ આવળ, કોઇ કાંટા સળીયા જેવી, અને કોઇ ચંબેલી જેવી, કોઇ બાવળ કે થુવર જેવા અને કોઇ ગુલાબ કે મોગરા જેવા પતિનો પ્રેમ સંપાદન કરવા આતુર થઈ રહી છે.

રણવાસીઓ હથિયાર હાથ ધરીને પ્રેમથી પુજન કરવા હોંસીલા થયલા દેખાય છે. પાંડવો પોતાનાં શાસ્ત્રોવડે વિજયનાદ કરી જય પામ્યા, એ મોટાને પગલે, અને તેના શુભ જયવડે શ્રદ્ધાપર ઝુલી, રાજવંશીઓ વિજયાદશમીને દિવસે ઉત્સાહી બને છે. શુંભ નિશુંભ અસુરોને હણીને દેવનો ભય દુર કરનારી મહાદેવી ચંડિકાનું વરદાન આજે સુધાસમાન વહી રહેલું છે. નવરાત્રીના ગરબાઓ ગાઇને નિવૃત્ત થયલીં કુમારિકાઓ, કેટલીક લગ્નવતી હોય, તે વિજયાદશમીનાં પ્રયાણ કરી સાસરે સિધાવવા ચાલી છે.

આપણી વાર્ત્તાની નિર્દોષ નાયિકા **નિરંજની**, આજે સાસરે સિધાવે છે. અલ્હેતી બાળા આજે પિયર છોડીને, માબાપનો લાડકડો સહવાસ મુકીને, પિયુની છાયામાં ને સાસરીયાના તડકામાં રહેવા જાય છે, કોમળ કાયા કસવા જાય છે, સૌભાગ્યનાં અખંડ

સુખ પામનારી પ્રેમદાઓ વૈભવ મેળવવા જાય છે, સ્થિર ચિત અસ્થિર તરંગ તરફ ધસડાય છે.

કેટલાક કાળના નિવાસને તજતાં જીવ–પ્રાણી માત્રને સંકોચ થાય છે. ભાડાનું ઘર છતાં ભાડુતને તે સ્થળ બદલવાની ફરજ પડે છે, ત્યારે તેને પણ સહજ આકરૂં લાગે છે, તો પછી માનીતી માતાના લાડમાં ને પિતાના પ્યારમાં ઉછરેલી, ભાઈ, ભાભી વગેરે પર છુટથી સરદારી કરેલી, એ નીચું મસ્તક નમાવીને, સાસરાના ઘરમાં કેદીરૂપ બની જાય, એ સમયે તે બાળાને મન થોડું દુઃખ નથી! કાયા નગરનો જીવડો પોતાનું સ્થળ છોડતાં કેટલાં ફાંફાં મારતો હશે, તે તો મરનારને ખબર, પણ અવશાન જોવા બેઠેલા સંબંધીઓ આજારીનો દમ–ઘટ જોતા જીવતા અનુભવથી સહજ સમજી શકે છે. સંગ ને સ્નેહ એવી વસ્તુ છે, કે જયાં સુધી તેનાપર અભાવ થતો નથી, અથવા જો વિસરભાવ થતો નથી, ત્યાં સુધી, તે તજવો ગમતો નથી. ઓકારીનું અન્ન સુગ ચડાવે છે ખરૂં, તોપણ અન્ન તો ખાવુંજ પડે છે, મુકાતું નથી.

સાંજના પાંચ વાગ્યા. શમી પુજન કરવા માટે નગરવાસીઓ નવરંગી પોશાક પહેરીને નિકળી પડ્યા. રાજમહાલયમાં દુંદુભી નાદ થવા લાગ્યા. નરપતિના રક્ષણ અર્થે રાજરીતિ પ્રમાણે પશુવધ કરવાની તૈયારી થઇ રહી. સૂર્યનારાયણ આ જગતને નમસ્કાર કરી પૂર્વના ઉદયની રાહ મુકીને ચાલતો થતો દેખાયો. સમુદ્ર ધીમે ધીમે ચંદ્રની રાહ જોતો, કીરણ અને તરંગનો સમાગમ કરવાને પ્રયત્ન કરવા લાગ્યો. ગૌમાતાઓ પોતાનાં વ્હાલાં વચ્છને મળવાને ગોંદરા તરફ ફાળ ભરતી આવવા લાગી. પંથીઓ પોતાના ઘરને ભેટવા લાગ્યાં. પંખીઓ પોતાના માળા તરફ ઉડવા લાગ્યાં.

અને સત્ગુણી મુગ્ધાઓના નવલ ભર્ત્તાર પ્રિયાના આવાગમનની રાહ જોતા, ફાંકડા બની, તેલ-ફુલેલ અત્તર લગાડી, આશાના ઉમળકામાં મલકાતા, મિત્રોની જોડે નવી નવી કલ્પના ને ઇચ્છાઓ બાંધતા ફરવા લાગ્યા. રાત્રી સત્વર પડો, પણ પ્રભાત મોડું થાઓ, આમ સ્વાર્થભોગી ભમરાઓ મનસાધ્ય કરવા લાગ્યા—આર્ય સંસારનો પડછંદો પાડવા લાગ્યા.

મ્હારી બાળા અલ્હેતી, લ્હાડે ઉછરતી,
ચાલી આજે સુખી સાસરે—
મૂકી માતાની માયા, બનીને જાયા,
કાયા કરી ચાલી સાસરે—

આહા ! માતાનું માંસલગાત્ર, મહા મુશ્કેલીએ પ્રસવ કરીને મહાલક્ષ્મી મૂર્તિ ઉછેરી, કેળવી, અને આખરે માતપિતાના મંદીરમાંથી, આ પારકું ધન પરદેશીની વાટે વળાવવું પડ્યું. આ સમયનાં માતાનાં અશ્રુ, તો પુત્રીવતી માતા જ દાખી શકે ! અવગુણી અને મિજાજી જામાત્ર, જાણે મ્હોટા ઉપકારમાં દાબીને, લાડકી બાળાનો ભરથાર બની, કેદી તરીકે કેમ રાખવા લઈ જતો હોય, તેવો આર્ય સંસારનો જુનો જમાનો જોવાઇ રહેલો છે. આંખે પાટા બાંધી, ઘાણીમાં જોડાએલા બળદની પેઠેમ, બાળાઓના મોંપર ઘુમટા તણાવી, ગમે તેવા વિચારના ને ગમે તેવી રીતના, અસ્વાભાવથી તડપતા-યુવાન સાથે લાકડે માકડું જોડી દઇ, તેના હાથમાં આ નાજુક બાળાને સોંપી દઇ, કેવળ તેના જીવનથી અજ્ઞાત રાખી, સ્વામીની સેવા કરવાનો ને આજ્ઞામાં રહેવાનો ઉપદેશ આપી, એક સ્થૂળ દેહને, કે જેમાં તેમનું જીવન હોય યા ન હોય, એક ફળ, કે જેમાં માવો યા મીઠાશ હોય યા ન હોય, તેવાને ભોગ દેવામાં આવે છે. બાળવયની, શારિરીક અવયવોથી નાજુક, અને વ્યવહાર—વ્યાપારમાં અજ્ઞાન છતાં

કોઈ વાર, ધન લોભી માબાપો, વૃદ્ધાવયના વરને પણ સોંપી દે છે! અરેરે, એ આર્ય જમાનો ક્યારે સુધરશે? ઉદય ઘાટ પર રમતાં ભમતાં હંસલાં, વયના સરોવરપર હરતાં ફરતાં થઈને પ્રેમી હંસો ક્યારે પ્રાપ્ત કરશે? આશાવંતી બહેનો? બ્રિટીશ રાજની બોલબાલામાં કેળવણીનાં ખડ્ગ એ તમારાં આંતરિક દુઃખો કાપી નાંખશે. એક જમાનો એવો આવશે, કે માબાપો તમને લાયક વર શોધી કહાડવાની તક આપશે. ને તમે પ્રાચીન આર્ય ભારતના વિધી પૃષ્ટપર લખાયલા આશિર્વાદ પ્રાપ્ત કરીને, વૈકુંઠ પ્રાપ્ત કરશો. પર્વતો ઉલ્લંઘતાં જ સરળ માર્ગ હાથ ચડે છે. ગિરિગુફા જોતાં જોતાં જ વૈકુંઠધામ મળી આવે છે. દુઃખ વિના સુખ નથી. કસોટી વિના અનુભવ થતો નથી.

**સ**ગુણરાય દેસાઇની વયવતી કન્યા **નિ**રંજની, લાડકા નામની **ની**રૂ બહેન સાસરે જતાં તેની વહાલી નાજુકડી સહિયરો એક પછી એક મળવા આવતી હતી. કંઈ કંઈ ચેષ્ટાઓ અને કંઈ કંઇ રમુજ કરતી હતી. ગુણીયલ **ની**રૂ, તેઓની જોડે હાસ્ય કરતી હતી, સખીઓને રીઝાવતી હતી, પણ અંત્તર માંહેનો વિયોગ દવ, જે તેની મુખમુદ્રાપર રતાશ ચડાવી રહેલો હતો, તે જણાવા દેતી ન હતી.

માતા ગુજરી ગયાને માત્ર બાર માસ થયા હતા, ને જો માતા હૈયાત હોત તો **ની**રૂ કદાચ અખાત્રીજને આણે સાસરે જાત; પણ **સ**ગુણરાંયે જાણી જોઇનેજ તેને મોકલવાને છ માસ વીલંબ કર્યો, કે તેના મનમાં ઓછું ન લાગે! માનું વહાલ, દીકરીને સાસરે જતાં બહુ જ સાંભરે! વહાલી માયે પડખામાં રાખીને ઉછેરેલી, તેને છુટી કરતાં તેનું હૃદય બહુ જ દુઃખિ થાય. જો આજે **મં**દાકિની હૈયાત હોત, તો **ની**રૂ બહેનને કેટલીક શાન્તિ થાત. વિયોગનાં અશ્રુ લુંછીને તેને ધીરજ દઇ સાસરે વળાવત; પણ અફસોસ! **ની**રૂને માતાનું ઘર છોડતાં, વહાલી માતાને હેતથી મળવાનો લાભ ન મળ્યો.

"**નીરૂ** બહેન, રથ લઇને **મેરૂ** ખવાસ ડેલે આવી ઉભો રહેલો છે. ટ્રેનને પણ વધુ વખત રહેલો નથી. પાંચ મૈલ પહોંચતાં સહેજે અરધો–પોણો કલાક તો થશે." સાસરેથી **નીરૂ** બહેનને તેડવા આવેલા ગોર મહારાજે ધીમેથી કહ્યું:-

"હું તૈયાર છું–સામાન સઘળો અંદર મુકાઈ ગયો ?"

"હા, બા–હંધું ગોઠવી દીધેલું સે !" **મેરૂ** ગાડીવાન બહાર ઓટલા પર ઉભો રહેલો હતો, તેણે જવાબ દીધો.

"**નીરૂ**બા, અંદર આવો–હું તમને હાર પહેરાવી ચાંલ્લો કરીને વધાવું." **નીરૂ**ની માનીતી **સારી** ભાભીએ વ્હાલથી કહ્યું–**નીરૂ**નું હૃદય ભીનું થવા લાગ્યું. સહિયરોને બેસાડીને તે ભાભી તરફ ચાલી.

"**સારી** ભાભી ! મેં કપાળમાં પીયળ તો કરી છે !" **નીરૂ** બોલતી બોલતી ભાભીને ભેટવા ચાલી.

વહાલ ને ઉમળકાથી ઉભરાતી ભાભી આજે સગી બહેનને સાસરે વળાવતી હોય, તેવો ભાગ ભજવતી હતી. **મંદાકિની** સાસુ આજે સ્વર્ગસ્થ થયાં હતાં, તેની ખોટ પુરતી હતી. **નીરૂ** પોતાની વ્હાલી ભાભીને પોતાની વડી બહેન જેવા પ્યારથી ચાહતી હતી. ભાભીનું નામ **સારિકા** હતું. ખરે **સારિકા** જેવી જ સુંદર હતી. પણ **નીરૂ** તેને **સારી** ભાભીના ઉલ્હામણાથી બોલાવતી હતી.

આજે ઉત્સવનો દિવસ હતો. જનવર્ગમાં આનંદ થયો હતો. ત્યારે **સગુણરાય**ના હૃદયમાં છુપો સંતાપ થયો હતો. આજે જ **મંદાકિની**ના મરણનો ગમ તાજો થયો હતો. **નીરૂ**ની હાજરીથી સારાકાકાને પોતાની પ્રિયાનો વિયોગ જણાયો ન હતો. હવે ઘર સુનું થઈ પડયું હતું. પોતાનું જીવન પરવશ પડયું લાગતું હતું. **નીરૂ**ની હાજરીથી વચનમાં વિસામો હતો. દીલમાં દીલાસો હતો. ઘરમાં જુવાન વહુ છતાં જો કે તેના ડરેલાપણાને લીધે પોતાની મા

વિનાની દીકરી અને પોતે બહુ જ સુખ-શાન્તિથી રહેતાં હતા; વૈકુંઠરાય જેવો આજ્ઞાંકિત પુત્ર ને **સારિકા** જેવી સદ્‌ગુણી પુત્રવધુમાં કંઇ પણ દોષ ન હતો; તે છતાં આ વૃદ્ધાવયના વડીલને હવે વહુવારૂ સાથે કામ લેવાનું આવ્યું હતું. **નીરૂ** એક મોંનો કોળીયો કહો, કે આજ્ઞાનું જળ-પાત્ર કહો, તો તે હતી; એ હવે ટળી. અને પોતાની પુત્રીને સાસરે જતી જોઇ ગદગદ કંઠે થઇ ગયો, અશ્રુનો ભાર છાતીમાં દાબી રાખ્યો, મા વિનાની પુત્રીને ઓશીયાળી જેવી ભાભીના લાડથી માનું ભેટવાનું માનતી, **નીરૂ** પિયર તજી ચાલી:

**નીરૂ** બહેનને રસિલી ભાભીએ શણગારી સૌભાગ્યના શણગાર સજાવ્યા. પિતાએ પુત્રી ધર્મ બજાવતાં સારી રકમના દાગીના અને કિમતી કપડાં આપ્યાં.

**નીરૂ**ના કપાળમાં કંકુની શોભિતી પીળ હતી. રડમસ ચ્હેરાથી ગોરા ગાલપર લાલાશ આવી ગઇ હતી. પિયર છોડીને સાસરે જતાં, અને પોતાને ઉછેરનાર માતાનો વિયોગ યાદ આવવાથી આંખમાં અશ્રુ ચાલતાં હતાં, અને તેથી આંખ્યો લાલ થઇ ગઇ હતી. દાંતપર કુસુંબ ચડાવ્યો હતો. હોઠની લાલી કસુંબી હતી. કસુંબી સાળુ પહેર્યો હતો. ને કસુંમી રંગની અતલસની કસકસતી ચોળી પહેરી હતી. હાથમાં કસુમ્બવતી ચુડીઓ હતી. આખા શરીરનો ઘાટ કસુમ્બ રંગથી છાયો હતો. સંધ્યા સમય હોવાથી સુર્ય પણ તેવા જ રંગનો દેખાતો હતો.

રથના બળદીયાને રાતા રંગની ઝુલો પહેરાવી હતી. રથ પર રાતો પડદો ઢાંકયો હતો. ગાડીવાને પણ કસુંબી ફેંટો બાંધ્યો હતો. શુકનમાં કસુંબ રંગ રૂડો સજતો હતો, પણ ભાવીનો રંગ પતંગ જેવો લાગતો હતો:-

ન્યાત રિવાજ પ્રમાણે, ન્યાતીલાં તેમજ સગાંસ્નેહીને સંબં-

ધનાં સ્ત્રી વર્ગ સર્વે ગોધમ–નાળીયેર આપવા આવતાં હતાં. **સારિકા** સૌનો યથાર્થ સત્કાર કરતી હતી. **નીરૂ** સર્વને ભેટતી હતી.

"અરેરે, આ વેળા મા જીવતી હોય, તો કેવો ઉમળકો આવે ?" એક છીબાવલી બોલીઃ—

"મા તે તો મા ! બિચારી મા વિનાની **નીરૂ** લાડ વગર સાસરે ચાલી ? એક ટચાકલીયે પુરવણી કરી.

"મા હોય કે ના હોય, પણ દીકરી તો સાસરે જ જવાની; પછી શ્રીમંત હોય. કે ગરીબની પુત્રી હોય ! મા કંઇ સદાકાળ બેસી રહે છે ? જે ઘરમાં વડીલ હોય, તે વળી મા જેવાં જ તો !" એક ચતુર પાડોશણે છીબાવલીયોને ચાટ પાડી નાખીઃ–

સ્નેહી વર્ગ છુટો પડવા લાગ્યો, રથને દરવાજે રવાના કર્યા. **નીરૂ** બહેન રડમસ ચ્હેરે ચાલ્યાં, સાથે ભાભી અને સહીયરો ચાલી, ચાલતાં ચાલતાં ઝાંપા બહાર આવ્યાં.

"**નીરૂ** બહેન, વહેલાં વહેલાં આવજો. સારા સમાચાર કહાવજો !" સખીઓએ રડતે સાદે કહ્યું.

"હા, બહેનો ! તમે પણ કોઇ કોઈ વાર ખબર કહાવજો."

"આપણાં સખીમંડળમાં **નીરૂ** બહેનની તો ખોટ જ !"

"બહેનો ! શ્રીમંત માબાપને ઘેર કંઇ આપણે શોભીએ નહિ: દીકરી તો સાસરે જ સારી. તમે પણ હવે વખત આવ્યે સૌ સાસરે જશો, કોઈ વહેલું ને કોઈ મોડું ! આવો આપણે મળી લઇયે !" **નીરૂ**એ ધિરજથી છાતીનો ઉભરો દાબીને કહ્યું, ને દરેક સહિયરોને ભેટી.

"**નીરૂ** બહેન, સંભાળીને સીધાવજો. વળતા ખબર જલદી કહાવજો." **સારી** ભાભીએ કહ્યું.

" ભાભી ? તમે મ્હારાં વડીલ બ્હેન તરીકે આજ સુધી મને સાચવી છે; એટલું જ નહિ, પણ મારી મા ગુજરી ગયા પછી પણ તમે તેની ખોટ જણાવા દીધી નથી. મેં તમને નાદાનીમાં કંઇપણ કડવું શુકન કહ્યું હોય, તો મને માફ કરજો. તમે વડીલ છો. " એટલું બોલતાં બોલતાં **નીરૂ**એ ચોધાર આંસુડાં છોડી મુકયાં. શ્રાવણ ભાદ્રપદનો વર્ષાદ જાણે બાકી રહેલો આશુ માસમાં સરી પડયો.

" મારાં લાડકાં નણંદ, તમે મને ભાભી તરીકે જ નહિ, પણ વડીલ બ્હેન તરીકે આજ્ઞા પાળી છે. મેં સાસરાના ગૃહરાજ્યમાં પિયરનાં સુખ કરતાં વધારે સુખ ને સત્તા ભોગવી છે. મરનાર મા જેવાં સાસુ ને તમારા જેવી નણંદ તો સૌ ભાભીને મળજો. બ્હેન ! મેં તમને અનેકવાર ધમકાવ્યાં છે, તે મને માફ કરજો, મનમાં ઓછું લાવશો નહિ. મા ગયાં, તે આપણાં દુર્ભાગ્ય; પણ તેથી આ ઘર લઇ ગયાં નથી. તમે જરાયે દુભાઓ તો મ્હારા બાપુના સમ છે ! "–એટલું કહેતાં જ **સારિકા** જે છુપે આંસુડે, ને ગદગદ કંઠે વદતી હતી. તેણે ચોધાર આંસુ છોડી મુકયાં.

" બેન, બળદીયા તોફાન પર ચડયા સે. હુરજ નારાણની ઝાંખી કરીલીયો. ઇશટેશને ગાડી ખોટી નહિ થાય, બા ! " **મેરૂ** ગાડીવાનની ધિરજ હરાઇ ગઇ, ને તે બોલ્યો.

""દીકરા ! રથમાં બેસો. " **સગુણરાયે** ધીરે સાદે, રડતે સાદે કહ્યું, **નીરૂ** તેમને ભેટવા ચાલી.

કણ્વ મુનિ જેવા તાપસી વૈરાગીને પણ વનમાંથી મળેલી, ફક્ત પાળક બાળા શકુન્તલા સાસરે જતાં અશ્રુપાત થયો હતો. માયાનો અનુરાગ લાગી રહેલો હતો; તો પછી **સગુણરાય**ને પોતાની એકની એક પુત્રી, જે ટાણે માનાં મીઠાં વચનોની ઉપદેશ માળા ગ્રાહ્ય કરવાનો સમય હતો, તે પણ ગેરહાજર હતી, તેવા સમયે બાળા સાસરે જતાં કેમ તેનું

હ્રદય ન ભીંજાય! વળી પોતાનો એકનો એક વચન વિસામો ને આજ્ઞાંકિત આધાર હતો. ઘરમાં **નીરૂ**નું નામ અલ્હેતું હતું, તે જ્યારે જુદી પડતી હતી. પંદર વર્ષ સુધી પિતાના લાડમાં રમતી હતી, ને તે છૂટી થતી હતી, ત્યારે ભલા પિતાને કેમ રડવું ન આવે? પિતાજીને મર્યાદા સહિત **નીરૂ** મળી,—

"પિતાજી! આપને હવે પ્રણામ કરૂં છું." **નીરૂ**, નિર્મળ નજરે બે હાથ જોડીને બોલી—અશ્રુધારા ચાલુ હતી.

"અખંડ સૌભાગ્યવંતી રહે, બેટા! અને ઉભય કૂળનો ઉદ્ધાર કરવા સાવિત્રી પેઠે સામર્થ્યવાન થા!" માત્ર ગદગદ કંઠે **સગુણરાયે** એટલું જ કહ્યું. અને હૃદયનો ભાર અશ્રુદ્વારા ઉતારવા લાગ્યો. તેને ભાવીનું સર્વ સુખદુઃખ સાંભર્યું. મા વિનાની દીકરીને સાસરે વળાવતાં વ્હાલા પિતાને બહુ અસર થઇ. પુત્રીરૂપ પારકા ધનને પરહસ્તે મુકતાં માબાપોની દૃઢ છાતી આ ટાણે ખાલી થાય જ, અને તેમ થઈ. દીકરીને ખરેખરો માનો ખપ, સાસરે જતાં કે સીમંત ટાણે, એ ટાણે જ મા સાંભરે; પણ ન હોય, તો પછી આંખ આંસુથી ભરે, ને હૃદયનો ભાર ખાલી કરે!

પિતાનો આશિર્વાદ મેળવીને **નીરૂ** હજી રથ તરફ બેસવા જતી હતી, ત્યાં વિપ્રો દક્ષણા લેવાને આશિર્વાદ આપતા પધાર્યા.

સાવિત્રી સીતા દમયંતી જેવી,
સદ્‌ગુણી પાંચાળી સમાન એવી;
થાજે સુખી કૂળ ઉજાળીને બા,
અખંડ સૌભાગ્યવંતી રહે બા.

વિપ્રોનાં વિશુદ્ધ વચનોનો આશિર્વાદ સંભળાયો. **સગુણરાયે** તેમને યથાશક્તિ દક્ષણા આપી, અને **નીરૂ** રથમાં બેઠી.

"**નીરૂ** બહેન, જરા ઘર તરફ નજર કરજો, સૌને સદા યાદ કરજો, સ્ત્રી ધર્મ તો સારી રીતે જાણો છો, ઠરેલાં છો, કેળવાયલાં છો, સો શીખેલાંને સાત શું શીખવાડીયે, સુખી થજો."

"વ્હાલી ભાભી! પ્રીય સખીયો! પાછાં વળો! તમારો આભાર ને પ્રેમ હવે મ્હારાથી ઝીલી શકાતો નથી. **બાબુ**ભાઇ! આવજો." **નીરૂ**એ રથમાંથી ડોકું બહાર કહાડયું. ને લાંબો હાથ કરી **બાબુ**ને પાસે તેડીને ચુંબન કર્યું, સ્ત્રીવૃંદ ઘર તરફ ફર્યું.

"**વૈકુંઠ**રાય! બહેનને સારી રીતે ગાડીમાં બેસાડીને પછીજ પાછા ફરજો." **સગુણ**રાયે પોતાના પુત્રને ભલામણ કરી, **વૈકુંઠે** ડોકું નમાવ્યું.

"જે! જે! રાયજી સાહેબ! સુખી રહો." ભટજીયે કહ્યું.

"ગોર મહારાજ, તમારા ભલા વેહવાઇ **નિર્ગુણ**રાયજીને અમારા ઘટીત કહેજો, અને **નીરૂ** બહેનને મુંબઇ મોકલતાં પહેલાં જે દિવસ નકી થાય, તે કહેવરાવજો. આ અલ્હેતી બાળા છે, તેને સાચવવા-સંભાળવા માટે **શીવ**ગંગા બહેનને મ્હારી તરફથી કહેજો ને તમે પણ સારે કામે પાછા પધારજો."

"ચિન્તા નહિ! **નીરૂ** બહેન રાજભૂવનમાં જ રહીને સુખી થવાનાં છે. એમનું ભાગ્ય ઉજવળ છે. બહેન તો લક્ષ્મી પગલાંના છે." ગોરે પુરવણી કરી. મેરૂએ રથ હંકાર્યો-**નીરૂ** આજે વતનભૂમિ છોડીને ચાલી-મનને દ્દઢ રાખીને ચાલી, પણ આહા! સાસરે જતાં, જે સ્વામીને ભેટવાનું હતું, તે તો મુંબઇ હતા. ત્યાં જઇને પણ વાતનો વિસામો ન હતો-હૃદયનો ભાર ખાલી થાય તેમ ન હતો.

રથ તો પાટનગરથી ચાલ્યો, અને એક કલાકના અંતરે તો આનંદ સ્ટેશન નજદીક આવી પહોંચ્યાં. રાજનગર જતી ટ્રેન મેળવવાને ત્યાં જલદી પહોંચી ગયાં, **નીરૂ** સાસરવાટે ચાલી.

# પ્રકરણ ૨ જું.

## નિરંજનીનો પિયર-પરિવાર.

અસલ ગાયકવાડીમાં કલમ, કડછી કે બરછીવાળાઓને તેમની લાયકાત પ્રમાણે સારાં સારાં ઇનામો મળતાં હતાં. અંગ્રેજી સલતનત છતાંયે, આજે ગાયકવાડી, કેટલાંક દેશી રજવાડાપર જો કે સર્વોપરી સત્તા તો નહિ જ, પરંતુ ખંડણીનો હક તો ધરાવે છે. અસલ ગાયકવાડી સાથે સાંપ્રત જમાનો, અંધારા પછી અજવાળાં જેવો થઇ પડયો છે. જ્યાં કેળવણીનો પ્રકાશ, ત્યાં સર્વ પ્રકાશ સમજી શકાય! અલબત જમાનાના બદલાયલા રંગ પ્રમાણે કેટલાક સંસારી રિવાજો અને કેટલીક સત્તા આગળ શાણપણ ન ચાલે, તેવા જો હુકમી વિચારોનું પ્રબળ છે, અને એવો અજ્ઞાન ભાવ જેમના હૃદયમાં છે, તેમણે પાશ્ચિમાત્ય જમાનાનો અભ્યાસ કર્યો નહિ હોય, પૂર્વ દેશના ઉદય કાળનો ખ્યાલ કર્યો નહિ હોય! જમાનાની બલિહારી છે. અજ્ઞાનતાની નિશાની છે!

વર્ણાશ્રમ ધર્મના પાઠકો સારી રીતે સમજતા હશે, કે અનાદિ કાળથી ચાલતો આવતો રિવાજ કાયમ રહે, તો ઠીક; પણ કાળની અવનતિ થાય, ત્યારે સૃષ્ટિનો રંગ બદલાય, ને તે સાથે રિવાજો પણ બદલવા જ જોઇએ! આર્ય સંસારનાં બંધારણોની ઉચ્ચતા માટે અમેરિકનો પણ મહામત ધરાવે છે, તેનું કારણ ઉંડું છે; પણ જેમ સઘળા જનો એક વિચારના નથી હોતા, તેમ સઘળો સમય એક સરખો નથી હોતો. જે ગાયકવાડી, ગાયકવાડી હતી, તે આજે નથી, એમ કહેનાર પણ અનેક છે. અને કેટલાક વળી પેટ બળ્યા તેથી વિરૂધ પણ બોલતા હશે, ખરી વાત છે કે કૂવાને

મ્હોડે ઢાંકણુ છે, કંઈ જગતને મ્હોડે ઢાંકણું છે? કેટલીક વખતે સુધારો, કુહાડાની ગરજ સારે છે; અને કેટલીક વખતે સુખની ટોચ પર મુકે છે; તો પણુ હીંદમાં હાલ ગાયકવાડી સુધારો વખાણુને પાત્ર તો છે!

કાઠિયાવાડ સ્ટેટ્સની સરહદમાં ગાયકવાડી ખાંભાઓ પડ્યા છે. અમરેલી–ધારી અને કોડીનાર તાલુકાઓ, જેમ આફ્રિકાની ભૂમિકામાં યુરોપ, જર્મન, ફ્રાન્સ અને સ્વદેશી બોયરોનાં મથકો થઇ પડયાં છે, તેમ દીલ્હીની મુગલાઇ તૂટી, અને ગુજરાતમાં સુબાઓએ પથારી કરી, તે રીતે કાઠિયાવાડમાં જુદી જુદી રાજસંસ્થા સ્થપાઇ, ને તેમાં જુની ગાયકવાડી પણુ પેઠી. એ સમયના મુત્સદ્દી વર્ગના મજમુદાર અને દેશાઇને નામે, ગાયકવાડી દફતરમાં જાગીરદાર તરીકે ઇનામી ગામોના માલીકનાં નામો દાખલ થઇ ગયાં. એ મુત્સદ્દી વર્ગમાંહે, સગુણુરાયના વડીલો પણુ હતા. ને તે માંહેના વંશજોના વેલામાં કડવી–મીઠી તુંબડી તરીકે એકાદ ગામ જેટલી મીલ્કત ધરાવવા માટે સગુણુરાય ભાગ્યવંત થયા હતા. તેમનો નિવાસ પાટનગર (પેટલાદ) હતો. જો કે તેમની કને દ્રવ્ય તો ન હતું, પરંતુ વાર્ષિક આવકમાંથી બચાવેલું થોડું ઘણું નાણું વ્યાજે ફરતું હતું. તેમનાં લગ્ન એક નાવારસ અપુત્રવંત ગૃહસ્થને ત્યાં થયું હતું, ને તેથી તે ગૃહસ્થની પુત્રી મંદાકિની, કેટલુંક ધન લઈ અહીં પતિના ધનમાં મેળવણી કરવા લાગી હતી. સસરાનું ને પોતાનું ધન એકઠું થયા પછી વ્યાજ ખાઉ ધંધો કરવા માંડયો હતો, પણુ છપ્પનીયા દુકાળની અસરથી આ જાગીરદારોને ધીરેલાં નાણાં સરી પડયાં હતાં. ભાગ્યું તોયે ભરૂચ, તેમ મોટાના ઘરની ઉખરેડ પણુ વધે! સગુણુરાય તો પણુ ધનવંતની નામનામાંથી અને અમીરાતની ટીપમાંથી મોકળા થયા ન હતા. પોતે પણુ ગાયકવાડી નોકરીની ધુંસરી ગરદન

પર ધરી હતી, અને તે માત્ર પોતાના પિતાના જીવનકાળ સુધી જ પરબન્ધન ભોગવ્યું હતું.

પ્રભુ કૃપાયે પત્નિ અને લક્ષ્મી સજોડ થયાં, ત્યારે વ્યાપાર-ધંધો આદર્યો હતો. એક ભલો પુત્ર અને બીજી ગુણી પુત્રી પ્રાપ્ત થઇ હતી. શરીરમાં આરોગ્યતા હતી. ગૃહસ્થાશ્રમ ધર્મ સુખથી સચવાતો હતો. પોતાના ખંડ પ્રદેશમાં પણ સારી આબરૂ હતી. ન્યાતજાતમાં આગેવાન ને કુળવાન ઘર ગણાતું હતું. પોતાના પુત્ર વૈકુંઠ-રાયને પણ એક કુળવાન ઘરની કન્યા વરી હતી. ગરીબ બિચારી કુળવધુ સારિકાના પિયરમાં માત્ર તેની એક વૃદ્ધ જેવી માતા હૈ-યાત હતી. તે સિવાય સઘળું સ્વર્ગમાં સીધાવ્યું હતું. સારિકા જેમ ભલી તેમ માયાળુ હતી. અને મંદાકિની સાસુના હાથમાં તે એટલી તો પ્રવીણ ને સદ્દગુણી બની હતી, કે માતાની લાડકી બાળા નિ-રંજનીને તેની માતાની ગેરહાજરી યાદ આવવા દીધી ન હતી, એટલું જ નહિ પણ સગુણરાયના ગૃહસ્થાશ્રમને દીપાવવામાં આ જુ-વાન કુળવધુ નિષ્ફળ નીવડી ન હતી.

માતા તુલ્ય પ્રેમ-ભાવથી વર્ત્તન કરનારી સાસુઓ, અને પુત્રી તુલ્ય પ્રેમપ્રાપ્ત કરનારી સદ્દગુણી કુળવધુઓથી આ સૃષ્ટિના સત્ય-પાયા સદાકાળ તટસ્થ રહેલા છે. અનેક વંશોનો ઉદ્ધાર થયો છે, અને અનેક ગૌત્રીકો તરી ગયા છે.

નીરૂ પોતાની માતાની વહાલી પુત્રી હતી. તેને લાડથી વરાવી-પરણાવતી હતી. પણ કમભાગ્યે સાસરે વળાવતી વખતે તેનો સ્થૂળદેહ આ જગત છોડી ગયો હતો. આત્મા સંસ્કારને સ્વાધીન થયો હતો. નીરૂ સાસરે સીધાવી હતી.



## પ્રકરણ ૩ જું.

---

### સરિતા-સાગરનો સમાગમ.

---

સંસારમાં શાન્તિનું નામ તે સદ્‌ગુણી અને પ્રેમાળ પત્નિ છે. જેના ઘરમાં સુઘડ ને સ્નેહવંતી નાર છે, તેનો સફળ અવતાર છે. અનેક દુગ્ધામાંથી મુક્ત કરનારી, અનેક આફતમાંથી અલગ કરનારી, દિવસના થાકને વિસરાવનારી, અને સુખ દુઃખમાં એક જ સરખી ભાગ લ્હેનારી ભાર્યા છે. જેને તેની કિમ્મત નથી, તેને મન રાખની છે. જે તેની કદર કરી શકે છે, તેને મન લાખની છે. એ આફત સામે યુદ્ધ કરી શકે છે. એ બળીયા સામે બાથ ભીડી શકે છે. તે અબળા છતાં અનાધાર હાલતે પણ બળવીર બની રહે છે. એક પુરૂષ પોતાનાં બાળ-બચ્ચાંને પાળવા પોષવામાં નાહિમતદાર બને છે, પણ એક સ્ત્રી પોતાના પતિના વંશજોને દીનમાં દીન હાલને પણ દળણું દળી કે મહેનત મજુરી કરીને પણ ઉછેરી શકે છે. એ વૈભવ ભોગવવામાં વ્હાલી છે, તેવી જ રીતે વિપત્તિ વેઠવામાં પણ શુરવીરતાવાળી છે. પુરૂષો કોઇ વાર હારી જાય છે, પણ સ્ત્રીયો તો સામે થાય છે. ધનવંતના ઘરમાં ઉછરેલી છતાં રંકદશામાં તે પોતાનો સંસાર સરળ રીતે ચલાવવામાં પાછી પાની કરતી નથી. ઘરમાં હોય વા ન હોય, તો પણ પરજનની કલ્પનામાંયે પોતાના ઘરની અછત આવવા દેતી નથી. તે લોભી છે, સંગ્રહ કરવામાં કુશળ હોય છે, તે માયાળુ છે. માત્ર સ્ત્રીયોને હઠીલી કરનાર, નિષ્ઠુર કરનાર ને તેને માયા હેતથી દુર કરનાર, નગુણા અને સ્વાર્થલોભી પુરૂષો પોતે જ છે. પોતે તેના પર રાજસત્તા ચલાવે છે. ગુલામડી ગણે છે. પોતે મુર્ખ વચન વદીને પેલી કને ખરૂં કહેવરાવે છે. પોતે જ

ડાહ્યાં ને ભોયો તો અક્કલહીણુ જ, એમ હીણીને તેને નઠોર બનાવે છે. જો એ કોમળાંગીને માનમર્યાદાથી ને માયાથી પાળી હોય, તો તે કામદુધા છે. ત્રિભૂવન તારણી દેવી કુળમાયા છે.

નિરંજની સ્ટેશનપર આવી પહોંચી. પોતાના વહાલા ભાઇ વૈકુંઠરાયે તેમને માટે સેકન્ડ કલાસ લેડી કમ્પાર્ટમેંટમાં બેસવાની ગોઠવણ કરી આપી. અને ટ્રેનની રાહ જોતાં બેઠાં. મુંબઇથી સવારે નીકળતી ફાસ્ટ પેસેંજર ટ્રેન, રાજનગર ( અમદાવાદ ) જવાને આ-નંદ સ્ટેશને લગભગ રાતના નવા સાત વાગ્યાના સુમારમાં આવતી હતી. ને તે પ્રમાણે આવવાની રાહ જોવાતી હતી. નીરૂ બહેનને કોઇ સદ્ગુણી પ્રવાસી સ્ત્રીનો સંગાથ કરી આપવાનો હતો. જો કે તેડા-ગર તો સાથે હતો, પણુ તે ત્રીજા વર્ગના ડબ્બામાં બેસનાર હતો. થર્ડકલાસ લેડીઝ કમ્પાર્ટમેંટમાં બેસાડવાને વૈકુંઠની ઇચ્છા ન હતી. જો કે ડોસા સગુણરાયે તો તેવી સલાહ આપી હતી. કેમકે સેકન્ડ કલાસમાં એકલું બેસવું પડતું હોય, તો થર્ડ કલાસમાં સ્ત્રીવર્ગ સાથે બેસવું સારૂં; પણુ માત્ર દોઢ કલાકના માર્ગમાં તે શું લુંટાવાનું હતું? પ્રભુની ઇચ્છા ન્યારી છે.

ટ્રેન લગભગ એક કલાક મોડી આવી. કાંકરખાડી સ્ટેશને ઇનજીન બદલાવતાં વાર લાગી. માર્ગમાં કેટલીક હરકત નડી. શરૂ-આતમાં જ આ મુહુર્ત પેઠું. એક તો સસરાજીએ પોતાના સ્વામીને મળતો અટકાવ્યો હતો. અને નીરૂ આજે પહેલવહેલી પતિ ઘર પધારતી હતી, કુદરતની ગતિ વિચિત્ર છે.

જેનું રક્ષણુ જગત કરે છે, તેને ઈશ્વર મારે છે,
જેનાપર કોઈ નજર કરે નહિ, તેને ઈશ્વર તારે છે;
આપ ખુદે અટકાવ કરે, તેને પ્રભુ માર્ગ બતાવે છે.
જેના સુખમાં વિઘ્ન કરે, તેને ભગવંત મેળાવે છે;

નિરંજનીના મનમાં ક્લેશ થતો હતો. પિયર છોડીને સાસરે જતી બાળા, ઘર છોડતાં બહુ જ અકળાય છે, તેમાં મા વિનાની દીકરીને અતી લાગે છે, અને નીરૂને તો વધારે લાગ્યું છે. સાસરે જઇને પણ મન શાન્તિ મેળવવાનું અટકી પડયું છે, પણ પ્રભુએ તેનો દાદ લીધી છે. નીરૂનો વર મુંબઇમાં છે. અને નીરૂ સાસરે જઇને પછી પોતાના પતિ કને મુંબઇ જવાનો સંકેત છે, પણ કુદરતે જુદું ધારેલું છે.

કુદરતી મનનો વહેળો વ્હાલાંને જઇનેજ મળે છે. સરિતા તો સાગરમાંજ મળી જાય છે. પ્રિયા તો પ્રીતમનેજ મળે છે. ટ્રેનની વીશલ થઇ, પેસેંજરો ચોંકતાં ચમકતાં તૈયાર થઈ રહ્યાં, અને સુસવાટા કરતા હાથીની પેઠેમ ગાડી સ્ટેશન પર આવીને ઉભી રહી. ગોર ઝડપથી થર્ડકલાસમાં બેસી ગયો. મેરૂ સામાન ચડાવા લાગ્યો. વૈકુંઠ પોતાની વહાલી બેનને બેસાડવા માટે કમ્પાર્ટમેન્ટ તરફ ચાલ્યો. ત્યાં સુમન પ્લેટફોર્મ પર આવીને મળ્યો.

" અલ્લો, મી. સુમનરાય! એકાએક કયાંથી?"

વૈકુંઠે પોતાના બનેવીનો હાથ પકડી શેકહેન્ડ કરી.

"હું મુંબઈથી અમદાવાદ જાઉં છું." આજુબાજુ નજર કરતાં સુમને કહ્યું, એટલામાં તેની નજર પોતાની પ્રિયા તરફ ગઈ. અન્યોન્ય દૃષ્ટિ મેળાપ થયો.

" સથવારો કોઈ ન હોય, તો મ્હારા કમ્પાર્ટમેન્ટમાં બીજું કોઈ નથી. સામાન અહીં લાવો."

" યેસ, એમજ કરીએ!" વૈકુંઠે, નીરૂનો સામાન લઇને મેરૂ તથા ગોરને નજદીક બોલાવ્યા. અને પોતે સુમન સાથે તેમના બેસવાના ડબ્બા આગળ ચાલ્યો. નીરૂ હસતી હસતી શરમાતી, આડી

આંખે વ્હાલાને જોતી, નુપુર ઠણકાવતી, પાછળ પાછળ ચાલી. **નીરૂ** તરફ **સુમન**થી જોવાઈ જવાતું હતું. **મેરૂ** સામાન લાવતાં બીજે સ્થળે અટકી ન પડે, એવું નિમિત્ત બતાવતો, **નીરૂ**નેજ નિરખતો હતો. અધીરો હંસ! હવે વળી પ્રિયા ક્યાં ન્હાશી જવાની હતી! પણ જુવાનીયાનો પ્રીતિભાવ શિતળ થાયજ નહિ!

**સુમને** પોતાના કમ્પાર્ટમેન્ટમાં સામાન મુકાવ્યો. ગોરમહારાજ થર્ડકલાસમાં બેસી રહ્યા. "**નીરૂ** બહેન, તમારે અહીંજ બેસવાનું છે!" **વૈકુંઠે** કહ્યું, ને **નીરૂ** ઝડપથી અંદર બેસી ગઈ, એટલામાં તો ગાડી ઉપડવા લાગી. વીશલ થઈ.

"બહેન, સાચવીને ઉતરજો, ને કુશળતા જણાવજો."

"**વૈકુંઠ**ભાઈ, તમે આવજો. બાળુને બોલાવજો. ને ભાભીને પ્રણામ કહેજો. હું જાઉં છું." એટલું કહેતાં તે રડી પડી, ને **વૈકું**-ઠની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં.

"બહેન, રડશો નહિ. આંસુ ન ઢાળીયે. અપશુકન કહેવાય! સા-સરે જાઓ, ને સુખી થાઓ." **મેરૂ**એ કહ્યું.

"**મેરૂ**ભાઈ, હવે મોટાભાઈની ને ઘરની સંભાળ રાખજો. બાપાજી વૃદ્ધ છે, એકલા જેવા થઈ ગયા છે, માટે તમે તેમને સાચવજો."

"પ્રભુ હાંસવે–બાપા તો હાના માથાના તાર સે!"

"લ્હો, આ મ્હારી ભેટ!" **નીરૂ**એ અરધો રૂપિયો કહાડીને **મેરૂ**ને આપ્યો.

"બા? આ ટાણું તે લેવાનું સે! પરભુ તમને સૈયું આલે, ને હારા દી દેખાડે, ત્હારની વાત જુદી સે! અતારે તો મારે તમને આપવાનું હોય, પણ હું ગરીબ મણખ–એટલું બોલતાં તેની આં-ખમાં આંસુ આવી ગયાં.

"મ્હારા સમ, લ્હો! તમારે લેવુંજ પડશે. હું તમને નથી આપતી. છોકરાંઓને દિવાળીમાં ફટાકડા લઇ આપજો."

"લ્હે, લ્હે મેરૂ!" વૈકુંઠે સંમતિ આપી. મેરૂએ અરધો રૂપિયો હડહડથી લીધો, ટ્રેન સ્ટાર્ટ થઈ.

"સાહેબજી!" સુમન ને વૈકુંઠ મળ્યા, ને સુમન ટ્રેનમાં બેસી ગયો. ટ્રેન ચાલી, અને ભાઇ બહેન પરસ્પર જોતાં દુર થઇ ગયાં—સરિતા સાગરમાં ગઇ!

---

## પ્રકરણ ૩ જું.

### નિરંજનીને ભરથારની ભેટ.

"વ્હાલા સ્વામીનાથ! ભગવત કૃપા બળવંત છે! આપ અણધાર્યા પધારીને આ દાસીને કૃતાર્થ કરી, પાવન કરી, હર્ષિત કરી! કંઈ બહુ દયા ઉતરી?" નીરૂએ પોતાના વ્હાલા નાથની બાથ ભીડી, ને દયામણે ચ્હેરે, પણ પ્રેમ–વચનોથી વધાવતી બોલી.

"મ્હારી માનીતી માયાળુ મૂર્તિ! તને ભેટવાને દીલમાં પ્રેમે એટલો તો ઉછાળો માર્યો, કે પિતાજીની મનાઈ છતાં હું નીકળી આવ્યો. તું નવલકિશોરી, વસંતની જુવાનીનાં કુસુમ સુંઘવા જાય, ને ત્હારો ભોગી ભમર દુર રહે? તું વિયોગ ટાળવા તો પિયરને છુટીને સાસરે આવે, ને ત્હારો સ્વામી પરદેશ રવડે? પલકના ઇશારામાં મુંબઇથી અમદાવાદ આવી પહોંચાય, અને તે પોતાની પ્રિયાંગનાને એકલી ઝુરવા દેય? હૃદયે આકર્ષણ કર્યું, ને હું મુંબઇથી એકદમ નીકળી આવ્યો. ટ્રેન પણ આજ પકડી, કે ખચીત ત્હારો ભેટો માર્ગમાં થાય, ડીયર!" સુમને પ્રિયાને ચુંબન કીધું.

" મને મનમાં બહુજ સંકોચ થતો હતો, પહેલી વહેલી પ્રાણનાથને મળવા ચાલી છું, પણ નાથ તો નથી મળવાના ? લગ્ન પ્રસંગે નિરખ્યા હતા–પત્રથી દર્શન કરૂં છું, ને વ્હાલાની છબી સદા જોઉં છું; પણ મ્હારાં અર્ધાંગ સાથે ભેટવાની તો આ પહેલીજ તક મળી !"

" આહા ! પ્રભુનો કેવો ઉપકાર ? માર્ગમાંજ ભેટ થઇ !"

" વિયોગની ઘડી વિલાસમાં પલટાઈ ગઈ ! મુજ અબળાની ઇશ્વરે દાઝ ખાધી. તે લોકો મ્હારી સામું જોઇ દયા ખાત ! વહુજી જુવાન વયનાં થઇને માબાપને ત્યાં ખાઈ પી આવ્યાં તો ખરાં, પણ રાત્રી કોની સંગે કહાડશે ?" નીરૂએ પતિના ખભાપર બે હાથ સહિત માથું ઢાળ્યું.

" ત્હારા પતિ સાથે, મ્હારાં ગુલાબ ?" સુમને પોતાની કોમળાંગીના ગાલપર હાથ ફેરવતાં કહ્યું.

" ખરે, મને આજે કેટલો આનંદ વર્ષ્યો છે ? પ્રભુએ તમારા હૃદયમાં પણ ઠીક પ્રેરણા કરી !"

" એ ત્હારા વિશુદ્ધ પ્રેમનો પ્રભાવ, પ્રિયા ! જો કે મ્હારૂં આવાગમન માત્ર તનેજ પસંદ પડશે, પિતાજી તો કદાચ લડશે."

" મ્હારે ખાતર એ બોલ સહન કરી લ્હેજો. પિતાજી તો તીવ્ર સ્વભાવના છે, પણ માતાજી વિવેક કેમ ચુકયાં ? વહુને બોલાવે, ને દીકરાને વિદેશ રાખે ? પહેલ વહેલી વહુ ઘેર આવે, ને તેના સ્વામીને નજરે જોવા ન દે ? બહુ નવાઇની વાત છે."

" ડીયર, તેનું કારણ એ છે, કે તને તાકીદે મુંબઈ મોકલવાની ગોઠવણ કરેલી છે, તેથી બે–પાંચ દહાડા માટે મ્હારે ખર્ચ કરીને આવવું, એ પિતાને ન ગમ્યું; જો કે માતાજીએ તો બહુ આગ્રહ કર્યો, ને સમજાવ્યું યે ખરૂં, કે લોકાપવાદ લાગશે. વહુ ઘેર

આવશે, ને પહેલેજ આણે દીકરો ઘેર ન હશે, તો લોકો ચર્ચા કરશે; પણ બાપાએ માન્યુંજ નહિ. સુધારાનો એ એક ફાંકો ?"

"બાપા ધૂની તો ખરા, સુધરેલા પોતાનીજ વાત સમજે; કેળવાયલા ખરા, પણ વહેવારમાં કાચા !"

"હાજ તો ! તેમાં વળી બાપાજી લગાર કાયદાબાજ ને ન્યાયાધીશ ખરા કેની ? એટલે ફાંટામાં આવે તેવુંજ કરવાના ?"

"હવે તમને જોશે, ત્યારે બહુ લડશે હોં !"

"કહીશું કે રજાના દિવસો હતા, તેથી બે દહાડા આવ્યા. વળી તને લઇ આવનાર કોઈ નહતું, ને તે સાથે એટલું પણ હતું કે તું મુંબઈ આવે, ત્યારે કોની જોડે આવવું ? જે કોઈ આવે, તેનો ડબલ ખર્ચ તો લાગે કની ? તે કરતાં સીંગલ ખર્ચે મ્હારી સાથે આવવું શું ખોટું ?"

"એ વાત બાપાજી નહિ જાણતા હોય !"

"પણ ફાંટો ! બસ, એકવાર મ્હોડેથી નીકળી ગયું, કે સુમનને અહીં અમદાવાદ આવવાની જરૂર નથી, વહુને મુંબઇ મોકલી દઇશું ! મીંયા બોલ્યા, ને દહાડી હાલી !"

"તમારા મોટા ભાઇ નાનુભાઈ સાહેબ અને તમારાં ભાભી શામળી વહુને ગમશે કે ?"

"તે તો બિચારાં સવાર–સાંજની રોટલીનાંજ અધિકારી છે. મોટાભાઈ ઘરકામ કર્યા કરે, બહારથી લાવ લઇજા કરે, ને ભાભી સાહેબ, રાંધવા–કરવાનું કામ ચલાવે; મોટા ભાઇ ભણ્યા થોડું, પછી બીજું શું કરે ! બાપા કમાય ને ભાઇ ખાય !"

"તોપણ ઘર ખાતે એક માણસની જરૂર હોવી જોઇએ. તેમને બદલે આપ ભણો છો, તે થોડું છે ? આ વર્ષે એડવોકેટ થવું છે કે ?"

"ડીયર, ટર્મ તો ભરૂં છું; પણ પાસ થવું પ્રભુ હાથ છે."

"વિલાયતના એડવોકેટ સારા કે બેરીસ્ટર!"

"બેરીસ્ટર તો દમડાના ને નામનાજ જાણવા; પણ ત્યાંના એડવોકેટનું માન મેળવવું બહુજ કઠણ છે. પ્રભુ કૃપા થાય, ને ત્હારૂં વચન સફળ થાય, તો સેવકની ઉમેદ પાર પડે! લન્ડનનીજ કોર્ટમાં કામ કરવા દીલ તો બહુ તલપે છે."

"પ્રભુ તમારી ઉમેદ પાર પાડે; પણ પછી આ રંક દાસીની શી કિમ્મત!"

"મ્હારાં વ્હાલાં જીગર, તું હવે આ હૃદયમાંથી કે આ આંખમાંથી ખસવાની છું કે? આ જીવન ને આ દેહ હવે ત્હારાજ વચનમાં બંધાયેલો છે."

"નાથ! હું અજ્ઞાન્ છું. ગ્રામ્ય નિવાસી છું, વિવેક વાર્ત્તા કે વિનોદ–રસથી અભિજ્ઞ છું, રૂપ હીણ છું; ગુણ તો ગમે ત્યારે ખરો, પણ આપના જેવા પુરૂષને શું મુજ સરખી રાંકડી રમા યોગ્ય હશે ખરી?" નીરૂએ ગદગદ કંઠે પતિને પુછ્યું.

"શહેરની સુધરેલી–ફાંટાબાજ સ્ત્રી કરતાં ગામડાની શાન્ત ને સુશીલ સ્ત્રી મને બહુ ગમે છે. તને મ્હારે લાયક બનાવવી, એ મ્હારૂં કામ છે. કેમકે માબાપો કંઈ વરને જોઇને પોતાની દીકરીને કેળવતાં નથી. સામાન્ય જ્ઞાન સૌમાં હોય છે, પછી પોતાને લાયક બનાવવું, એ પુરૂષનું કામ છે. પુરૂષમાં જો આવડત હોય, તો પોતાના સ્વભાવ–ગુણને યોગ્ય, ગમે તેવો સ્વભાવ પલટાવીને પણ લાયક કરી શકે છે. જે લોકો હારીને એમ કહે છે, કે આ સ્ત્રીથી તો હાર્યા! હું કહું છું કે આ બોલ માત્ર નબળા ને બાયલાઓનો છે. કાં તો તેનામાં શક્તિ નહિ હોય, ને કાં તો તે કેળવાયલો નહિ હોય! તું તો સમજુ ને જ્ઞાની છું, એમ ત્હારા પત્રો સિદ્ધ કરી આપે છે.

ત્હારામાં પવિત્ર ગુણો સમાયલા છે, ને તે એક પ્રભુની પ્રસાદી છે. તને મ્હારે નવું તત્વ આપવાનું રહેતુંજ નથી ? કુદરતે જાણે પ્રથમ-થીજ મ્હારા વિચારો જાણીને ત્હારામાં દૈવત મુકયું છે. તોપણ હજી જે કસર કે કસુર હશે. તે સુધારીશ ને તને મ્હારા સુખ યોગ્ય બનાવીશ; પણ તું શું કરીશ ? તું મને ત્હારા યોગ્ય કરી શકીશ કે?"

"જ્યારે હું પોતેજ તમારે યોગ્ય થઇશ, એ રીતે મને કેળવશો, તો પછી મ્હારે ભાગે આપને કેળવવાનું રહેશે કયાં નાથ, આપ ગુરૂમંત્ર આપી શકો !—હું તે પદને લાયક ન કહેવાઉં !"

"મ્હારી ડૉલી ! મ્હારી ડાર્લિંગ ! એ તો માત્ર ત્હારી મનની મોટાઇ છે. કેટલીક વખતે તમારો ઉપદેશ, વિચાર, સલાહ ને સહાય એટલી તો કિમતી થઇ પડે છે, કે અમને તાજુબ લાગે છે, જે અબળા જાતમાં પણ ઇશ્વિરે કેવું ચૈતન્ય ને બુદ્ધિબળ પ્રેર્યું છે ? આ વાત તો નિર્વિવાદ છે, કે સ્ત્રીયોની ખરી કસોટી દુઃખ વેળાએ છે. તેઓ ગમે તેવી આફત સામે બાથ ભીડી શકે છે; પુરૂષો તે વેળા હારી જાય છે."

"હું તો ખરે ગરીબ છું. રંક છું, મ્હારામાં કશી શક્તિ નથી. માત્ર આપના પ્રેમનું બળ જેટલું વધે, તેટલું જ વધેલું ગણાશે, નાથ !"

"મને માત્ર ત્હારાં આ વચનનોજ વિસામો પુરતો છે. કળા-ગરી, ડહાપણદાર, સુશીલ, ને ભલી કાન્તા પામનારો ભરથાર ભગવંત કૃપાળુ ને ભાગ્યવંત ગણાવો જોઇએ ! હું પણ તેવુંજ માનું છું. પ્રિય !"

"નાથ ! એટલી હદ સુધી હમણાંથીજ જો મને મોટાઇનું માન મળશે, ને મ્હારૂં મગજ ચસકી જઇને વિવેકની સીડી પરથી સરી જઇશ, અથવા જો ચતુરાઇનો ચીલો ચુકીને ચૂલામાં પડી જ-ઇશ તો ?"

"પુત્રના પગ પારણામાંથી વરતાય! ઉગતા છોડનું પાંદડેથીજ પારખું જણાય! વહુની પરીક્ષા તેનાં પગલાં પરથી થાય! દીકરાનું ભાગ્ય તેના કપાળ પરથી દેખાય! ત્હારી નમ્ર આંખ્યો, ત્હારી મીઠી વાણી, ને ત્હારી ગંભીર રહેણી–કરણીજ ત્હારી પરીક્ષા કરાવે છે. જગતને ગમે કે નહિ, તેનું મ્હારે કામ નથી; મને તું ગમે એટલે બસ! કેટલીક સ્ત્રીયો, પરજનને પોતાનું રૂપ કે વૈભવ બતાવવા ઠણુકા કરે છે, અને તેમાંથી માત્ર નિંદાના બે શબ્દો કરતાં વધારે મેળવી શકતી નથી; એ રીત હું પસંદ કરનારો નથી. અને મને એવીજ સ્ત્રી ગમે, કે જે માત્ર જેના શરણમાં રહેવાની છે, તેનું દીલ જીતી શકનારી હોવી જોઇએ."

"ખરેખર મને ભય લાગે છે. હું મ્હારા વ્હાલાનું દીલ કેમ જીતી શકીશ?"

"વશીકરણ આવડે છે કે?"

"ના રે માં! એ શબ્દથી તો હું દુર નાસું છું?"

"ઘેલીરે ઘેલી! વશીકરણ એટલે મદારી વાંદરાંને નચાવે, કે વાદી પેલા સાપને રમાડે, એવી રમતથી વરને વશ કરવાનો મંત્ર નહિ, પણ પોતાના સ્વામીની ઇચ્છા પ્રમાણે વર્તન ચલાવીને તેનો પુરો પ્રેમ ને ચાહ મેળવી લેવો, એ જાતનું વશીકરણ શીખવાનું છે. વહેમના વંટોળીયામાં ઘસડાતી વનિતાઓ, મૂર્ખપણે દોરાં–ધાગામાં વૃથા જીવન ગુમાવે છે, તે નહિ!"

"નાથ! મ્હારી એટલીજ વિનતી છે, કે હું આપને માથે ભાગેલી ભામિની છું, કેવળ જંગલનું ઝાડ છું, આપ તેની વૃદ્ધિ–કલમ સુધારજો, અને આપને લાયક બનાવજો. મ્હારી મા નથી, કે હવે મને—" એટલું કહેતાંજ નીરૂથી રડી જવાયું. સુમને તેને છાતી સમી ચાંપીને રૂમાલથી આંસુ લુછ્યાં.

"પ્રિયે! તું નચિંત રહે! ત્હારે બ્હીવાની જરૂર નથી, હું ત્હારૂં હૃદય પરખી ગયો છું. તને સુખી કરવાનાં જે સાધનો છે, ને મને સુખી થવાના જે ઉપાયો છે, તે હું અમલમાં મુકીશ, પણ તું લગારે ઓછું ન લાવતી! તું રડશે, એ મને નહિ ગમે!"

"હવે હું નહિ રડું! હું શું કરવા રડું! મ્હારો નાથ મ્હારાપર છાંયડી કરે, ને મને રડવાનું શું હોય! પ્રાણ, ક્ષમા કરજો. મ્હારી બા મને યાદ આવી, તેથી રડી જવાયું; પણ હવે કદીયે હું તમારૂં દીલ નહિ દુભાવું! કહોને, મને માફ કરશો કે?" ગરીબ બિચારી **નીરૂ** એ હાથ જોડીને વિનતિ કરવા લાગી.

"વ્હાલી **નીરૂ**? આમ કેમ કરે છે? શું હું હવે પરાયો છું? ક્ષમા કેવી? અપરાધ કેવો? ત્હારામાં ને મ્હારામાં અંતર શો છે, કે તું ક્ષમા ચાહે છે?"

"મ્હારા નાથને દુભાવું, તો પ્રભુ દુભાય!" ભોળી **નીરં**-જનીએ મનનો ભેદ ખોલ્યો, બિચારીને એકજ જ્ઞાન હતું, કે હું તો મ્હારા નાથનીજ છું!"

આહા! જગતમાં **નીરૂ** જેવી અનેક કોમળાંગી કળીઓ હશે. ભાગ્ય યોગે તેનું રક્ષણ કરનાર, ને જીવન નીભાવનાર લાયક પતિ હોય તો સારૂં! પતિ યોગ્ય છતાં સંજોગ સરખા નીભે તો સારૂં! સંજોગ પ્રતિકુળ થાય, ને ભાગ્યની ઉથલપાથલ થઈ જાય, તો પછી એ કુસુમકળી બિચારી કેવી ચીમળાય છે, એ પણ દયા યોગ્ય થઇ પડે છે. **નીરૂ** બિચારી આ વખતે તો પતિ પ્રતિ પ્રાણ પાથરે છે, ને પતિ તેને બહુ ચાહે છે; પણ એ ચાહના કાયમ છતાં કુદરત જો વાંકી થાય છે, તો કેવું અસુખ ઉત્પન્ન થાય છે, એ પણ જોવા જેવું છે.

વ્હાલાંની વાતોમાં વખત ક્યાં નીકળી જાય છે, તેની ખબર અનુભવીયોને વધારે હોય છે. તેમાં ઘણે વખતે મળેલા મિત્રો કે કેટલેક અંતરે મળેલાં પ્રેમી દમ્પતીઓ પોતાનો સમય ક્યાં ગાળે છે, તેનું ભાન તો બીજાને ન હોય! એ પ્રસંગ અતુલિત છે. વ્હાલાંના ભેટનો આનંદ એ રંકને મન વૈકુંઠના વૈભવ કરતાંયે વિશેષ છે.

વાત કરતાં પચાસ કોસ ગાડી નીકળી ગઇ. અને અમદાવાદ શહેરના કિલ્લા તથા તે ઉપર ડોલતા મિનારાઓ અને મીલોનાં ભૂંગળાં નજરે પડયાં. બરાબર રાત્રીના લગભગ આઠ વાગ્યાના અરસામાં ગાડી સ્ટેશનપર આવી પહોંચી. સાસરેથી સીગરામ સ્ટેશનપર આવ્યું હતું, ને મોટા ભાઈ પોતે સ્ટેશનપર હાજર હતા. દમ્પતી ઉતરી પડયાં, અને સામાન વગેરે કહાડવાનો સઘળો બંદોબસ્ત મોટા ભાઇએ તથા ગોરે કર્યો. દમ્પતી તો ઘેર વિદાય થઈ ગયાં.

## પ્રકરણ ૪ થું.

### નિરંજનીના સાસરવાસનો વ્યવહાર!

અમદાવાદ શહેરની પ્રાચીનતા, અને ત્યાંની અસલી રહેણીકરણી, કેટલાક પ્રકારની કંજુસાઇને બાદ કરતાં ઠીક કહેવાય; માત્ર સુધારાના વાવટા તરફ કોઇ પણ અમદાવાદી કોમે નજર કરી હોય, તો તે નાગર કોમ છે; અને તે અનાદિકાળથી મુત્સદી કોમ છે, એટલે તેમાં કેળવણી ને સુધારો પ્રથમજ પ્રાપ્ત થવો જોઇએ.

વાર્તાની નાયિકા નિરંજનીનો સસરો નિર્ગુણરાય મહેતા હાલ અમદાવાદ સીટી મેજીસ્ટ્રેટના માનવંત હોદ્દાપર અમલ કરે છે. ગ-

રીબ સ્થિતીમાંથી આ દરજ્જે પહોંચ્યા છે. ઘણા જુના નથી, પરંતુ પ્લીડરની લાઇન પરથીજ આ હોદ્દાપર ચડયા છે. કાયદા સંબંધી ઉંડા જ્ઞાનને લીધે સરકારી પદ મેળવવાને ભાગ્યશાળી થયા છે; પણ તેઓ અસલથીજ ફાંટાબાજ, આપ મતીલા, અને સ્વતંત્ર સ્વભાવના છે. ને એ સ્વભાવ કેટલીકવાર તેમને ઠપકાપાત્ર બનાવ્યા છતાં રોજ અમલની ધૂનમાં તે ઘુમ્યાજ કરતા હતા. પોતાનુંજ ધાર્યું કરવું, ને પોતે કરે છે તેજ ખરૂં, એવું તેમનું વર્તન હતું. ઘરમાં કડવો રૂવાબ હતો, ને તેથી કોઈ તેમને છેડતું નહતું, તેમનો વ્યવહાર કંઈ બહોળો નહતો. પણ માત્ર એક વિધવા છોકરી કમળી ઘણીજ કડવી હતી. બાપના સ્વભાવને તે મળતી હતી, ને તેથી બાપાનું પ્રીતિપાત્ર હતી. બાળરાંડ હતી, મ્હોડે ચડેલી હતી, સૌ ભાંડુઓમાં ન્હાની હતી, અને “ ઉંટ ને વળી ઉકરડે ચડયું.” તેમ રંડાણી હતી! સાસરામાં પુજવા યોગ્ય, કે પુછવા યોગ્ય કોઈ નહતું. બાઈ સાહેબ બાપાજીના લાડમાં ઘરનો વ્યવહાર ચલાવતાં હતાં. કોઇથી તેને કહેવાય તેમ નહતું. વાંદરાને દારૂ પાયા જેવી દશા હતી. વિધવાઓ ઓશીયાળી, તેમજ મિજાજી બાપની પ્રીતિપાત્ર બેટી, પછી પુછવું શું? ઘરમાં સ્વતંત્ર કારભાર તેનો હતો. મા અને ભાભી પણ તેનાથી ડરતાં હતાં. કેમકે વાત વાતમાં કલહ કરતી, ને તેનો પડછંદો પિતાના કાનમાં પડતાં, કાબૂલી તોપકા ધડાકા એવા તો આકરા થતા હતા, કે ઘરમાંથી ધૂમો કહાડવો ભારે થઈ પડતો હતો.

નિર્ગુણરાયનાં પત્નિ શિવગંગા બહેન કેવળ શાન્ત સ્વભાવનાં હતાં. લોકો કહે છે કે “મા તેવી દીકરી” પણ આ બાળાના સંબંધમાં તો તેથી ઉલટું થયું હતું. માત્ર ચોઘડીયા ફેર, યા મ્હોડું જોયા વિરામ થયો હશે!!

**નિર્ગુણરાય**નો મ્હોટો પુત્ર **નાનુભાઇ** **પ્રથમથીજ** મોળાગ્ર બુદ્ધિનો હતો. તેનાપર જ્યારે ભણવાની સખ્તાઈ કરવામાં આવી, ત્યારે આજારી થઈ પડયો હતો. **નિર્ગુણરાય**ના પિતાએ, એ ભાઇનો વિવાહ બચ્ચપણથી કર્યો હતો, ને તેથી પંદર વર્ષની વયે તો પરણી બેઠા હતા. તે પછી સ્કુલ છોડી, અને ઘરકામ ખાતે તેમને રાખ્યા હતા. પ્રભુ કૃપા ઉલટી ઉતરી હતી, મોટાં ભાભી પણ સીમંતનો લ્હાવો લેવાને હજી સુધી ભાગ્યવંત થયાંજ ન હતાં.

**સુમનરાએ** તેનો ન્હાનો છોકરો હતો. તેનો વિવાહ મેળવ્યા પછી લગ્ન થતા પહેલાં વહુ ગુજરી ગઈ હતી ને તે પછી **સુમન** અભ્યાસમાં વધુ ગુંથાયાથી તથા પિતાની સારી આશા બંધાયાથી તાકીદે તેનું લગ્ન કર્યું નહિ, જ્યારે L.L. B. માં પાસ થયો. ત્યારે ગયે વર્ષે, મ્હોટી ઉમરની કન્યા જોડે તેમનો વિવાહ બહારગામ પેટલાદ ખાતે મેળવ્યો. હાલમાં તે એડવોકેટની ટર્મ ભરે છે. અને મુંબઈ ખાતે, **નિર્ગુણરાય**ના એક પરમમિત્ર મી. **વિનોદરાય** સોલીસીટરની છાયામાં તેમને ત્યાંજ રહે છે. **વિનોદરાય** આ **સુમન**ને બચપણથીજ ચાહતો આવ્યો છે, ને પોતાને પુત્ર ન હોવાથી આ મિત્રપુત્રને વ્હાલથી રાખ્યો છે. તેમનાં ભલાં પત્નિ. **મનોહરી** પણ **સુમન** તરફ અતી પુત્ર વાત્સલ્યતાથી વર્તે છે. એ જાતનો સ્નેહ હજી સુધી **સુમને** પોતે મા-બાપ તરફથી જોયો નથી, ને તેથી **સુમને** હવે સુખનું સ્થાન એજ ઘર માન્યું છે.

**નીરુ**નાં સાસરાંનો આ વ્યવહાર છે. આજે દશેરા હોવાથી સૌ બપોરે મોડું જમ્યાં છે, માત્ર ન્હાની ભાભી આવવાનાં હતાં, તેથી કમળીએ પોતે કંસાર રાંધ્યો હતો, કંકાસ કર્યો નહતો. આજે લગાર તે રંગમાં હતી. નવી ભાભીને પોતાની હુકુમત, ચાલાકી, તથા ડહાપણ દેખાડવાના દોરમાં દોરાયલી હતી. **શીવગંગા**એ તેને છેડી નહતી.

નિર્ગુણરાય બપોરના જમીને સાંજે ચા પી બહાર સિધાવ્યા હતા. તેમને માથે એક કામ આવેલું હતું. અમદાવાદના લોકપ્રિય કલેક્ટર સાહેબ, મી. રીડ પેન્સનપર રીટાયર થતા હોવાથી, અમદાવાદી પ્રજા તરફથી માનપત્ર આપવામાં આવનાર હતું, ને તેના કારભારમાં તેઓ ગુંથાવાથી રાત્રીના દસ વાગ્યા પછીજ ઘેર આવવાનું થયું હતું.

ભાભી સાથે ભાઈ આવ્યાની ખબર ઘરનાં માણસોને થતાં તેઓ હેબતાઇ ગયાં, કે રખે નિર્ગુણરાય અપમાન કરે, ને નીરૂના દેખતાંજ સુમનનું દીલ દુભાવે ! પણ હજી બાપાજી ઘેર પધારે, ત્યાં તો દમ્પતી પોતાના એકાન્તાલયમાં પધાર્યાં હતાં. થાક લાગ્યાને બહાને વહેલાં વહેલાં જમી લીધું, ને માએ પણ જાણ્યું, કે આવતા પાણીના પુરનો વેગ રોકી શકાશે નહિ; માટે પાળ બાંધવીજ નહિ; એમ ધારીને વ્હાલાં છોકરાંઓને જલદી સુવાં જવા દીધાં. ડોસા દસ વાગે આવ્યા, ને પોતાની ધૂન પ્રમાણે કંઈ પણ પુછયા વિનાજ પથારી પર ગયા. વહુ આવ્યાં કે નહિ, તેની પણ પુછપરછ ન કરી, જાણે દરકાર ન હોય ! સૌને મન નિરાંત થઇ, ને રાત્રી તો કુશળક્ષેમ વિતવા લાગી, નવલ દમ્પતીની રાત્રી કેવી ચાલી ?

## પ્રકરણ ૫ મું.

### નિરંજનીનો રજની વિલાસ.

" જ્યાં જ્યાં નજર મ્હારી ઠરે, યાદી ભરી ત્યાં આપની;
આંસુમાંયે આંખથી યાદી ઝરે છે આપની.

આ ખુનને ચરખે અને રાતે હમારી ગોદમાં,
આ દમ બદમ બોલી રહી ઝીણી સિતારી આપની.
આકાશથી વર્ષાવતા છો, ખંજરો દુશ્મન બધા;
યાદી બનીને ઢાલ ખેંચાઈ રહી છે આપની.
દેખી બુરાઈ ના ડરૂં હું શી ફિકર છે પાપની;
ધોવા બુરાઇને બધે, પ્રીત—ગંગ વહે છે આપની.
જુનું નવું જાણું અને રોવું હસું તે તે બધું;
જોયું ન જોયું છો બને, જો એક યાદી આપની,
કિસ્મત કરાવે ભૂલ, તે ભૂલો કરી નાખું બધી;
છે આખરે તો એકલી, ને એજ યાદી આપની.

**"કલાપી"**

"પ્રાણનાથ! તમારા પત્રમાં એક વેળા આપેલી આ કવિતા મને બહુ ગમી છે, હં! આહા! મ્હારા જેવી અજ્ઞાન, પ્રેમાળ બાળા—મુગ્ધા કહો, તેને સદા પ્રેમમંત્ર આપનારી આ કવિતા કેવી અનુભવવા યોગ્ય છે!" **નીરૂ**, પોતાના સ્વામીનાથ સંગાથે રજની—વિલાસ ખેલતાં આનંદની લ્હેરો લ્હેતી બોલી.

પ્રેમાળ દમ્પતીયોની યુવાન આશાઓનો તનમનાટ, તેના સ્નેહ અવધનો પહેલો પ્રસંગ, અને વિયોગનાં દ્રવતાં અશ્રુઓ પછી મળેલી એકાન્ત રજની, નિર્ભય જગ્યા માંહેનો આનંદ કેટલો સુધામેઘ વરસાવતો હશે. તે તો કોઇ રસીયો અનુભવી સમજી શકે!

**નીરૂ** ને તેના પતિ સુમનનાં લગ્ન થયાંને એક વર્ષ થઈ ગયું. તે પહેલાં કુંવારાવસ્થામાં તેમનો કશો સંયોગ થયો નહતો. મુખદર્શન પણ ખરેખરી નાગરી રીત પ્રમાણે આજેજ થયું હતું. માત્ર પત્રથી પ્રસંગ ચાલતો હતો, ને તે પણ **નીરૂ**ને જો સારી ભાભી જેવા કુશળ સહચરી મળી ન હોત, તો એ પણ એક ઓ-

રતો રહી જાત, પણ સૌનાં દીલને માર્ગ કરી આપનાર પરમકૃપાળુ પરમેશ્વર સમર્થ છે. સૌના મનના કોડ સહજ એ દયાળુ દેવ પુરે છે.

"હા, પ્રિયા ! સમય સમયના રંગો જુદા હોય છે. વિરહ પ્રાપ્ત થયા પહેલાંનો રંગ, શાન્ત થયા પછી જુદો હોય છે; સૂર્ય ઉગ્યાનો પ્રહર, આથમતી વખતે જુદીજ રીતે તપતો હોય છે."

"શું તે વખતે અતી પ્રેમ, ઘેલછા હતી, ને આ વેળા શાન્ત પડી ગઈ છે ?"

"ના; પણ આપણે દુર રહેલાં વિયોગી હોઇયે, ને તે વખતે મળવાની આતુરતા તથા પ્રેમની રેલછેલ દોડતી હોય, તે મળ્યા પછી હોય !"

"પણ તેથી અંતરમાં ઉભરાતા રેલા કંઈ નરમ પડી ગયેલા ન કહેવાય, નાથ ! પ્રેમનાં કુસુમો કદીયે કરમાતાં નથી, એ તો તમે જાણો છો ? પેલા કવિનું કાવ્ય સાંભળ્યું હશે, કે:—

છે પ્રેમ સુધારસ પાત્ર કોઈ પરખીને પિનારા;
તન મન લોભી બહુ મળે છે, જીવને ઠગનારા.

"એ સઘળા પતંગીયા છે, કુસુંબ રંગરેજ નહિ."

"વ્હાલા ! કહો, તમે તો કુસુંબજ છો કે ?"

"પ્રીયા ! તને પરણ્યો છું, કંઈ ઉપાડી લાવ્યો નથી ! જીવન સુધી જાળવવાની પ્રતિજ્ઞા લીધી છે, કંઈ મ્હોડેની વાતોથી લલચાવી લાવ્યો નથી."

"તોપણ હૃદયનો તાર એક ન હોય તો પછી !"

"આ પ્રશ્ન કરવોજ ખોટો છે. આજે આપણા સુખવાસી સંસારની પહેલી રાત્રી છે. આપણી અનેક પહાડ–ગુફા અને કદણો ઉલ્લંઘવાની છે. મહા હેલીબંધ વર્ષાદમાં, તોફાનની અંદર, પવનના સુસવાટા સાથે, ભરજંગલમાં ચાલવાનું છે. ત્યાંથી જો તર્યા, તો

મહાસાગરમાં ગોથું ખાવાનું મળશે, અથડાવું પડશે, ડુબવું પડશે, જ્યાં આ મહાસંકટ સાથે શોસવાનાં છે, ત્યાં છુટાય શી રીતે ? પ્રેમની દોરી ખેંચી લેવાય શી રીતે ? પ્રિયા, હવે કપાળે ચોંટયા કાન કહાડી નાખવાના હતા ! આ કંઈ ઉડતો પ્રેમ નથી. અજબ જેવું છે કે તને પેલી **નીલમગવરી** પેઠે શંકા કેમ થઇ ? શું તેં મને પેલા રત્નલાલ ઝવેરીના પુત્ર નવલરાય જેવો નબળા મનનો ધાર્યો ! શું આપણો સંસાર એવો ધાર્યો ? ”

“ કૃપાળુ નાથ ! આપ એ શંકા ન કરશો. હું રંક છું, નાદાન છું, નબળા મનની છું. દુઃખ સહવાની મ્હારી શક્તિ નથી, ઠપકો ખમવાની તાકાત નથી, તેથી હું આપને વિનતી કરૂં છું. ”

“ મ્હારી મૃગનયની રંભા ! તું શાન્તિ રાખજે. ત્હારાપર આ ત્હારા પ્રેમાળ પતિની છાયા છે. ”

“ નાથ, પેલી ચંદાનો પ્રભાવ જોયો કે ? તેનો પ્રકાશ પણ ઉગતો–આથમતો છે ! ”

“ આહા ! એ માટે રાવણે કેવો બળાપો કર્યો છે ! સાંભળ પ્રિયા ! ”

“ એક ઘડી રહ્યું આયુષ્ય દે, મન આશ કરૂં પુરી હું મનમાની;
ચંદ્ર તણો ક્ષય ટાળી દઉં, રવિ રાત પડે ન કદી બની રાણી.
સિંધુ તણું જળ મિષ્ટ કરૂં, હરૂં હું જમદૂત તણો ભય જાણી;
અમ્મર આશ રહે જય ખાસ રહે જીવડાની અવિચળ વાણી.

રાવણે મરતી વખતે રઘુનાથને કહ્યું, કે મ્હારી એટલીજ ઉમેદ રહી જાય છે, કે જો પાંચ મિનિટજ જીવવા દે, તો સમુદ્રને મીઠો કરૂં, ચંદ્રને સદા ઉગતો કરૂં, ને મરણનો ભય દુર કરી જમદૂતોને મારી નાખું, કે જેથી જગત સદાકાળ જીવતું ને જાગતું રહે– આશા તથા વાણી અમ્મર થઈ જાય. ”

"પણ મરતી વખત સાંભર્યું શા કામનું ?

બાળપણ ખેલમેં ખોયા,
જુવાનીએ રંગ બહુ જોયા;
બુઢાપણુમાં પછી રોયા.

"અરે શું આ વાત સાચી હશે, કે રામચંદ્રજીએ ધોબીના કહેવા પર સીતાજીને તજી દીધાં !"

"લખનાર મૂર્ખ હશે. સીતા જેવી સુંદરીને માત્ર એવા નિર્જીવ ને નિર્બળ કારણસર રામ જેવા ભરથાર તજી ન જાય; પણ ન્યાયને ખાતર તેમ કરે !"

"સીતાને શો દોષ હતો, કે તેના અપરાધ માટે એ શિક્ષા કરી હોય ! પુરૂષોની કઠોરતા આ જોતાં વધારે સિદ્ધ થાય છે. બિચારી સીતા પોતાના સ્વામીના સુખ માટે મહેલ છોડીને વનમાં આવી, કેટલાં સંકટ વેઠયાં, ને છેવટે તેનો ત્યાગ કર્યો ?"

"એ માત્ર સ્ત્રી હઠનું પરિણામ છે. સીતાએ પેલા સુવર્ણમૃગની હઠ ન લીધી હોત, તો તેનું હરણ થાત ?

"એ દૈવી બનાવ છે. સીતાનો ત્યાગ, એ તેવો નથી."

"રઘુરામ એક પત્નિવ્રતધારી હતા, એ ખરૂં હશે ?"

"હા; રામરાજ્યનાં વખાણ માત્ર નીતિ અને ન્યાય સમાન હોવાથીજ થાય છે."

"આપ તેવી પ્રતિજ્ઞા રાખી શકશો ખરા ?"

"હા; સાચા સ્નેહથી ને શુદ્ધ અંતઃકરણથી ! મ્હારી રંક વેલડીને સંકોચાયલી કે કરમાતી હું જોવાનોજ નથી. મ્હારી કુમુદાને ચીમળાતી જોવાનોજ નથી. તું કાં આજ શંકાનાજ પવનમાં રમણ-ભ્રમણ કરેછે, પ્રાણ !"

"નાથ ! મને કંઈ કુદરતીજ એવી ભાવના થાય છે."

" તું અતી લોભી અને બહુજ લાલચુ લાગે છે. તને સ્વામીનો અતીશય પ્રેમ જોઇએ છે. "

" હા; જો નળરાય પેઠે દગો થાય, તો દમયંતી જેવી દશા મ્હારી થાય ! "

" પ્રિયા ? વિશ્વાસ રાખજે, હું તને નહિ જુદી થવા દઉં, મ્હારી પાસમાંજ રાખીશ. "

" હમણાં આપણે સ્વતંત્ર તો નથીજ. "

" ને તેથી ત્હારી સબુરીની કસોટી છે. "

" પ્રેમનું ખેંચાણ મ્હારા હાથમાં નથી.

" ધારો, કે પિતાએ હાલ તને મ્હારી સાથે મુંબઇ ન મોકલી તો ? "

" તો હું હવે વ્હાલા વિના રહી શકવાની નથી. "

" આ તો તારૂં ઘેલાપણું કહેવાય ! પુરૂષ તો પ્રદેશ ભટકતોજ હોય, તેથી સ્ત્રીને સાસરવાસમાં ન રહેવું, એવું બને ? "

" જો મ્હારા નાથની પ્રીતિ એવી હોય, ને આજ્ઞા એવી હોય, કે મ્હારે તો સાસરામાંજ રહી, અનુકુળતા સુધી તેમની સેવા કરવી, તોપણ હું કરીશ. મ્હારા નાથના પ્રેમનું બળ, મને કષ્ટ વેઠતાં શીખવાડશે. કહો, નાથ ? હવે બીજી પ્રતિજ્ઞા કરાવવી છે ? મ્હારી રીતિનીતિ વિષે તો આપને શંકા નથી કની ? "

" મ્હારી દયાળુ મૂર્તિ ! પ્રેમાળ પ્રિયા વિષે શંકા ? દુધામૃતમાં ઝેર હોતુંજ નથી ! "

" પેલી ડેસ્ડીમોનાની નીતિ–કે રીતિ દુષ્ટ તો નહતી; પણ માત્ર ઓથેલો—"

" હા; તેં ઠીક યાદ કર્યું; પણ હું એવા કાચા કાનનો નથી હો ! પરંતુ તું તો નબળા મનની નથી કની ? " સુમને હસતાં હસતાં કહ્યું.

"મ્હારે એકજ નાથ, ને એકજ સાથ છે. મ્હારો પ્રાણ એક, પ્રભુ એક, ને પતિ પણ એકજ છે. સુખ એક, શાન્તિ એક, ને જીવન પણ એકજ માનું છું. મ્હારા નાથના સુખમાંજ સુખ માનું છું. મને પાળજો, ગમે તો તારજો, મારજો કે ઉગારજો, હું તમારે શરણે છું. દીકરીને ફરિયાદનું સ્થાન માતા—પણ તે મેં ગુમાવ્યું છે. બીજું દુઃખ રડવાનું સ્થાન સ્વામી, તે મેં સ્વિકાર્યું છે. તમે હવે મ્હારી સાર લ્હેજો, માફ કરજો, હમે અબળા જાત, ડગલે ને પગલે ભૂલથી ભરેલી હોઇયે છીયે—તમે અમારા નાથ—ધણી છો. તમને રૂચે, તે કરવા બંધાયલાં છીયે, તમારા આશરે છીયે, માટે સંભાળજો. અમારી જીવન—સુખ દોરી તમારા હાથમાં છે. અરે તમારા પ્રેમ—કુવામાં, કાચે સુતરને તાંતણે ઉતરેલાં છીયે, માટે સ્વામીનાથ? પ્રભુનો ડર રાખીને, અબળાની ધા જાણીને પણ અમને પાળજો—સંભાળજો." **નીરૂએ** આજે ભાવીનું ભાગવત ઉખેળ્યું. કોણ જાણે શા માટે તે આટલું બોલી, એ તેનાથીએ કળાયું નહિ!

"હા, પ્રિયા—મેં સાંભળ્યું, તું નચિંત રહેજે—પણ તું મ્હારા માટે નવું શું લાવી?

"તે તમે ન જોયું?"

"ના—મને તું બતાવે, ત્યારે જોઉં કેની?

"જાઓ મ્હારા નાથ! ત્યારે તમે ખરા પ્રેમી નહિ!"

"હું કંઇ જાદુગર નથી કે જોઈ શકું!"

"ખરો પ્રેમી, તે જાદુગર કરતાં આલે હોય છે. મ્હારા નાથ, તમે ચતુર છો, ને આમ શું કહો છો? તમારા માટે હું જે લાવી છું, તે તો વળી તમે જોયુંએ ખરૂં, ને કંઠમાં પહેર્યુંએ ખરૂં?"

"જા જા! મ્હારી મશ્કરી કરે છે કે? ક્યાં છે કંઠમાં?"

"જરા છાતીની વચ્ચે તો જુઓ?"

"ત્યાં તો કાળજું છે—હાર્ટ છે!"

"તેમાં મ્હારૂં અરધું હૃદય મુકયું છે. જુઓ?"

"વાહરે વ્હાલી વાહ! ઠીક કલ્પના કરી?" સુમન બહુજ હસી પડયો.

"નાથ! જે ખરા પ્રેમી છે, તે તો પારખીજ લ્હે."

"હું ઝવેરી પાકો નહિ—તેં ખુબ સમસ્યા સમજાવી! ચતુર નાયિકાની આ એક ખરી ખુબી છે."

"પ્રાણાધાર? ઘડીઆળમાં પાંચ વાગ્યા—આખી રાત્રી આ રીતેજ વિનોદ—વિલાસમાં પસાર થઈ; હવે આપ જરા આરામ લ્હેશો?"

"પ્રિયા! આ આરામ સદા મળતો નથી—ઉંઘ વળી વિયોગીને કેવી?"

"હવે તો સંયોગી થયાં?"

"ઘણા દહાડાનો વાયુ એકઠો થયો છે, તે એકદમ શાન્ત નિદ્રા ન આવવા દે! તોપણ મ્હારાં જીગરની લાવણ્યતા જોતાં જોતાં હું ઉંઘી જઇશ!"

"ગરમી ઘણી પડે છે; લ્હો—હું પંખો નાખું! મ્હારા વ્હાલાને સુવાડી દઉં? ચરણ તળાસું?"—

"ના—જરા પંખો ઉડાવ—માત્ર પ્રેમના પવનથી શાન્ત નિદ્રા આવી જશે!" નીરૂએ પંખો લઈ લીધો, ને સુમન તેના ખોળામાં માથું રાખીને સુતો. નીરૂ પોતાના સ્વામીના કપાળ સામું જોવા લાગી.

"આહા! કેવું ભવ્ય કપાળ, કેવો મોહક ચહેરો? ખરે, જાણે મ્હારા ભાગ્યનો ચમકતો સિતારો! ઓ અખંડ ઝગમગતા તારાઓ? તમે કદીયે ચંદ્રના તેજમાં છવાઇને ડુબી જશો નહિ! તેજથી અંજાયા છતાંયે તમારો પ્રકાશ બંધ કરશો નહિ! મ્હારા નાથના સીતારાને પણ ઝાંખો થવા દેશો નહિ! કોઇ ચંદ્રમુખી રજની તેમને ઝાંખો કરવા આવે, તો તે થવા દેશો નહિ! આહા! શું મ્હારા સૌ-

ભાગ્યનું આ અખંડ કુસુમ, આ નિરંજનીના દેહને છેવટ સુધી શોભાવશે ? મ્હારો સૌભાગ્યનો તોરો સદાય સુગંધ આપતો રહેશે ? જે મ્હોડામાં પાનની લાલી ચમકે છે, તે નાગરવેલીજ ચાવશે કે ? જેની પ્રીતિ ઉભરાય છે, તે ચાલુજ રહેશે કે ? જો તે નરમ પડી હોય, તો નિરંજની ? ત્હારૂં મુખ કેવું કરમાઈ જાય ! ત્હારૂં હૃદય કેવું ખિન્ન થઇ જાય ! પણ હા !—"નીરૂ ચમકી—" હું આ, શા તરંગો ચલાવું છું : મ્હારા જીવન સુખપર શાને શકની નજરે જોઉં છું ? ના—મ્હારા વ્હાલા દયાળુ છે. તેની પ્રીતિ બદલાશેજ નહિ ! વ્હાલા ! વ્હાલા ! મને સદા ત્હારા પડખામાંજ—છાયામાંજ રાખજે ! મ્હને હવે ત્હારોજ આધાર છે ! હા; મ્હારો નાથ, મને હથેળીમાં રમાડશે, હૃદય—હીંચોળે ઝુલાવશે, ને પોતાની છાયામાંજ રાખશે !" ભલી ને ભોળી નીરૂ પવન નાખતી હવે શાન્ત પડી. પતિને નિદ્રાવશ થયલો જોયો, એટલે પોતે પણ સહજ ઢળી—નિદ્રા દેવીએ તેને વિમાનમાં ઉંચકી લીધી.

આહા ! નીરૂને આ વિચારો શા માટે સ્ફુરતા હશે ? નાજુક મનની નાજનીયે છેલ્લે છેલ્લે એકાદ બે પુસ્તકો એવાજ પ્રકારનાં હૃદયભંગ—રંગનાં વાંચ્યાં, તેથી તેના નબળા મગજપર તેમજ કંઇ અસર થઇ હશે. જુગલ કિશોર જોડલાં ખરે શાન્તિની નિદ્રામાં પોઢી ગયાં; પણ તેની ભાગ્ય દેવીએ કંઈ તરેહવાર ઉથલ—પાથલ કરવા માંડી.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### નવા સંસારની શરૂઆત !

પ્રેમના આવેશમાં આંધળાં બનેલાં જોડલાં, જાણે ઉભયનું કુટુંબ પોતે ભલું કરી દેવાનાં છે, એ આવેશમાં દિવાનાં બની જાય છે. તેનો ઉછળતો પ્રેમ હાથમાં રહી શકતો નથી. તેનો અંધાપો

કેવળ બીજાંને આંધળાં સમજે છે, પોતે ભાન ભૂલી જવા સાથે બીજાંને પણ ગમાર સમજે છે. પ્રીતિનાં દર્દનું આ એક ઉપલક્ષણ છે. પ્રારંભનો પ્રેમ એક એવું મોહનું રૂપ પકડે છે, કે તેની સકળ વૃત્તિઓ તદાકાળ વ્હાલાના વ્હાલમાંજ તલ્લીન થઈ જાય છે! આહા! કૃષ્ણ–ગોપીના પવિત્ર ને નિર્મળ ભાવનો કેવો પ્રકાશ પડ્યો છે? પ્રેમલક્ષણા ભક્તિનું કેવું સુફળ મળ્યું છે? ગમાર ને ધર્મથી અજ્ઞાત તેનો ઉલટો અર્થ કરે છે, પણ ખરૂં શોધનારાને શું સમજાયું છે? વ્રજમાંથી જવાની તૈયારી કર્યા પછી શ્રી કૃષ્ણ પ્રભુના રથ સામે આવીને વ્રજવનિતાઓએ સ્તુતિ કરી કેઃ—

"દયાનિધાન! આ ચરણરજ દાસીયોનો પ્રેમભાવ સ્વિકારીને તેમને સાથે લહો–નહિ તો આપ પ્રભુજી અહીં રહો, કે અમે દર્શનાતુર ગોપીયો સદા શાન્તિ પામીયે; નહિતો વિરહથી વ્યાકુળ થઇને આપની શોધમાં આવવું પડશે. યમુનાં તટપર મુરલીની ધૂનમાં ઘેલી કરીને સંતાઈ ગયા પછી અમારે માથે જે વિટમ્બના પડી, તેવી પડશે; માટે માનો–પ્રભુજી!"

"ગોપાંગનાઓ! તમે તમારા સ્વામીની સેવા કરો. સ્ત્રીયોનો ધર્મ છે, કે પોતાના પતિને પુજવા!"

"દયાળુ દેવ! પ્રેમલક્ષણા ભક્તિ, એ મુક્તિનું સ્વરૂપ છે. કામિનો વ્યવહાર કૂટીલ જેવો છે. અમે જે રીતે પરણ્યાં છીયે–પ્રેમની કે પતિની ભાવનાનો અમને અંશ પણ ભેદ માલમ નથી. માત્ર અમને તો એક મૂર્તિમંત કાયાવાળા પુરૂષ સાથે પરણાવ્યાં છે. તેમનું પ્રથમથી દર્શનજ થયું નથી, તો પછી પ્રેમ તે હોયજ ક્યાંથી? પ્રેમ, એ મુક્તિનું દ્વાર છે, ને તે પ્રેમ આપના પ્રતિજ લાગ્યો છે, અમારી વૃત્તિ શુદ્ધ છે. આપને કામ સ્વરૂપે નહિ, પણ પ્રેમ દેવ રૂપે ભજીયે છીયે. અમે આપની ઇન્દ્રિયો છીયે, ને તેથી

અમે આપના દર્શન વિના રહી શકવાનાં નથી. મૂર્તિમંત કાયારૂપ પતિને આપની પેઠે ભજી શકવાનાં નથી !"

"**વી**રમતીયો ? તમે ભૂલો છો. વ્યવહાર અને ધર્મ બન્ને સાચવવું, એજ સંસારીયોનું કામ છે. ખરી વાત છે, કે હાલ કળિના વહેવારમાં પ્રેમથી ભજીને પરણુનારી સ્ત્રી થોડી છે. પ્રેમવિના મુક્તી નથી, તેમ પ્રેમ વિના ભક્તિ નથી. તમને માત્ર માંસલકાયા જોડે પરણાવવામાં આવી છે, ને તેથી તમે કહો છો તેમ તેમના પર તમારો પ્રેમભાવ ચોંટતો ન હશે, તોપણ વ્યવહારને ખાતર તમારે પતિને ભજવો જોઇએ !"

"દેવના દેવ ? અભાવતું ભોજન શી રીતે ખવાય ! અજીર્ણપર ખાખ શી રીતે ખવાય ?"

"પણ જો તેમ નહિ કરશો, તો હવે પછીના વિષમકાળમાં ધર્મ હાની થશે; મ્હારા અવતારની અસિદ્ધી થશે."

"તો અમરા હૃદયમાં એવી પ્રીતિભાવના મુકો, કે અમે અમારા પતિને ભાવથી ભજી શકીયે !"

"હું તમારી ઇચ્છા તૃપ્ત કરૂં છું, તમારા નાથના સ્વરૂપમાં મ્હારી શક્તિ મુકું છું. જાઓ, પાછાં ફરો, ને સ્વામીની સેવા કરો. તમારા સ્વામીને તમે શુદ્ધ ભાવે ભજો. જે સ્વરૂપ તમે ચાહશો, તે તમને નજરે પડશે. જે ભાવનાથી ભજશો, તે રીતે તમને ફળશે. તમે મ્હારૂં સ્વરૂપ તેમાં જોઈ શકશો. પતિને પ્રભુરૂપ ગણીને ભજશો, તો તે મુક્તિરૂપ ઠરશે."

"અમે આપની આજ્ઞા માથે ચડાવીએ છીયે, ને હવેથી પતિને પ્રભુરૂપ ગણીને ભજવાનું, સેવા કરવાનું શરૂ કરીયે છીયે, પણ જો જો, અમારી સાથે પણ કપટ ન કરતા ?"

"શ્રદ્ધા ફળે છે, પથ્થર નહિ ! એકીન ફળે છે, માળા નહિ!"

વાંચનાર, આ પ્રકારની પ્રેમલક્ષણા ભક્તિથી તરનારાં પ્રાણીઓ શ્રદ્ધાથીજ સુખી થાય છે. નીરૂના મનમાં જે કલ્પના ઉભી થઇ છે, તેમાં કંઈક કુદરતી ચમત્કાર હશે, નહિ તો એકાએક આ શંકા પ્રાપ્ત ન થાય! જ્યારે પાસા સવળા પડવાના હોય છે, ત્યારે સઘળા સંજોગો અનુકુળ થઈ પડે છે, પણ જ્યારે ઉલટુંજ પરિણામ આવવાનું હોય છે, ત્યારે હાથ પડેલાં સાધનો સરળતાથી સરવા મંડી જાય છે, ને અંતે એવી મુશ્કેલીમાં ભાન ભુલી જાય છે, કે બીજા કલ્પનામાંયે આવી શકતાં નથી.

સુમન અને નીરૂ સવારમાં મોડાંજ ઉઠ્યાં. નિર્ગુણરાયે રાત્રે કંઈ પણ વાત ન કરી. તેમનો હોલ જુદોજ હતો. ધર્મ વ્યવહારના માર્ગથી પોતાની બેઠકનો માર્ગ અલગ હતો; અને કામ વિના ત્યાં કોઈ જઈ શકતું નહિ. પોતાને જમવા આવવાનો દરવાજો અલગ હતો, ત્યાં બીજું કોઇ નજરે પડતું નહિ.

આજે પ્રભાતમાં કોર્ટ હતી—એટલે આઠ વાગ્યામાં ન્યાયાધીશ સાહેબ તો ચાલ્યા ગયા. સુમનભાઇ ઊઠયા, ને પિતાને બહાર ગયા જાણીને શાન્તિથી થાક ઉતારવા લાગ્યા. મા કને બે ઘડી વાતો કરી, પ્રિયા સાથે ચા પીધો, પાન ખાધું અને ન્હાઇ–ધોઈને ભાભાના હાથની ગરમાગરમ રસોઈ જમવા ચાલ્યા.

સુમને પોતાની પ્રિયા સાથે બીજી તરેહવાર વાત કરી, પણ પોતાની કમળી બહેન લગાર ખુશામત ઇચ્છનારાં છે. તેને રમાડી લ્હેવાની વાત ન કરી. અજાણી નીરૂ ગંભીર હતી, એટલે કમળીને લાગ્યું, કે ભાભી સાહેબ મોટા જાગીરદારનાં દીકરી તેથી મિજાજમાં હશે. નીરૂ બિચારી પોતાના ઓરડામાંથી ન્હાઈ–ધોઈને સાસુ કને જતી હતી, ત્યાં કમળીએ પોંખી લીધી.

" ભાભી સાહેબ મોટાં જાગીરદારનાં છોકરાં હોય, તો તેના બાપને ભારે, બીજાંને શું ? "

કમળીએ આડકતરી રીતે તાણો માર્યો, કજીયો કરવાનું ઉપાસન કર્યું, પણ નીરૂ શું જાણે કે આ કજીયાબાઇએ સ્વભાવ દોષ ઉપેડયો છે ? નીરૂ કંઈ બોલી નહિ, એટલે તેના પાસે આવીને કમળી બોલી–" ભાભી સાહેબ ! અહીં કંઇ અમલ કરવા નથી આવ્યાં ? માબાપે મર્યાદા શીખવાડી છે કે નહિ? બપોર દહાડે સોડમાંથી છુટયાં, ને પાછાં પાટલા પર આવીને બેસવાના આમંત્રણની વાટ જોતાં હશો ? અહીં કંઇ ભટ કે નોકર નથી ? ચાલો, ચોપડાં આવડે છે કે ? " કમળીએ હાથ પકડયો. શીવગંગા પાછલા ખંડમાં હતી, તેણે આ ઘોંઘાટ સાંભળ્યો, ને જાણ્યું કે વરૂએ બકરાંને પકડયું છે. શીવગંગા હજી બહાર આવે, ત્યાં તો સુમન ન્હાતો હતો, ત્યાંથી ભીંજાયલે કપડે બ્હાર કરવા આવી ચડયો.

" કેમ રે કમળી ! પેલી બિચારી અજાણીને એટલો દમ કેમ મારે છે ? તેને તો તેનાં માબાપે મર્યાદા શીખવાડી નથી, પણ તું શીખી છે, તેનો ઉપયોગ કરી બતાવ ! જા, ખબરદાર, તેને ધમકાવી તો ? "

" હા–હા, જાણ્યું જાણ્યું ! તુંજ એક બૈરી પરણ્યો છું ! ભલે, ગમે તે કરો–મને શાને ધમકાવે છે ! શું અમે તારાં ઓશીઆળાં છીયે તેથી ? હજી તો મા ને બાપ બન્નેની છાયા છે; નથી ભાઇ, ભાભીને પનારે પડયાં ! " કમળીએ રૂદન શરૂ કર્યું. તે ગળે પડી, સુમન ચાલ્યો ગયો. માતાને સામેથી આવતી જોઈનેજ ચાલ્યો ગયો.

" બહેન ! તમે કહો, તે હું કરૂં ! હું કયાં ના કહું છું ! હું અજાણી છું, મને અનુભવી કરો ! " નીરૂએ કમળાને સમજાવીને કહ્યું, શીવગંગા આ વચનો સાંભળીને એકદમ આવતી અચકી પડી.

"હા, હા, એ બધું બોલવામાંજ! જાણી તમારી ચતુરાઇ! મ્હારી કને આ ચરિત્ર નહિ ચાલે? ભાઈ સાહેબ ભલે મડમ સાહેબને માથે બેસાડીને ચાલે, મ્હારે તો ખાસડા ઠેકાણે!" એટલું બોલીને કમળી ચાલી ગઇ, **નીરૂ** તેની સામું જોઇ રહી, **શીવ**ગંગા આગળ આવી.

"બેટા? મ્હારી કમળીનો તો એવો સ્વભાવજ છે, તું મનમાં ઓછું ન લાવતી; આવ, મ્હારા ખંડમાં!" **નીરૂ**ને પોતાની બાથમાં લઇને તે બોલી, **નીરૂ**થી રડી જવાયું.

"મા! મેં તેમને કશું કંઈ કહ્યું નથી, હોં!"

"હા, હું સાંભળું છું. પાછલાજ ખંડમાં હું હતી, ને તેથીજ એકદમ અહીં આવી, કેમકે એ અલ્હેતી છોકરી કદાચ તારૂં અપમાન કરી નાખે!"

"ના—માજી! મને વળી માનાપમાન કેવું! હું તો તમારી છાયામાંજ છું. હું અજાણી છું, એટલે ભૂલ—ચુક થાય, ને તમે કહો, તેમાં દુઃખ શેનું?"

"દીકરી! કહેવત છે કેઃ—

કાણાને કાણો કહે, કડવું લાગે વેણ;
ધીરે ધીરે પુછીયે, આ કેમ ગુમાયાં નેણ?"

માત્ર બોલવા બોલવામાંજ ફેર છે. એ માત્ર સ્વભાવ દોષ છે. ચાલ, રસોડામાં જઇયે, જમવાનું થઈ ગયું છે. ત્હારાં જેઠાણી રાંધે છે, ત્યાં જઇયે?"

"માજી! આજે હું મોડી ઉઠી છું, હોં! કાલથી તમે કહો, તે વખતેજ ઉઠીશ?" ભલી ને ગરીબ **નીરૂ** સાસુનો ઠપકો સાંભળતા પહેલાં બિચારીએ પોતાની ભૂલો કહેવા માંડી. ભલી સાસુ તેની ગરીબાઈ જાણી ગઈ. અનુભવને અંતે તેનામાં ડહાપણ આવ્યું હતું.

વહુવારૂ તરીકે સાસુના હાથ તળે સંસાર ચલાવેલો હતો, તેથી પોતાની દશા શી થતી, એ જાણુતી હતી. કેટલીક હલકા મનની સાસુ એવા અનુભવનો ખોટો ઉપયોગ કરતી, ને પોતાને માથે ગુજરેલો સીતમ પોતાની પુત્ર વધુપર ગુજારીને પોતાના જીવન દુઃખનો દાખલો બેસાડતી; ત્યારે ભલી સાસુ, પોતાનું દુઃખ કેવું આકરૂં હતું, ને તેથી કેવું દીલ દુખાતું, એમ સમજીને માત્ર મ્હોડાની વાતો કરી, ભલા વિચારોથી પોતાની પુત્રવધુને છાયામાં રાખી, સુખી થયલી જોતી. આ માત્ર ગુણ–દોષનું કારણ હતું; સાસુ–વહુ રસોડામાં ગયાં. સુમન ન્હાઇને ત્યાંજ આવ્યો, અને નિરાંતે જમ્યાં.

દમ્પતીના અતુલીત પ્રેમનાં બન્ધનો તેમને એકાન્ત ભૂવનમાં ત્રસડી ગયાં. નવાં જોડલાં સુખમાં રહે, એ ભલાં માબાપોની શાન્તિ છે, એમ માનીને તેમને છેડતાં નહિ.

નિર્ગુણરાય કોર્ટમાંથી ઘેર આવ્યા, ને ન્હાઇ ધોઇ જમ્યા. તે પ્રસંગે પણ સુમનના આવાગમન માટે કંઈ બોલ્યા નહિ! શીવગંગાએ જાણ્યું, કે આજે વળી એવીજ ધૂન હશે, પરંતુ નિર્ગુણરાયના મગજમાં ધૂમો તો ભરાયલો હતો જ; માત્ર ખાલી કરવાનો પ્રસંગજ મળ્યો નહતો.

---

## પ્રકરણ ૭ મું.

### ઉભરાતા પ્રેમનો ઉછાળો.

સુમનની આશાવંતી મૂર્તિ નિરંજની પ્રતિ તેનો પ્રેમ એટલી તો હદ સુધી ઉછાળો મારી રહેલો હતો, કે પોતાની આંખથી તેને અળગી કરવાને હઠીલો થતો હતો. સુમનની ઇચ્છા એવી થઈ, કે પોતાની પ્રિયાનો ફોટો લેવરાવવો. જો કે તેઓ દમ્પતી, બીજે દહાડે

સવારે તો મુંબઈ તરફ ઉપડી જવાનાંજ હતાં, પરંતુ જુવાનીના ઉછાળાએ, ને પ્રેમની ધુનમાં મસ્ત બનેલા સુમનને આ વાત સુઝી. પોતાની પ્રિયાને તે વાત ન કરી, અને તેણીને તાજુબી પમાડવા, તથા તેની પ્રત્યે પોતાનો કેટલો ઉંડો પ્રેમ છે, એ બતાવવાનો તેણે યત્ન કર્યો.

નિર્ગુણરાયને માથે પેલા રીટાયર થતા અંગ્રેજ અમલદારને માન આપવાની ગોઠવણ કરવાના સંબંધમાં તેમના પર જે ફરજ આવી પડી હતી, તે માટે તેઓ તો બે વાગે બંદોબસ્ત કરવાને ઘેરથી બહાર નીકળી ગયા. અને સુમનરાય પોતાની પ્રિયાંગનાને શણગારીને ફોટોગ્રાફ–હાઉસમાં ચાલ્યા! મુંબઇની ધૂન ને પવન મગજમાં ઘુમતો હતો, એટલે ઘરમાં કોઇની પરવા નહતી. મોટાભાઇ, ભાભી તો કિમત વગરનાં તેને મન હતાં, ને મા બિચારી ભલી હતી. પોતાનાં બાળુડાં સુખ–મોજમાં ફરે, તે જોવા રાજી હતી. કમળી તો કટકણી, છૈછણી, ને કજીયાબાઈ હતી, એટલે તેનો તો વક્કર નહતો! ડોસો બે દરકાર હતો, પછી સુમન શા માટે સ્વતંત્રતા ન વાપરે?

ફોટોગ્રાફવાળાને ચાર્જ કરતાં એકાદ ચાટલા વધારે આપવાનું કહીને, બીજેજ દિવસે કોપી મેળવવા કરાર કરી ફોટો પડાવ્યો. નવી સ્ટાઇલ પ્રમાણે, ને અપ ટુ ડેટ ફેશન પ્રમાણે, પુર્ણ પ્યારવંતાં જોડલાંને છાજે, તેવી રીતે છબી પડાવી.

નીરૂના મનમાં સહજ સંકોચ થયો, અને માતપિતા જાણશે, તો ઠપકો આપશે, એટલું તો લાગ્યું; પરંતુ પતિની ઇચ્છા વિરૂદ્ધ ન થવાના નિયમથી તેમણે ફોટો પડાવ્યો. પ્રિયાને પોતાની પાસે ઉભી રાખી હતી, ને પોતે તેના મોં સામું જોઇને હસતો હોય, તેવો પ્રેમાળ ચ્હેરો પ્રકટ કર્યો.

સુમને ત્યાંથી પત્નિસહ રજા લીધી, પોતાની પ્રિયાને, નોકર સાથે ઘેર મોકલી દીધી, અને પોતે શાન્તિભૂવન થીયેટરમાં "વીણા-વેલી" નાટકની ટીકીટ ખરીદવા ગયા. રાત્રીએ પોતાની પ્રિયા સાથે નાટક જોવા જવાનું હતું, તેથી રીઝર્વ સીટ કરી લેવા ગયા. કંપનીનો મેનેજર તેને સારી રીતે પિછાણતો હતો. વળી તે એક માનવંત ન્યાયાધિશનો પુત્ર હતો. ને ઓછામાં પુરૂં, તે આવતી કાલે, કલેકટરના માનમાં ખેલ કરવાનો નક્કી ઓરડર આપવાનું કામ તેના પિતાના હાથમાં હતું. તેથી સુમનને ટીકીટ રીઝર્વ કરી આપતાં પૈસા લેવા ના કહી. સુમને આગ્રહ કરીને પૈસા આપ્યા. અંતે નાટકવાળાએ નાટકી ગત કરીને ખાસા ચાર રૂપિયા ખીસ્સામાં મુકી દીધા. સુમન ઘર તરફ વિદાય થયો. પોતાની વ્હાલી પ્રિયાને પ્રથમથીજ પ્રેમ-રંગમાં ઝબોળવા આ ઉછાંછળો પ્રયત્ન આદર્યો; એ પ્રયત્ન નુકશાન-કારક નીવડશે, તેનો ભય કે ચિન્તા ન ચિન્તવી !

અભાગ્ય ચોઘડીએ અવળા દાવનો ઉપાયજ ન મળે–સુમનનો યત્ન અફળ નીવડયો.

નિર્ગુણરાયને આજે બે કામ કરવાનાં હતાં. એક તો આજે ૭ વાગે કલેકટરના માનમાં મેળાવડો હતો. ત્યાં ફોટો પાડવાની ગોઠવણ કરવાની હતી; અને બીજે દહાડે નાટક કરાવવાનો હતો, તેનીયે ગોઠવણ કરવાની હતી; એથી તે પ્રથમ ફોટોગ્રાફરને ત્યાં ગયા. ફોટોગ્રાફર પણ બીન અક્કલનો, ને પોતાના કામની પ્રશંસા કરવામાં આકળો થઇ ગયલો, તેમજ પોતાનું બહુ લાયક કામ છે, એ બતાવવા યત્ન કર્યો; અને સુમને પડાવેલી છબીનો તાજો કાચ બતાવી બોલ્યો.

"આપના પુત્ર હમણાંજ છબી પડાવી ગયા છે, કાચ તાજો છે, છતાં કેટલા સુંદર શીગર છે ? અમારે ત્યાં કામ ચોકસ, ઝડપનું ને સફાઇદાર થશે !"

"વારૂ, ત્યારે સાધનો લઇને પ્રેમાભાઇ હોલમાં પાંચ વાગે આવજો." એટલું કહીને નિર્ગુણરાય ચાલ્યો ગયો. તેના મનમાં પોતાના પુત્રની ઉછાંછળી રીત માટે બહુજ તિરસ્કાર પેદા થયો.

દારૂમાં દીવાસળી પડે, તેમ વળી બીજો બનાવ બન્યો.

ફોટોગ્રાફનું નકી કરીને નિર્ગુણરાય, પેલા નાટક વાળા પાસે થીયેટરમાં ગયા. મેનેજરે તેને નાટકી લાયકાત પ્રમાણે નમી નમીને આવકાર આપ્યો, અને ખુશામતી સત્કાર કરવા માંડયો. મેજીસ્ટ્રેટે કહ્યું, કે મ્હારે પ્રથમ કામની જરૂર છે.

"સાહેબ આપની દયા છે, તો સૌ સારૂંજ થશે. કહો, આપની શી આજ્ઞા છે?"

"આવતી કાલે "વીણા–વેલી" નાટક કરવાનો છે. અમારે માટે ઓરચેસ્ટ્રા ને ફર્સ્ટ કલાસની બધી રૉ રાખી મુકજો. બીજા કલાસની ટીકીટો જો તમને વહેંચવી હોય, તો પબ્લીક માટે રાખજો. અમને વાંધો નથી. અમે તમને ઠરાવેલી રકમ આપીશું.

"બહુ સારૂં, સાહેબ! પણ અમારી એક કસુર માફ કરજો, જો કે મેં તો બહુ વિનતી કરી, પરંતુ સુમનરાયભાઇએ માન્યું નહિ; ને આજ રાતની બે ટીકીટ પૈસા આપીને રિઝવર્ડ કરાવી ગયા!"

"તમારૂં તેમાં શું ગયું? ધંધાનું કામ છે!"

"પણ સાહેબ! તમારો હમારાપર ઉપકાર થાય, ને હમારાથી પૈસા લેવાય! શું આ ઘર જુદું છે?"

મેનેજરે, મેજીસ્ટ્રેટને પણ નાટકી બનાવ્યા! જાણે તેનું ઘર પણ નાટકશાળા જેવું નાચતું–કુદતું છે. નાટકવાળાની ભાષાજ નકટી!

"ઓલરાઇટ! હવે કાલે અમે વખતસર આવીશું. અમારો ઇન્વીટેશન કાર્ડ લાવે, તેને દાખલ કરજો. માત્ર આગલી બે શીટ્સ એંગેજ રાખજો."

એટલું કહીને નિર્ગુણરાય ચાલ્યો. માર્ગમાં પોતાના પુત્રની આ અવિચારી ને ઉછાંછળી રીત માટે ઘણોજ ખેદ થયો. ને જો હવે તેને ઘટતી સજા નહિ થાય, તો તે ઘણોજ ઉચ્છૃંખલ બની જશે, એ ચિન્તા પેદા થઇ. તે ત્યાંથી પરભારો ઘેર ન ગયો. કેમકે મીટીંગનો બન્દોબસ્ત કરવાનો હતો. સાત વાગે ત્યાંથી છુટયો, અને ઘેર આવીને પોતાના મગજપર પુત્રની અઘટિત રીતનો ધૂમો હતો, તેને કહાડવાનો યત્ન કર્યો. ઉભરાતા પ્રેમનાં ઉછાંછળાં પગલાનું પરિણામ પુત્રની વિરૂદ્ધમાં આવ્યું.

## પ્રકરણ ૮ મું.

### ન્યાય અને શાસન.

સન્ધ્યા સમય પુરો થયો. સુમન પોતાની પ્રિય પત્નિ સહિત આજે રાત્રે નાટકમાં જવાનો હતો. નાટકમાં જવું, એ તો શોખીનોને મન, જાણે મોટા લગ્નમંડપમાં કે લ્હેવીમાં પધારવા જેવું હોય, એમ ધારીને બે બે કલાક તો ડ્રેસમાં ગાળે, અને ઉત્સાહનો તથા ધાંધલનો પાર નહિ.

જે અમદાવાદ જુનું હતું. તે આજે બદલાયલું લાગતું હતું. એક એક જઇ ( પાઇ ) હિસાબને ચોપડે ચડતી, ધોબી-હજામનાં વરશાન અપાતાં, અને નાટક-ચેટક બદલે ભાંડ-ભવાઇ થતી, તે ટળી ગઈ છે. અને વોશીંગકંપનીઓ, હેરકટીંગ સલુન, ને રીચીરોડ પર લ્યામલાઇટથી દીપતાં હોટલપર અમદાવાદી ભાઇયોનો મારો ચાલ્યો છે, તે ઉપરાંત દારૂનાં પીઠાં જોવાં જુદાં, ને કદાચ મી. કામાના ઍમ્પાયર હોટલની મુલાકાત પણ લઇ શકાય ખરી !

નવા જુવાનીયાઓને લાગેલો નવીન શોખ, અમદાવાદની ભવિષ્યની ક્રેડીટને વેપારી લાઇનમાંથી અળગો કરી દે, તો નવાઈ નથી. હાલની પ્રજા કેવળ બેદરકાર અને બેપરવા છે. જો કે હજી કેળવણી છે ખરી, પણ આજના સમયની હરિફાઇમાં વિવેક, નમ્રતાને મોટે ભાગે ઓળખાણ વિના ભલા ભલા પુંછડીયાઓને ડીગ્રીવાળાને પણ ઈનફ્લ્યુન્ઝ વિના મુસારો મળી શકતો નથી. અમદાવાદી ફાંકડા જુવાનો વગેરે મારતેમીયાં પેઠે ઇશ્કના વાળના ઝુમખા રાખીને ફરવું, બાપ કમાય ને દીકરો ખાય, તેવા રોબપર તાગડધિન્ના કરવું, વાંકી ટોપી ને વર લાડકા, પેઠે સાસરવાસમાં સવાર થઇ ચાલવું, ને આવડતમાં જોઇએ તો એકડો નહિ! નોકરી કરવાની દાનત પુરી પાધરી નહિ! મિજાજ તો નાકની દાંડીપર, પછી ભાવ પણ કોણ પુછે? આ રીતભાતવાળાને લાગવગ કોની થાય! પોતે પોતાનું પુરૂં ન કરી શકે, તો બીજાને શું પાળે? હજી જમાનો જોઈ શકયા નથી, પરંતુ પરિણામ તેમની વિરૂદ્ધમાંજ આવશે; કેમકે એકાદ દાયકામાં સ્વતંત્ર રહેણી–કરણીના પ્રતાપે, એક બીજાને ભૂલી જશે; દેશાવરના ધંધા તથા નોકરીના સબબે કોઇ કોઇ વાર મળવું થતાં, સંપ કે સ્નેહ જળવાશે નહિ. ને એ રીતે પડતી થવાનો સમય નજદીક આવતો જશે. જો કે આ પંથ ગુજરાતના ઘણા શહેરોમાં પ્રસરેલો છે, નવી કેળવણીના પ્રતાપે જુવાનોના મગજમાં જે પવન તથા ફાંટો આવ્યો છે, તે આવડત કરતાં અક્કડાઈના રાજ્યનો વધારે આશ્રિત છે, ને તેથી ઉંચી સોસાયટીમાં તેઓનો સમાસ થવો મુશ્કેલ છે. જેમ પાંચ આંગળી સરખી નથી, તેમ બધા જુવાનો સરખા નહિ હોય; પરંતુ મોટો ભાગ, બેદરકારી, બેપરવાઇ, મિજાજ અને આપ અખત્યારીથી ચાલનારો નીકળવા માંડયો છે, એ આપણા દેશી સંસારનો નાશ ને નુકસાન કરનારૂં છે. ઇશ્વર સૌને સદ્બુદ્ધિ આપે. આ સર્વ બાળ કેળવણી ને નીતિની ખામીનું પરિણામ છે.

નિર્ગુણરાયને લાગ્યું કે, જે પુત્રપર પોતે ભલી આશા બાંધી હતી, તે પુત્ર પણ મુંબઈની સ્વતંત્ર જીંદગી ભોગવતાં ઉચ્છૃંખલ બની ગયો છે. " રોગ થતો ડહામવો–ને શત્રુ ઉગતો તાડવો " એ રીતે નિર્ગુણરાયે પોતાના પુત્રને ન્યાય ને શાસન આપવાનો ઠરાવ કર્યો.

પોતે સાંજ સમયે ઘેર પધાર્યા. અને પોતાની ઓફીસમાં ન્યુસ વાંચવા બેઠા. બાપાજી ઘરમાં આવ્યા છે, એટલે છોકરાંઓ તથા નોકરો ચૂપ–ચાપ ચાલવા લાગ્યા.

સુમનને નાટકમાં જવાનું હતું. બા સાહેબને કહી રાખ્યું હતું. બાપાને જાણ થવા દેવી ન હતી. પણ બિચારા સુમનને કયાં ખબર હતી, કે બાપાજી તો તમારાં સઘળાં કારસ્તાનથી પુરા વાકેફગાર થયા છે, ને એ ઉદ્ધતાઈ માટે ન્યાય માર્ગે, શાસન કરવાના વિચારમાં ઘડીયો ગુજારે છે.

બરાબર આઠ વાગ્યા. સુમન તથા નિરંજની હવે પોતાના રૂમમાં ડ્રેસ કરવા ગયાં. એટલામાં પટેલે આવીને હુકમ આપ્યો. પિતાજી તેડે છે, માટે જલદી પધારજો. આ હુકમ સાંભળતાંજ સુમનનાં હાંઝાં ગગડ્યાં. રખે ડોસો કંઇ વિઘ્ન નાખે ? બિચારો સુમન કંપતે શરીરે ચાલ્યો. વાઘ સામે બકરૂં ઉભું રહ્યું. ન્યાયાધીશ સામે અપરાધી ઉભો રહ્યો. પ્રભુ જાણે પોતાને શું શાસન થશે ?

" સુમન ! આજે મી. રીડ સાહેબને માન આપવાનો મેળાવડો હતો. તેમાં થયેલાં ભાષણો વગેરે વર્તમાનપત્રમાં પ્રકટ કરવાનાં છે. જો કે મુંબઇના પેપરોના ખબરપત્રીઓ ત્યાં હાજર હતા, પરંતુ શોર્ટહેન્ડની કચાશને લીધે એકાદ નકલ આપણે તૈયાર કરી આપવાની ઠરી છે, કે તેના પરથી દરેક પત્રો લઈ લ્હેશે; માટે અહીં મ્હારી પાસે બેસીને, જુદા જુદા નંબર છે, તે પેપરો લઇને એક

સરખી નકલ કરવા બેસી જા. પ્રભાતમાં તો તેમને આપવાની છે." એટલું કહીને, સઘળા કાગળો સુમનના હાથમાં આપ્યા.

"અહીંજ બેસીને લખવાનું છે કે–"

"અહીંજ, કેમકે વારંવાર પુછપરછ કરવી પડશે."

"વારૂજી!" સુમને ધીરે સાદે, ને રડમસ ચ્હેરે જવાબ આપ્યો. સુમનરાય ટેબલ પાસે ખુરસી લઇને, સખ્ત મજુરીનું કેદખાનું સ્હેવવા બેઠા. નિર્દોષ નિરંજની તો પોતાના શયનગૃહમાં ડ્રેસ કરે છે. ભાઇસાહેબનું ચિત્ત ત્યાંજ છે, પણ પિતાને શી રીતે કંઇ કહેવાય! કેવી રીતે રજા હ્રેવાય! નાટકની ટીકીટ રદ થઇ–રાત્રિનો આનંદ ઉલટો નીવડ્યો, અને અનિવાર્ય સંજોગે, તેને શિક્ષા ભોગવવી પડી. ન્યાયાધીશે, ન્યાય કર્યો; લાયકને લાયક શિક્ષા આપી. ન્યાય ને શાસન એકજ હાથે થયું. ડોસા વારંવાર સુમન સામું જોતા જોતા પત્ર વાંચતા હતા. સુમન લખતાં લખતાં ડોસા તરફ ઢીકતા હતા. બન્ને મનમાં સમજતા હતા. સુમને આ કાળે તો એવું થતું હશે, કે ડોસાને હીસ્ટીરીયા થાય, તો કેવું સારૂં!

પા કલાક થયો, કે ડોસાને કોઈ ગૃહસ્થ મળવા આવ્યો, તે મુલાકાત લગભગ દોઢ કલાક ચાલી. એટલામાં ઘડીયાળની અંદર બરાબર દશનો ટકોરો થયો, પેલો મહેમાન ગયો. ને ડોસા ઉઠીને સુમન પાસે આવી, લખેલા કાગળો જોવા લીધા.

અફસોસ! બેચેની ને બેભાનમાં સુમને એક કાગળ બીજામાં ને બીજો કાગળ ત્રીજામાં મુકીને નકલો કરવા માંડી, ને તેમાં પણ કેટલીક લાઇનો ગુમાઇ ગઇ!

ડોસો વાંચતાં વાંચતાં છેડાઈ પડયો. સુમન સામું જોઇને એક એવો તો બરાડો પાડયો, કે જે અવાજથી જાણે ધરતીકંપ થઇને

## નીરૂ ને સુમન.



પ્રાણનાથ? પિતાજી શા માટે ગુસ્સે થયા?

ભા. ૧. પૃ. ૫૧.

ધરો ઝુમી પડશે, તેમ સુમન તથા ઘરનાં સૌ સાંભળનારાંને ભય વ્યાપી ગયો.

"ભાઈ સાહેબ, લગાર મગજ સ્થિર રાખો! હજી મુંબઈની સ્વતંત્રતા, બાપાના ખીસામાં છે, સમજ્યા? જાઓ, તમારાથી દિવસ વળી રહ્યા! નાટક જુઓ!"

નિર્ગુણરાયે આમ બોલતાં બોલતાં સઘળા કાગળો ઝડપી લીધા, અને ઈજીચેરપર ફેંકીને પ્રીવીકૅાંસીલમાં રવાના થયા. સુમન તો ત્યાં ને ત્યાં સ્તબ્ધજ થઇ ગયો. નાટકની વાત ડોસાને કાને કેમ ગઇ? ડોસો આ રીતે ધુંધવાયલા ધૂમાડા પેઠે ભડકો લઇ કેમ ઉઠયો? હવે અહીં વધુ વાર થોભવામાં સાર નથી, એટલું કહીને તે પોતાના શયનગૃહ પ્રતિ રવાના થઇ ગયો. ઘરમાં સૌ શાન્ત થઇ ગયું. સૌ પોતપોતાને ઠેકાણે જઇ નસકોરાં ઘોરવા લાગ્યાં. ડોસો પાછો હોલમાં આવ્યો, ને પોતાના પુત્રને માટે શીખામણના બોલ લખવા બેઠો. દુખતાપર ડહામ દેવા બેઠો. ન્યાયપક્ષે યોગ્ય શાસન કરવા બેઠો, છેલ્લો ચુકાદો આપવા બેઠો.

---

## પ્રકરણ ૯ મું.

---

"પ્રાણનાથ! પિતાજી શા માટે ગુસ્સે થયા?"

"તેમને નાટક તરફ તિરસ્કાર છે, તેથી!" નીરૂના જવાબમાં સુમને કહ્યું. વાત ઉડાવી દીધી.

સુમન, શયનગૃહની ખુરસીપર ઉદાસ થઇને બેઠો. શણુગારેલી તૈયાર થઇને નાટકમાં જવા સજ થયલી, ઠણુકાદાર નીરૂ પલંગપર બેસીને બોલી.

"ત્યારે હું કપડાં બદલી નાખું? ડ્રેસ કરેલો ઉતારી નાખું? રાત્રીનાં કપડાં પહેરી લઉં?"

સુમન કંઈ ન બોલ્યો. તેને ઉત્તર આપવો ભારે થઈ પડ્યો. પોતાની વહાલીને અતી ઉચ્છરંગથી આજે લઇ જવાની હતી, તે રંગમાં ભંગ પડવાથી, ને શોભિતી સુંદરીએ સજેલો મનમોહક શણગાર જોઇને દુશ્મનની છાતીમાં ઘા વાગે, તેવો દેખાવ કહડાવી નાખવા સુમનનું હૃદય હઠીલું થતું જણાયું!

"પ્રિયા! તને આ શણગાર અકળાવતો તો નથી કની?"

"ના, નાથ! તમને ગમતું હોય તો ભલે ભાર રહ્યો. પલંગપર પધારો, આમ ઉદાસ શા માટે થાઓ છો? નાટકની શી નવાઇ છે. મુંબઇ ગયા પછી નાટકજ નાટક! તમે તો નાહક ઉતાવળ કરી, નાથ! હશે, ગઇ ગુજરી યાદ ન કરવી. ચાલોને, સવારની ટ્રેનમાંજ રવાના થઇ જઇએ? ત્યાં તો રહેવાની જોગવાઇ છે કની!" "હા, પ્રિયા! સૌ ત્યાં તો સારૂંજ છે; પણ રખે ડોસો કંઇ વિઘ્ન નાખે? મ્હારૂં હૃદય લગાર દાઝે છે, દીલ કંપે છે."

"એ તો તાજા બનાવને લીધે એમ થતું હશે. મને ત્યાં મોકલવી હતી, એટલા માટે તો તમને તેડાવાનું માંડી વાળ્યું હતું!"

"ને તેથી કદાચ હવે મ્હારા આવ્યાથી ડોસો ગુસ્સે થાય, ને તને નહિ મોકલે તો?"

"તો પછી પાછળથી આવીશ. પિતાજીની મરજી સાચવવી, એ આપણી પહેલી ફરજ છે. વળી ત્યાં બીજું કોણ મ્હારી વાટ જોનાર છે?

"ને તે એમજ છે. ત્યાં પણ તને ઝંખનારા ત્હારી વાટ જુએ છે, ત્હારે ત્યાં આવવાનું છેજ."

"મ્હારી વાટ જોનાર તો મ્હારી શોડમાંજ છે, વળી બીજું કોણ છે ?"

"પેલી વિનોદરાય સોલીસીટરની પુત્રી મધુરી ?"

"હું તો તેમને ઓળખતી નથી, તે છતાં—

"હું તો તેમની જોડેજ વસું છું કની ? વારંવાર ત્હારી જંખના થાય, ત્હારી છબી જોવાય, ને પત્રો આવે, એ સઘળું, એ બાળાના જોવામાં આવે–તે મને પુછે, ને તેના જવાબમાં હું ત્હારાં વખાણ કરૂં; વળી તું મુંબઈ આવીને તેમના પિતાનાજ બંગલામાં રહેવાની છું, ત્યારે સાથી સહિયર તરીકે એ ત્હારી જોડે રહેવાની છે, તો પછી પ્રથમથીજ તેને ત્હારી પ્રીતિ લાગે, તો સારૂં કેની ?"

"શું તે તમારા ખાનગી ઓરડામાં આવતી હતી ?"

"વિનોદરાયના બંગલાની સામે, એક નાનું સરખું ગેસ્ટ–હાઉસ તેણે કરાવેલું છે, તે મને વાપરવા આપ્યું છે. વચમાં બગીચો છે. મધુરી વારંવાર ફરતી ફરતી મ્હારા રૂમમાં આવે. બેસે, બે ઘડી વિનોદ કરે, ને વખત પસાર થતાં તે પોતાને સાસરે જાય !"

"તે પરણેલી છે કે ?"

"હા; બિચારી નિર્દોષ પણ અભાગિણી ! તેની સાસુ ઘણીજ કલાંક ને કુચ્છંદી લાગે છે. મંદિરોના છંદમાં, મરજાદીના તોરમાં વયો વૃદ્ધ છતાં, શોખમાં રમતીજ જણાય છે. મધુરી તો તેને કાળ જેવી લાગે છે."

"અરેરે, ત્યારે તો તેનો વર પણ—"

"કેવળ કુચ્છંદી–જુગારી ને રંડીબાજ–રાંડીરાંડનો છોકરો–બાપ તેના બચપણથી માના હાથમાં મુકી ગયો. ખુદ મા અપલક્ષણી ને છોકરાને છુટ મળી. વળી બાપની બે ચાર લાખની દોલત મળી, પછી મુંબઇ જેવા શહેરમાં શોખની શી ખોટ ? સંગત ને સોબતની

શી અછત હોય! આ દુઃખમાં ભલી મધુરી મુંગે મ્હોડે પિતાની શરમ ને પોતાની કેળવણીના યંત્રમાં દબાયલી ચિન્તાતુર ભટકે છે. કોઇ ત્હારા જેવી સાથી મળે, તો બિચારી શાન્તિ મેળવે, નહિ તો ઘેલાં માણુસ પેઠે, વિયોગી મૃગલી પેઠે, એકલી વિચાર વમળમાં અથડાયા કરે !"

"ત્યારે તમે ને તે બન્નેનો ઠીક સમાગમ થયો. નિવૃત્તી ને વિયોગ એ બન્ને વસ્તુનાં સમાગમે દુઃખિયાંઓનો સમય સારી રીતે પસાર થતો હશે!"

"હા; પ્રાણુ! જ્યારે ત્હારી યાદ સદા અખંડ હૃદયમાં ઝળહળતી હોય, ત્યારે વિયોગ સતાવે, પછી તે વાર્તા—વિનોદમાં શાન્ત થાય!"

"કોઈ વેળા મન લલચાય ખરૂં કે, વારૂ!—"

"પ્રિયા! જેમને પોતાની પત્નિ પ્રત્યે ખરો ભાવ હોય છે, જેને પોતાના ઘરનુંજ ખાવાની ટેવ હોય છે, તેની આગળ ગમે તો ભોજનના તરેહવાર થાળ ધરો—કે સોના મોહોરોની થેલી મુકો, પણ તેનો તે ભોગી થવાનોજ નથી. આપણા દેશી લોકોમાં આ પ્રકારની એક કલ્પના કરવાની એબ છે. એક સ્ત્રી સાથે એક પુરૂષ સમાગમમાં આવ્યો, એટલે આપણાં લોકો એમજ માની લ્હે છે, કે તેઓ અઘટિત માર્ગનાં અધિકારી થયાં છે!! આપણા સંસારની આ ખાસ નુકસાનકારક બદી છે. આ ઉપરથી સમજાય છે, કે આપણામાં હજી કામવિકાર—દૃષ્ટિવિકાર ને ધર્મવિકાર બહુ છે. નિર્મળભાવના અથવા સમાન દૃષ્ટિ નથી. આર્યસંસારની આ એક નબળાઇ છે, દરેકને ભ્રષ્ટ વિચારે તપાસવાં કે જોવાં એ એક શરમ ભરેલો અપરાધ છે."

"ખરી વાત છે. વ્હાલા! પરંતુ પરસ્ત્રી અને પરપુરૂષનો એકાન્ત સમાગમ થાય, તો મન બળ નબળું પડે, ને બીજાં શંકા કરે, ખરાં!"

" કદાચ ધારો કે સ્ત્રી ને પુરૂષ બન્નેનો સ્નેહ ગાઢો થયો, તો તે ઉપરથી શું એમ માનીજ લેવું જોઇએ, કે તેમનાં પવિત્ર હૃદય પલટીને કામ વિકારથી ભ્રષ્ટ થાય? જો તેમજ કોઈ માની લેતું હોય, તો તે માણસ ખુદ પોતેજ ભ્રષ્ટ છે. સદાકાળ બધાં સ્નેહમાં કામનોજ વિકાર હોતો નથી. જે સ્ત્રી સ્નેહ બતાવે છે, તે કરતાં કોઇ વાર બહેન તેથી અધિક સ્નેહ દાખવે છે; ને ઘણીવાર જુવાન વયનાં હોય, ને એકાન્તમાં રહેવાનો પ્રસંગ આવે છે, તેથી શું તેમના વિચારો એવા માર્ગપર ચડી જાય છે? આ માત્ર દેશીઓમાં નીતિની કેળવણીની અછતનુંજ કારણ છે."

" દેશીઓ એવા વિચારનાં તો ખરાં, તોપણ એક દરદનાં બે પંખી મળે, તો મનની શાન્તિ માટે કદાચ–"

" ડીયર, ત્હારા સંગીન વિચારો બદલાઇ ગયા કે શું? તું પણ પેલી વહેમીલીયો અને નિંદાખોર અદેખી રંડાઓના વિચારોને આધીન થઇ કે શું? મેં તને પ્રથમજ કહ્યું, કે મનને જે માર્ગે દોરવીયે ત્યાં દોરાય. કંઇ સઘળા પુરૂષોજ, સ્નેહી સ્ત્રીયોના સમાગમમાં આવીને તે વિષયની આકાંક્ષા રાખતા નથી. કુળવાન ને ઉચ્ચ વિચારનાં સ્ત્રી–પુરૂષો એક બીજાના સંબંધમાં કંઇ એવા હેતુથી આવતાં નથી. કોઇ નીચ કે પાખંડી હોય, તે એવા ભૃષ્ટ વિચારો કરે છે. જુંવાન અબળાઓના જુવાન શિક્ષકો હોય છે, તે છતાં મર્યાદા અને નિયમમાંજ ચાલે છે. વિલાયતમાં તો આ નિયમ સાધારણ છે. એક જરા પણ નિયમ ઉલ્લંઘન થયો, કે સોસાઇટીમાંથી વિમુખ થાય છે. માત્ર આપણા અજ્ઞાની લોકોમાં કંઇ એવું છે; ને તેનું કારણ ખરી કેળવણીની ખામી છે. મનને દૃઢ કરવામાં આવે, તો પછી ભલે પરપુરૂષને પરસ્ત્રી એક રૂમમાં, બિછાના પર પડ્યાં રહે, પણ લગારે ચળિત ન થાય; ને જો થાય, તો તે હલકી

સંગત ને આછી કેળવણીનાં અનુયાયી હોવાં જોઇએ. મી. વિનોદ-રાયની એકની એક પુત્રી મધુરી, ખરે એક રત્ન છે. ખરી કે-ળવાયલી છે, ને ખરી કુળવાન છે. તે લગાર અલ્હેતી, મ્હોડે ચ-ડેલી, છુટા વિચારની, દેખાવડી, અને બહુજ માયાળુ તથા પ્રેમાળ છે ખરી; પણ વિચારમાં દૃઢ, ધર્મમાં અનુકુળ, મર્યાદામાં માનવંતી, અને સ્નેહમાં સાચા નિયમવાળી છે. અને તેને માટે મને બહુજ માન છે, પ્રિયા!"–"ત્યારે મ્હારી ગેરહાજરીમાં આપને અતીશય વિયોગે દુ:ખ દીધું નથી!" નિરંજની કંઇક સંકોચાયલા હૃદયે વાત આ-ગળ વધારતી બોલી. "મધુરી! દર્દીનાં દુઃખમાં વધારો ન થવા દેવા માટે, તેમજ તેના નબળા વિચારો થયા હોય, તો તેને આગળ વધવા ન દેવા માટેજ તેની કને તેને ગમતા પદાર્થો ને માણસો રાખવામાં આવે છે; કેમકે ખોટા ખોટા એકાન્ત ભાગમાં વિચારો આવે, તે તેની પ્રકૃત્તિને વધારે સુખરૂપ થઈ ન પડે, તેટલા માટે દરેક માણ-સોએ એવા સમયમાં મનની વ્યાધી ટાળવાને જો કોઈ તેવુંજ દ-રદી–સોબતી મળી જાય, તો તેથી તેને દિલાસો મળે છે; એ ઉપ-રથી શું દર્દ નાશ થઇ જાય છે? ના–માત્ર આગળ દુ:ખ કરતું અટકી પડે છે. ને તેવીજ રીતે માનવધર્મ પોતાનો માર્ગ ખુલ્લો કરી શકે છે."

"કદાચ ધારો, કે પોતાની પ્રિયા કરતાં, પેલી સ્ત્રી વધારે વ્હાલી લાગી હોય–રૂપમાં, ગુણમાં, અને પ્રેમમાં ચડતી માલમ પડી હોય, ને તે સ્ત્રી પણ સ્નેહીને શોધતી હોય તો?"

"એક પરણેલો પુરૂષ, પછી ગમે તેવી સુંદરમાં સુંદર સ્નેહાળ સ્ત્રીના સંસર્ગમાં આવ્યા પછી પોતાનો દરજ્જો, માન, ધર્મ, ને મોટાઇ ભૂલી જાય–તો પછી તેના જેવો સંસારમાં એક પણ ઝેરી સડો ન કહેવાય! સ્નેહ છે, તે કંઈ કામ વિકાર તૃપ્ત કરવા માટે હોતો નથી.

અને દરેક પુરૂષને રૂપાળી કે ગુણીયલ સ્ત્રી મળતી નથી. જેમ સ્ત્રીને સારોજ પુરૂષ મળે, કે પુરૂષને સારીજ સ્ત્રી મળે, એવો સાધારણ નિયમ આપણાજ સંસારમાં નથી; જો કે વિલાયતમાં તો પ્રેમનાં લગ્ન, અને જ્યારે બન્નેનાં દીલ એક થાય છે, ત્યારેજ પરણે છે. પછી કાળાં-ગોરાંનો કે પ્રેમ-મોહનો સવાલજ કયાં રહ્યો ? એ સૌ આપણા લોકોના બળાપા ને ઝુરાપા માટે છે."

"તોપણ એ લોકોની સોસાયટીમાં છુપા સડા ઘણા જણાય છે."

"માત્ર ન્યુસપેપરનાં પાનાં પર ચડેલા, એક કોર્ટની દેવડી પર દેખાયલા ગણ્યા-ગાંઠા બનાવો આપણે જાણીયે છીયે. રેનોલ્ડ જેવા લેખકોએ નબળા મનનાં માનવો ને જે આનંદ દેવા પુસ્તકો દ્વારા આપણા જેવા દુર પ્રદેશીને તેમજ અજાણ પ્રજાને ડોલાવા તથા પોતાની કોમને હલકી પાડવાનેજ જાણે આ યત્ન કર્યો હોય, એમ લાગે છે; પણ વિલાયતનાં ઉચ્ચ કુટમ્બોની રહેણી-કરણી એટલી તો મર્યાદશીલ છે, કે જે નિયમ, દઢતા વિવેક ને વિચારનો આપણે ખાસ અભ્યાસ કરવો જોઇએ છે. અલબત આપણા જેવાને એ ચડતી સોસાઇટીનો એકદમ લાભ મળતો નથી, ને વિલાયતમાં ભૂખમરો ઘણો હોવાથી, તેમજ છુટાપણું અને હલકા લોકોમાં અનીતિ ઘણી હોવાથી આપણાં જેવાંને તેમની કોમ માટે કદાચ હલકો વિચાર આવે; પણ આપણે જે દાખલો લેવાનો છે, તે આપણા ગૃહસ્થાશ્રમના ઉચ્ચ વિચારોને અનુસરતો લેવાનો છે, નહિ કે હલકા પ્રકારનાં લોકો તરફ માત્ર ગોરી ચામડી જોઇને તપાસવાનું છે. નીતિની બાબતમાં વિલાયતનાં ઉચ્ચ કુટમ્બો ચડે છે. તેઓ વિધવા વિવાહ કરતાં નથી. તેઓ પોતાથી ઉતરતા દરજ્જાનાં લોકો સાથે સંસર્ગમાં આવતા નથી. તેઓ પોતાના મનને દઢ રાખી શકે છે. અને એક વખત પ્યારમાં પડયા પછી સુખ કે દુઃખ સારી

રીતે નીભાવી લ્હે છે. અલબત બધા ભાગમાં તેમ બનતું ન હશે, પરંતુ આપણા લોકો જેવાં નબળાં તો નહિજ, કે દરેક કુટમ્બમાં પરપુરૂષ જતો આવતો થયો કે તેને માટે ખોટી શંકાઓ ચાલુ કરવાજ માંડે! અફ્સોસ!"

"ત્યારે હું ધારૂં છું, કે આપને દેશી કરતાં વિલાયતી સંસાર, અને ત્યાંની પ્રજા વધારે ભાવતી હોવી જોઇએ."

"ઓ યેસ! મને જો તક મળે, તો હું જરૂર ત્યાંજ વસું! આપણા કુટમ્બોના કુથલા ને લોકોના સ્વભાવ મને તો પસંદ નથી. વાતે વાતે પરનિંદા, શંકા, અને ખોટી રીતભાતનાજ વિચારો કરે; દેશનો ઉદય તે કયાંથી થાય! વિલાયતમાં કોઈ કોઇની દરકાર કે પરવા નથી; અહીં તો એક ઘરની સામે બીજા ઘરમાં એઘડી સ્ત્રી મહેમાન કે પુરૂષ પરોણો બેઠાં હોય, તો તેની ચેષ્ટા, ને તેની પર ડીટેકટીવ તપાસ ચાલુજ હોય! કેમ જાણે જગતની ચિન્તા દરેક દેશીયોને પડી હોય! આ પ્રકારના ક્ષુલ્લક તથા નબળા વિચારો પ્રજામાં પેસી જાય, પછી ઉચ્ચતા પ્રાપ્ત કયાંથી થાય! ને ન થાય તો ઉદયની શી આશા રખાય?"

"તોપણ જો પ્રેમી જોડાં હોય, તો શંકા સમાધાન સહજ થઇ શકે; પરંતુ તેમાંયે જો–"

"જીગરનો તાર જુદો તો બધા સંસાર જુદો છે;
બધા સંસારથી એ તાર, બેદરકાર જુદો છે.
હજારો બોધ મંદિરોમહિં નિત્યે ભલે થાજો;
અમો મસ્તાનના ઉસ્તાદનો દરબાર જુદો છે.
શીખે જો પ્રેમ પુરો તો અચળ અભેદ પામે તે;
નથી જ્યાં પ્રેમની ધૂની, પ્રીતિ અંગાર જુદો છે.
થયાં જે પ્રેમમાં પુરાં, બની મનમસ્ત મુક્તિ લ્હે;
ઝુલે જુક્તિના વિમાને, મગજનો તાર જુદો છે."

" ખરી વાત છે, પણ આપણે માટે હવે એ શંકા હોયજ શા રીતે? વ્હાલી! તું મુંબઈ આવ તો ખરી; જો ત્હારી મનગમતી સુસંગત કેવી મળે છે તે? તું ખુશી થઈ જઇશ?"

" મધુરી બહેનનું મુખડું તો હસમુખું હશે, નહિ?"

" ખરેજ, હસતું! જાણે હંસપક્ષી! સફેદ ચંદની જેવા મ્હોંપર ફુલેલા કમળ જેવા ગાલ ને ઉપર ગુલાબી લાલી! કુદરતે સૌંદર્ય તો તેનેજ આપ્યું છે, પણ સુગંધ લ્હેનાર નહિ, ત્યાં કુસુમની કિમત શી?"

" આપ જેવા રાગીને તો પ્રિય છેજ તો!"

" પણ મ્હારા કુસુમની સુગંધ લ્હેતાં છુટો થાઉં, ત્યારે તેના પ્રતિ વખાણ કરવા જાઉં, કની?"

" હું તો ગમાર છું, ગામડીયણ છું; ને તે તો કેળવાયલી, સુધરેલી તથા નામે પણ મધુરી છે. તેનો ફોટો હોત તો જોઇને વધારે વખાણ કરત!"

" તું નજરેનજર જોઇને, સહવાસમાં રહીને, એકઠાં વસીને પછી પરિક્ષા કરી કહેજે!"

" આજે પત્ર કોનો હતો? અક્ષર તો કોઇ સ્ત્રીના જેવા હતા!"

" ના; એ તો વિનોદરાય કાકાનાં પત્નિ બા સાહેબનો પત્ર હતો! કુશળ સમાચાર હતા; પણ હવે એ વાત ત્યાં નિરાંતે થઈ રહેશે. ગરંમી બહુ થાય છે; જીવ અકળાય છે. મને લગાર અગાશીમાં જવા દે. હું તો ત્યાંજ સાદરીપર પડીશ."

" હું અહીં પવન નાખું તો?"

" ના, મને ઉંઘ નહિ આવે. એક તો મગજપર ગરમી ચડી છે, ને બીજી ઋતુની ગરમી છે માટે."

" પણ મને અહીં એકલીને કેમ ગમશે?"

" ડીયર, આ ઓરડીના દરવાજા પાસે દાદર છે—દાદર પાસેજ

અગાશીમાં હું ત્હારો દરવાન થઇને પડ્યો છું. પછી ભય શો છે? ત્હારી કાયા કોમળ છે. અગાશી ખુલ્લી છે. છો ને પવન અન્ને શિતળ વસ્તુ ત્હારા અંગને ઝકડી લ્હે! મને તો ટેવ છે, માટે તું અહીં રહે, ને મને જવા દે–" એટલું કહીને સુમન ઉપર ચડી ગયો, અને ત્યાં જઇને શાન્ત મને સુતો. જરાવારમાં નિદ્રાથી ઘેરાઈ ગયો. અહીં નીરૂ કને શો બનાવ બન્યો, તે જોઇએ!

---

## પ્રકરણ ૧૦ મું.

---

### નિરાશા.

" કંઈ લાખો નિરાશામાં, અમર આશા છુપાઈ છે;
ખફા ખંજર સનમનામાં, રહમ ડીંડી લપાઈ છે. ૧
જુદાઈ જીંદગી ભરની, કરી રો રો બધી કહાડી;
રહી ગઈ વસ્તુની આશા, અમર ગરદન કપાઇ છે. ૨
જીગરમાં પ્રેમની ધૂની, સળગતી ને ભડકતી છે;
બુઝાઇ જાય તો યે ત્યાં, હૃદય માંહે સમાઈ છે." ૩

* * * * * * *

સુમનની મનોવૃત્તિ અશાન્તિના ઉદ્દ્ગાર કહાડતી હતી; ત્યારે નીરૂ બિચારી એકલી શયનગૃહમાં પલંગ પાસે પડેલી ' ખુરસીપર બેસી, વિચાર–ભુવનમાં શોચ કરતી હતી–પોતાના વહાલાના આનંદનો ભંગ કરાવવાનું નિમિત્ત પોતાની પર તો આવ્યું નહિ હોય? પિતાજીનો ક્રોધ મ્હારે માટે તો નહિ હોય? વ્હાલા નાથ તેથી તો આજનું શયન તજી નહિ ગયા હોય? આહા! ગઇ કાલ રાત્રે, આ વખતે તો પ્રેમના અંકુરોને સંપુર્ણ ઝીલતી આ રાધે રંગમાં રમતી હતી, ને આજે આ સ્થિતીમાં!"

**નીરૂ**એ નિસાસો નાખ્યો. કામથી વિવ્હળ બની વિયોગમાં વિરહ અને અપવાસમાં ભૂખ વધારે લાગે, તેમ **નીરૂ**નું મગજ ચસક્યું. વ્હાલાને ભેટવા ઉત્સાહ વધ્યો. નાથ શાન્ત નિદ્રામાં હોય, કદાચ પિતાના ક્રોધનું બલિદાન થઇ નિરાશામાંજ દુઃખ લય પામ્યું હોય. તો કેમ જગાડું! વખત હતો ન હતો. એકલીને હવે ઉંઘ આવતી નહતી.

નાથ કહેતા હતા કે ત્હારે માટે "નીલમ માણેક" ના આઠ ભાગ વાંચવા લઈ આવ્યો છું; તે લાવની ટૂંકમાંથી કહાડીને વાંચું? એ દિવસથી તો મ્હોડાની વાત ને મનનો વિનોદ ખૂટ્યો નહિ, તો પછી વાંચવાનો વખત કયાંથી મળે? એ તો નવરાશનું સાથીડું છે.

આ કલ્પના કરીને ટૂંક ઉઘાડી. અને પુસ્તકો તરફ નજર કરવા જતાં, એક સુંદર સ્ત્રીનો ફોટો હાથમાં આવ્યો. ફોટા ઉપરજ લખેલું હતું કે, "સ્નેહીની યાદમાં!" અફસોસ.

**નીરૂ**ના મગજપર જે પ્રેમ-કામનો ધૂમો ઝળહળી રહેલો હતો, તે બીજાજ રૂપમાં બદલાઇ ગયો. કામ બદલે ક્રોધને શરણ થયો.

લાલચુ **નીરૂ**ને વધારે શોધખોળ કરવાની ઇચ્છા થઇ. પુસ્તકો લેતાં જતાં એક કાગળ નીકળ્યો. જે કાગળ માટે સ્વામી સાથે વાત થઈ હતી, ને એ પત્ર સોલીસીટરનાં પત્નિનો કહેવાયો હતો, તેજ પત્ર હાથ ચડયો. **નીરૂ**એ તે ઉખેડયો. આહા! તેમાં શું ભેદ ભરમ હતો?

"સુજ્ઞ **સુમન**,

તું ગયા પછી મ્હારી દશા બહુ બુરી થઇ છે. કયાં જઇ કહું? મ્હારા હૃદયનો ને મગજનો ભાર કયાં જઈ ઉતારૂં? તું ત્યાં વધારે રોકાઇશ નહિ—મને અહીં એકલું જરાએ ગમતું નથી. જ્યારે મ્હારા દુઃખની કહાણી ત્હારી કને કહીશ, ત્યારે મને શાન્તિ થશે. મ્હારૂં

વ્હાલામાં વ્હાલું સ્નેહી હવે તુંજ છે; મ્હારા જીવનસાગરમાં થતા ભરતી ઓટ વેળા સહાયક નાવીક તુંજ છે.

લી. મધુરી.

"શું મ્હારો સુમન બીજાના જીવન-સાગરનો નાવીક બન્યો છે? ત્યારે શું મ્હારા પરનો પ્રેમ અને મીઠાં વચનનો વિસામો કૃત્રિમ છે? ઓ ભલા સ્વામીનાથ! ના, ના, તું તેવો તો લાગતો નથી. ત્હારા હૃદયમાંથી નીકળતા ઉદ્દગાર તેવા નથી! પણ હા! મ્હારા હૃદયમાં તાપ તપતો હતો, ને શંકામાં હું ઉડતી હતી. એ છુપો ભેદ બહાર નીકળી આવ્યો! ઓ દયાળુ ભાવીના ભરથાર! જો જો, આ તરૂણ દાસી પ્રતિ જો-આ ત્હારી પ્રિયા છે! આ ત્હારૂં સાથી પંખીડું છે! આ ત્હારા વંશની તારક છે, આ ત્હારા આરામની ગાદી છે. પેલી એ મધુરી નહિ! કોણ મધુરી? પેલા વિનોદરાય સોલીસીટરની છોકરી? હા-રખે તે પ્યારમાં પડી હોય! મ્હારા ગુલાબના રંગની લાલી લેવા-સુગંધ ચુંટવાને મ્હારી વ્હેરી બની હોય! વારૂ, હવે હું ચેતી છું. મુંબઈ નાથ સાથે જઇને હાલ છુપા ચેષ્ટા જોઉં. ને પછી જુક્તિથી છુટો પાડું!"

નીરૂ વારંવાર મધુરીની છબી સામું જોઈ જોઇને રડવા લાગી. પેલા પાસે પડેલા પર નજર કરીને ભય પામવા લાગી! ઓ મ્હારા શત્રુનાં શસ્ત્ર? ઓ પાપી પત્ર! જા, ઉડી જા, આ ધર્મમંદિરમાંથી ન્હાસી જા, ફાટી જા! મ્હારા સૌભાગ્ય-સુખમાં વિઘ્ન નાખનાર રાહુ તું દુર ખસી જા-અહીંથી ટળી જા? શું હજી સ્વામીના સ્નેહનાં દર્શન કરતાંજ આ મહા કોપનો દળ સળગી ઉઠયો! શું મુંબઇની એકાન્ત જીંદગી ને વિરહ ઘેલી સ્ત્રીયોનો સંગ, આ પરિણામ લાવ્યો? હાલ આ વાત છુપી રાખવી. ધીરે ધીરે અજાણી બનીને બધાં લક્ષણો જોવાં. કદાચ મધુરીનો પ્રેમ મ્હારા સુમન પર હશે, તો તે મને

બે પ્રકારના સ્નેહથી જોશે. એક તો લાલચ આપીને વશ કરશે, ને બીજી તરફથી વૈરભાવે, મ્હારા સ્નેહનું શસ્ત્ર લઇ મ્હારી જીવનદોરી કાપશે! પણ ચિન્તા નહિ; જોવાનું છે કે શું થાય છે! સારૂં થયું કે આજે નાટકમાં જવાનું બંધ રહ્યું. સસરાજીને સારી બુદ્ધિ સુઝી કે, તેમણે રોકી રાખ્યા, ને તેઓ પણ અગાશીવાસી થવાથી આ નવી તક હાથ ચડી! ઓ પ્રભુ! તું મ્હારી લાજ રાખજે! અનાથ અબળાના સુખના દાતા! તું મ્હારૂં સુખ સંભાળજે!"

**નીરૂ** દુખાતા દીલે ને દુભાતા હૃદયે ફોટો તથા કાગળ ટ્રંકમાં મુકવા લાગી. પણ તે મુકીને પેટી બંધ કરતાં કલ્પના થઈ, કે તે બન્ને પોતાની પાસે રાખવાં! તેમ કરતાં વળી નાથનો પ્રકોપ ઉતરે, એ ભય લાગ્યો. કોઇ પણ રીતે આ ભેદ છુપો નહિ રહે, એ નક્કી હોવાથી પેટીમાં મુકયું; અને વિચાર કરતી બેઠી—"કદાચ નાથ ઉદ્ધત થાય, ને સસરાજીને કાને વાત નાખતાં, એ ન્યાયાધીશ સાહેબ પુરાવો માગશે તો! માટે બન્ને ચીજો લઈ લ્હેવી. કદાચ નાથનેજ તક મળતાં ખુલાસો કરવા દેવો, પણ પુરાવો પાસે રાખવો." ભોળી ભલી, પણ નાદાન **નીરૂ**એ પત્ર તથા ફોટો લઈ લીધો.

ગમે તેવી ડાહી ને પ્રેમાળ પણ સ્ત્રી જાત સાહસીક ઉતાવળી ને નાજુક મનની તો ખરી. **નીરૂ**એ ફોટો તથા પત્ર પોતાની ટ્રંકમાં મુકયો. **સુમન**ની ટ્રંક જેમની તેમ બંધ કરી અંતે નિરાશાના નિસાસા નાખતી આખરે નિદ્રા વશ થઇ. આહા! સ્વપ્નામાં પણ તેને એજ રટણ ને રમણ થવા લાગ્યું.

**નીરૂ** બિચારી કયાં જાણે છે, કે **સુમન**પર પત્ર લખનાર **મધુ**-રીનો પ્યાર એક ખરા ભાઈ કરતાં બીજા રૂપમાં પ્રકાશતો નથી. **સુમન**નું હૃદય તો તેને બહેન જેવી જાણે છે, પણ **નીરૂ**ના વાંચવામાં જે પત્ર આવ્યો છે, તેની ભાષા દ્વીઅર્થી છે ખરી; વળી

સ્ત્રીએ પુરૂષપર લખેલો પત્ર હોવાથી તેમાં સમજ ફેર થઈ જાય; ને તેમાંયે પત્નિ અને સ્વામી વચ્ચેના પવિત્ર સ્નેહમાં, નબળા મનની સ્ત્રીને તો આ પ્રકારના પત્રો બહુજ ચકરમ બનાવી દે; વારૂ, એ પણ ભેદ એક પ્રસંગે ખુલ્લો ને ખરો થશે.

## પ્રકરણ ૧૧ મુ.

### પિતાનો પુત્રને ઉપદેશ.

"ચેસ્ટરફીલ્ડનો પુત્ર પ્રતિ ઉપદેશ" એ ગ્રંથ આપણી આધુનિક પ્રજાની અભ્યાસ પોથી તરીકે પણ આ દેશમાં પ્રવર્ત્યો છે. પોતાનાં વહાલાં ફરજંદોને સુખી જોવાને, કેળવણીથી ભૂષિત અને ઉચ્ચ વિચાર, ઉચ્ચ સહવાસ, તથા ઉચ્ચ કીર્તિ પામેલાં જોવાને દરેક માબાપો આતુર છે. પોતાની આખી જીંદગી પોતાનાં ફરજંદ પાછળ, તેની દેખરેખ પાછળજ કહાડે છે; એટલું છતાંયે અનેક માબાપો, વૃદ્ધાવયમાં, પોતાના પુત્રોની બેવફાઇ અને નિમકહરામીપર શ્રાપ દેતા જોવામાં આવે છે. પોતાના ઋણનું વ્યાજ પણ વળેલું જોવાને તેઓ રાજી છે, પણ પોતાને પાંખ આવી, ને માર્ગ મળ્યો, કે માબાપ કોનાં, સેવા કેવી, અને ધર્મ શો?—પેલા **નીલમ-માણેકના** નાટકના સીનમાં વેણીલાલ શરાફનો પુત્ર કાન્તિલાલ, મૂર્ખત્વમાં વદે છે કે—

"હું ક્યાં તમારે પગે પડવા આવ્યો હતો, કે મને પુત્ર કરો! તમારે મ્હારા જેવા દીકરાની ગરજ હતી, ત્યારે તમે દેવ-દેવલાં શોધતા ગયા હતા—ને જ્યારે તેમને રિઝાવ્યા, ત્યારે મ્હારા જેવું રત્ન પ્રાપ્ત થયું છે!"

ખરી વાત છે, કે આ સર્વ વચનો સાંભળવાને અધીરાં માબાપો લાયકજ છે. પ્રથમથી દીકરાને લાડમાં લડાવી, મ્હોંયે ચડાવી, ઓલીદરાજ બનાવી, ઉદ્ધત્ત કરાવી, અને પાછળથી પોતે વડીલાઈ માગવા જાય, એ કેળવણીની ખરી ખુબીથી અજાણ પુત્રો માબાપની મર્યાદા શી રીતે રાખે ?

માબાપે, પુત્રના વાત્સલ્ય તરફ જોઇને, માત્ર પુત્રની કોમળતા તરફજ નજર કરવાની નથી, પણ તેને કસોટી પર ચડાવવો, મહેનતમાં મુકવો, અને અનેક સારા નઠારા પ્રસંગોમાં લાવીને દરેક સ્વભાવના શખ્સોના અનુભવમાં જવા દેવો. રાજા કે ધનવંતના મંદિરમાં ભલે તે લાડથી ઉછરેલો હોય, પણ જ્યાં સુધી તેને વિપત્તીનો ધા વાગશે નહિ, ત્યાં સુધી તે પોતાની જાતને કદી પિછાણશે નહિ; માટે દીકરાને તો જરૂર એ માર્ગે મુકવો.

આપણ માનવંત વિકટોરિયા રાણીનાં કુટુંમ્બ તરફ નજર કરતાં સ્પષ્ટ જણાય છે, કે પોતાના રાજવંશી બાળકોને સ્ટીમરોમાં દોરડાં ખેંચાવતાં, પોતાની મોટાઇ, કે રાજપુત્રની કોમળતા આડી આવી નથી; સામાન્ય ખલાસીના હાથ તળે તેમણે એ જ્ઞાન સંપાદન કર્યું છે.

દરેક ધનવંત માબાપની કે રાજકર્ત્તાની ફરજ છે, કે તેઓએ પોતાના પુત્રને માંણુસાઇ ખવાસનાં બનાવવાં. આ ઉભય પક્ષને માથે સૃષ્ટિનાં રંક અને અનાથને ઇન્સાફ તથા મદદ આપવાનો બોજો ઇશ્વિરે મુકેલો છે, એ ફરજ અદા કરવા માટે, સામા માણુસની મુસ્કેલી પારખતાં પોતાની પ્રજાને શીખવવું જોઇએ. અને એ પરિક્ષા તે કયારે કરી શકે, કે રંક દશાનો, વખત એ વખતની મુસ્કેલીનો તેને પુરેપુરો અનુભવ થાય તોજ ! જે માબાપો પોતાનાં બાળકોને કેવળ માયા ને દયામાં ઉછેરે છે, તેની પ્રજા, ખરેજ માબાપની મેળવેલી કીર્તિ–ધન ને શાન્તિનો નાશ કરનારાં નીવડે છે; તે પિતાને પૈસે અધર્મ ને અન્યાય

કરતાં શીખે છે, અને તેનામાં અનહદ દુર્ગુણો ઉભા થવાથી પોતાના વંશને દોષિત કરીને આખરે પોતે દુષ્ટ હાલતે દેહ ત્યાગ કરે છે. આ સર્વ માબાપોની બેદરકારી ને અજ્ઞાનતાનું કારણ છે. બાળકોને ઉચ્ચ પ્રકારે કેળવવાં જોઇએ; ધર્મજ્ઞ, આજ્ઞાંકિત, વિદ્વાન, ને ગુણજ્ઞ બનાવવાં જોઇએ; તે પ્રતિ બેદરકાર રહેવાથી બાળકો કેવળ ઉછૃંખલ, નબળા વિચારનાં, સ્વાત્માભિમાની, ઉદ્ધત અને અન્યાયી બને છે, ને એવી પ્રજાથી દેશનો ઉદય થવા બદલે અંધકાર વધારે થાય છે. આ કારણસર જ ડાહ્યાં માણસો પોતાનાં બાળકોને બાળકવયની લાવણ્યતા લીધા પછી તુરત ગુરૂકૂળમાં મોકલી દેછે; અને યોગ્ય વયનો, કેળવાઇને લાયક થાય, ત્યારેજ સંસાર–માર્ગના પગથીયાં પર ચડાવે છે. આ પ્રજાની રીતિ–નીતિ એટલી ઉચ્ચ છે, કે તેના વડે ધર્મ, અર્થ, કામ ને મોક્ષ, ચારે પદાર્થ સિદ્ધ થાય છે–ચારે આશ્રમે સંતોષ મળે છે; ને દેશ–કૂળનો ઉદ્ધાર થાય છે.

ભગીરથ રાજાનાં શુભ લક્ષણોનો પાઠ કરો. શ્રવણની પિતૃભક્તિનું શ્રવણ કરો. અયોધ્યાનાથ રઘુનાથજીની કથા શ્રવણ કરો. પિતાના વચનને ખાતર રાજ્યાભિષેક તજીને બાર વર્ષ વનવાસ વેઠ્યો. જેની છાયામાં જન્મ લીધો, જેમણે ભલી આશા માટે, મહાકષ્ટ સહીને ઉછેર્યા, તેના સંકટમાં ભાગ ન લહે, તે પુત્ર કેવો ? તેના કરતાં પથ્થર પણ સારો–ખરે, એ ખબર તો પોતે જ્યારે પિતા થાય, ને પોતાના પુત્રો પોતાનીજ સ્થિતિ પ્રમાણે બેવફા નીવડે, ત્યારેજ તેને અનુભવ થાય ! પ્રભુજી કોઇને એવા પુત્રનું મોં ન દેખાડે ! જો પ્રભુ આપે, તો સત્યવાન જેવા પુત્ર આપજો; ને સાવિત્રી જેવા પુત્રી આપજો, કે ઉભય કુળનો ઉદ્ધાર થાય.

આપણા વાર્તાના નાયક સુમનના પિતાજી નિર્ગુણરાયે, રાત્રીના પ્રસંગ પછી પોતાના પુત્રને આ રીતે એક ઉપદેશનો પત્ર લખેલો હતો..

પ્રિય પુત્ર સુમન,

પિતાનો ધર્મ છે, કે પુત્રને તેમણે જીવનસાફલ્યયોગ્ય કેળવણી આપવી; તેમાં જેટલી ખામી રહે, તેટલો દોષ અને નુકશાન પિતાએ તો પ્રથમ ન્યાયદર્શક રીતે શાસનરૂપે વેઠવુંજ જોઇએ! તોપણ કોઈ વેળા માબાપે પોતાની ફરજ અદા કર્યા છતાં, અણધાર્યા યોગે ને સંજોગે, પુત્રો કુસંગતને બારણે જઈ ચડે, અને પિતાને અંધારામાં રાખીને, ઉજ્વળ પડદો આગળ ધરી, અંધારા પડદાને નજરેજ ન પડવા દે, તો પછી તેમાં પિતાનો શો વાંક ગણાય?

માબાપો હમેશાં સંતતિનાં ઇચ્છક હોય છે. બાળકોને રમાડવાં, એ ગૃહસ્થાશ્રમીનો આનંદ–વૈભવ છે. સીમંતની ક્રિયામાં દેશી સ્ત્રીયો ઉલ્હામણનાં ગીત ગાય છે. સગર્ભા સ્ત્રી પુજાય છે, અને સંતતિ-વાળી સ્ત્રી, સ્વામીને તથા સાસરવાસમાં માનીતી ગણાય છે. કુરૂપ છતાં ને દુર્ગુણ સ્વભાવની છતાં જણનારી જનેતા માન્યભૂત ગણાય છે. આ સર્વ સંતતિની ઇચ્છાનાં કારણ છે.

નવ માસ ભાર સહીને, આહાર–વિહારમાં નિયમીતપણું જાળ-વીને, આખરે કષ્ટ વેઠીને, પ્રસુતકાળમાં પ્રભુ કૃપા હોય, તો સંતતિ સહિત જીવન સુખ ભોગવે, નહિ તો માતા અને સંતાન બન્તે જાય. આ ઉપાધી, તથા અવદશા ભોગવીને, એટલુંજ નહિ પણ તે બાળકને ઉછેરવામાં અનેક કષ્ટો સહન કરીને, કેળવવામાં ને વિવાહ કરવાનો લ્હાવો લેવામાં કરજાણુ બનીને, પુત્રને સંસાર યોગ્ય કરે; અને જ્યારે તે સ્ત્રીસુખ પામી, કેળવાઈ, બે પૈસા કમાતો થઇને વૈભવ સુખ મળતાં માબાપને વિસરી જાય, તો તેનાપર પ્રભુનો કેવો કોપ ગુજરે! આ દૃષ્ટાન્ત માત્ર પિતાના પુત્રેજ જાણવાનું હોતું નથી; પણ હરેક પુત્રે, ભાવીના પિતા થવાને લાયક માનીને મનન કરવા યોગ્ય છે.

પુત્ર પ્રાપ્તિનાં બહુ સુખો છે. તેમાં બે મુખ્ય છે. એક તો વંશ-જોને તૃપણ કરવાની ધર્મ–રીતિ સદા અખંડ રહે તે, અને બીજું

દેશકાળમાં સારી પ્રજા અવતરતી રહે, એ કારણ મુખ્ય છે; ને તે કારણોનો સ્થંભ, સ્વધર્માચારી પ્રજાનેજ આભારી છે.

પિતાના ફળદ્રૂપ ને આશાવંતા છોડને દરેક રીતે ઉછેરવું, ને તેને સુખરૂપ પાણી સીંચવું, એ ધર્મરૂપે બોજો મુકાયલો છે. ઇશ્વરે, તે માયા માબાપને સોંપી છે. પોતે માત્ર સ્વેચ્છાચારી રહેલો છે. પુત્રને કષ્ટ પડે, તો માબાપે સ્હેવવું; તેને ઔષધોપચાર કરવા; તે કુભાંડી કે કુસંગી નીકળે, તો તેમાંથી તેમને મુક્ત કરવા—અને છેવટે તે મરી જાય—ગુજરી જાય, તો માબાપે સર્વ સંસાર—સુખનો ત્યાગ કરવો; પછી ભલે તે પુત્ર, શત્રુનું કર્મ બજાવી, ઋણ લઇને પલાયન થઇ, પ્રભુના દરબારમાં ઇન્સાફ મેળવવા ગયો હોય; અથવા તો પિતાજ માતાનો અનાદર કરી, પરિત્યાગ કરી, સ્ત્રીના મોહમાં લપટાઈ, પિતાએ કરેલો ઉપકાર ભૂલી જઈ તેમને સુખની હાલતમાં મુકીને ચાલ્યો ગયો હોય, તોપણ માબાપ તે માબાપજ! તેમને હેરાન કરે, કે અપમાન કરી, મારીને કહાડી મુકે, તોપણ બાળકોના દુઃખ વેળા, તેઓ આગલો પાછલો કશો વિકાર રાખ્યા વિનાજ, પુત્રની સહાયતામાં સામેલ થઇ જાય છે; માબાપની આ હદપાર વાત્સલ્યતા, પુત્રો સ્વિકારતા નહિ હોય, પણ તેને પલ્લે પડેલા અભાગી પુત્રો સાંપડે, પછી તેની શુદ્ધ ઉઘડે છે; પોતે કરેલાં કર્મનો પશ્ચાતાપ કરે છે!

માબાપની ફરજ છે, કે પુત્રને યોગ્ય ઉમરનો થતાં સુધી, વ્યવહારમાં લાવવો—ભણાવવો, અને લાયક બનાવવો. તેમના પર અધિક પ્યાર રાખવો—પણ અંકુશથી અળગો થવા દેવો નહિ. આંધળા પ્યારને શરણ થવાથી દીકરાઓ ઉદ્ધત બની જાય છે, ને તેઓ જેમ પોતાનું તેમ પિતાના સુખનું સત્યાનાશ વાળે છે; એ સર્વ દોષ માત્ર માબાપનોજ છે. જો માબાપ પ્રથમથીજ પુત્રને ઘટતી મર્યા-

દામાં રાખે, તો ઉભયનું કલ્યાણ કરી શકે છે, ને એજ કેળવણી સાચી છે.

કેટલાંક માબાપો—વહુ—દીકરાને પોતાનાં ગુલામ જેવાં ગણીનેજ, તેમની કનેથી સેવા માગે છે, એ તેમની ભૂલ છે. સ્વતંત્ર સુખનાં સર્વે અધિકારી છે. મા ને બાપ બન્ને, પુત્ર તથા પુત્રવધુની સેવા મેળવવાનાં હકદાર છે ખરાં; પણ એક આંખે માબાપ ને બીજી આંખે પત્નિને જોવાની છે; અને એ સુત્ર દરેક માબાપે ને પુત્રે યાદ રાખવાનું છે. દીકરાના સુખ પર તલપ મારીને પુત્રનું આખું જીવન સુખ લૂટી લેવાનો, અથવા તેમના પ્રેમ—સુખનાં સઘળાં સાધનો પોતાને કબજે કરી લ્હેવાનો બાપનો અધિકાર નથી, એ વાકયો પણ સમજુ પિતાએ ભૂલી જવાનું નથી. પિતા—પુત્ર વચ્ચેના ધર્મ, ધારા ને અંકુશ તથા મર્યાદાનીયે અવધી છે, ને તે કરતાં અધિક વર્ત્તાય તો અસુખ ઉત્પન્ન થાય છે.

પિતાને જેમ પોતાના ધર્મની વાત સ્મરણમાં રહેવી જોઇએ, તેમ પુત્રોએ તે કરતાં વિશેષ રાખવી જોઇએ. ધર્મ સ્વરૂપ પારખતાં ન આવડે, તો એકજ નીતિ વચન યાદ રાખવું જોઇએ, કેઃ—

પ્રભુ કે પિતા, અથવા પ્રજા મંડળ માંહેના વા દેવ કે ઋષિ સંતમંડળ માંહેના, અગર પશુ—પંખી પ્રાણી ઇત્યાદિએ કરેલા ઉપકાર ભૂલવા નહિ! તેને બદલો આપવા જેટલી શકિત આખા જીવનમાં ન આવે, તો તે ઋણ માટે ઈશ્વર કને, ને આપણા અંતઃકરણમાં રહેલા અમર આત્મા પ્રતિ ક્ષમા માગવી. ઋણ તો આ જન્મે કે પુનર્જન્મે પણ આપ્યા વિના છુટકો નથી; પછી પુત્ર કે પુત્રી રૂપે, સેવક કે શત્રુરૂપે, ગમે તે પ્રકારે આપો—લ્હો; પણ તે સંસ્કાર મેળવવાનો છેજ; ને તે રીતે પુત્રે, પિતા—માતાના ઋણ માટે સમજવાનું છે; પણ તે ઋણ માટે દિવાળીયા થયે ચાલવાનું નથી. આ વાત સિદ્ધ છે.

આજના જુવાનીયા, જેને કેળવણી પામેલા અને સુધરેલા તરીકે કહેવરાવવાનો આંધળો ઉત્સાહ ધરાવે છે; તે કેવળ પોપટીયા પંડિત છે! ભાગ્યેજ સેંકડે સવા ટકાને વ્યવહારની રીતિ આવડતી હોય, તો કોણ જાણે! આસુરી પ્રજાની વિદ્યાનાં વ્યવહારિક તત્વમાં તેવું વિષ હોય, કે ગમે તો આધુનિક કાળનો પ્રતાપ હોય, પણ આર્ય પ્રજામાં એક જાતનું ઉદ્ધતાઇભરેલું વિષ પ્રવેશ થવા પામ્યું છે તેમાં તો શક નથી; નહિ તો પોતાને અને પોતાનાં માબાપોને, ધર્મને ને દેશને વિસરી જવાનો પ્રસંગ ન આવે! અંગ્રેજી ભણ્યા એટલે સ્વર્ગ પામ્યા; આજનાં જુવાન બાળકોની ધૂન, ભારતનું સત્યાનાશ વાળનારી છે. તેમનામાં ધર્મ—નીતિનો છાંટો નથી, ને તેથી પશ્ચિમાત્ય પ્રજા, ભારતની ઉછરતી પ્રજાને નીતિની કેળવણી આપવા માટે, ઇન્ડીયા એજ્યુકેશનલ ડીપાર્ટમેન્ટને ભલામણ કરે છે, એ પણ અફસોસની વાત છે.

આર્ય પ્રદેશનું જીવન કેવળ ધર્મસંસ્થાને આધારે છે. અમેરિકન વિદ્વાનોએ આર્ય ધર્મના સિદ્ધાન્તો પર ચાલવાનો આગ્રહ કરવા માંડયો છે. પ્રાચીન આર્ય સંતજનોએ, જે શ્રદ્ધાથી ધર્મની પ્રસ્થાપના પરનાળિકા કરી છે, તે આદિ—અનાદિ ને ભાવી પ્રજા માટે સુખરૂપ ને શાન્તિરૂપ છે. તેમની વર્ણાશ્રમ બાંધવાની શક્તિ, અવસ્થાના—આશ્રમ સ્થાપવાની જુક્તિ, અને ધર્મ—મર્યાદા તથા સંસાર—વ્યવહાર ચલાવવાની રીતિ—નીતિ એવી તો ઉત્તમ પ્રવાહથી ચલાવેલી છે, કે જો તે જ્ઞાન સંપાદન કરીને કોઇ પણ આર્યપુત્ર ચાલવા ઇચ્છે, તો તેને તેની પ્રજા કદી પણ અસુખી કે અસંતોષી થવા ન પામે; પણ આજની કેટલીક વર્ણશંકર ને નપુશક પ્રજાને તો પશ્ચિમાત્ય પ્રકાશનો છાંટો લાગ્યો, કે ભ્રષ્ટ થઇને સર્વસ્વ ભૂલી જાય છે; ધર્મભ્રષ્ટ થઇ પરધર્મનો માર્ગ પ્રશંસનીય ગણીને પેસવા જતાં અતો ભ્રષ્ટ.

તતો ભ્રષ્ટ થઇ, કાકૃન્દમાંથી વટલીને શુકમંડપમાં આવતાં અધોગતિ પામે છે; આજ તે કેળવણીનું આ પ્રત્યક્ષ ને અનુભવવા યોગ્ય પ્રમાણ તથા પરિણામ છે.

સુધારો કંઈ જુના સ્થાપિત રિવાજને છેદન કરીને, માત્ર કાયાને મળતાં નામનાં સુખ મેળવવા માટે નથી. માનસિક શક્તિને નાજુક બનાવીને, મર્યાદાથી વેઠવી પડતી કેટલીક અગવડો, કે જે સ્થાયી સુખદાયી છે, તેનું ભાન ભૂલી જઇ, સગવડ શોધવા માટે પોતાને ભૂલી જવાનું નથી. તેનું નામ સુધારો નથી. પાશ્ચિમાત્ય સુધારો સ્વતંત્રતાને શિખરે ચડી જવાથી હાલ એજ સુધારકો હવે પોકાર કરવા મંડ્યા છે; સોસાયટીઓને ધિઃકારવા લાગ્યા છે. સુધારાને સુધારવાનો પ્રયત્ન કરવા લાગ્યા છે. મર્યાદા તૂટતી જાય છે. બાપ–દીકરા ભૂલા પડવા લાગ્યા છે, કુસંપ અને અમર્યાદાનાં બીજ રોપાવા લાગ્યાં છે; તે કાળે, આર્ય પ્રજાએ ચેતવાનું છે.

પ્રિય પુત્ર ! આ તો માત્ર આજના કાળનું તને કેટલુંક ભાન ને અનુભવ બતાવા મેં ચિતર્યું છે. મને પણ અંગ્રેજી વિદ્યાનો અનુભવ થયો છે. મને પણ સહજ એ ચેપ લાગ્યો હતો, પણ મહાન વિદ્વાન્ તત્ત્વવેત્તાઓના ગ્રંથનો સત્સંગ થયા પછી, અને પાશ્ચિમાત્ય સિદ્ધાન્તો સાથે આર્ય ધર્મનાં મુખ્ય સિદ્ધાન્તો મેળવ્યા પછી મને ભાન થયું છે, કે આજની ઉછળતી પ્રજામાં આર્ય ધર્મનાં બીજ નહિ રોપાય, ને રાજકીય ભાષા સાથે, તેમના સંસારનો કેવળ ઊંડો નહિ, પણ ઉડતો ચેપ લાગશે, તો નિશ્ચય આર્ય પ્રજા હાનિ પામશેઃ એ માટેજ બ્રિટીશ માનવંતા અમલમાં આર્ય પ્રજાને નીતિ શીખવવાનું શુભ પગલું ભરવામાં આવે છે.

હમેશાં દરેક વસ્તુની સરખામણી કરવાની જરૂર છે. તેમાં કલ્પનાથી તથા પ્રયોગથી સિદ્ધ કરવું. વધારે સ્હેલું, સારૂં, ને સુ-

ખદાયક શું છે? અલબત કાળના ફેરફારને લીધે, કેટલાંક જુનાં બન્ધનો, જે માત્ર સ્વાર્થપરાયણુ હોઇને, શંકાસ્પદ થતાં જણાય, તેનો નાશ કરવાની જરૂર છે. સ્વાર્થલોભી પુરૂષોએ, પોતાના ઉદર અર્થે, અનેક પ્રકારની લાલચોને, ધર્મના રૂપમાં મુકી દીધી છે, એ લાલચો તોડી પાડવાની જરૂર છે; પણ તેમાં ઉંડાં તત્વ સમાયાં હોય, વ્યવહાર માર્ગે જોતાં, આડકતરી રીતે પુન્યના માર્ગ હાંસલ થતા હોય, તો તે તજવા અથવા તોડવા નહિ: આ વાત લક્ષમાં રહેવી જોઇએ.

મેં તને મહાવિદ્યાલયની ચંદ્રક કેળવણી આપી છે. તું ન્યાય શાસ્ત્રી છું. માત્ર પોથીનાં થોથાં ઉથલાવ્યાં છે. પિતા ને માતાની સાલુઆીમાં મિત્રો જોડે, પારકે પૈસે પરમાનંદ કર્યો છે. કોલેજની સ્વતંત્ર જીંદગી ભોગવી છે. વ્યવહારના સાંકડા ને કઠણ માર્ગ જોવાની ઇચ્છા કરી નથી. ધર્મને નામેજ, પોપટજી પંડીત પેઠે, ફરજને ખાતર, યુનિવર્સીટીની ડીગ્રી મેળવવાજ મ્હોડે યાદ રાખ્યું છે, મનન કર્યું નથી; તેથી ધર્મ શબ્દનો ખરો અર્થ સમજાયો નથીજ, ને તેથી ધર્મનો ચીલો મુકીને તું હવે કોઇ નવા જગતમાં ફરતો જણાય છે!!

શંકા વિના સબુરી પ્રાપ્ત થતી નથી; વિપત્તિ વગર વિશ્વની કસોટી થતી નથી. બીજા રંક જનો તથા ગરજવંતાની ખરેખરી ભીડ જાણવાનું સાધન વિપત્તિ છે. વિપત્તી, એટલે મહા આફત વેઠવી, એમ નહિ; પણ અગવડ પડે, તેને કયા પ્રકારે, કઈ જુક્તિથી ટાળવી; અથવા સંકોચ કાળે કેવી રીતે સમય સંભાળવો, તેનું નામ કસોટી છે; એ અનુભવ એટલું શીખવાડે છે, કે પોતે ઉદ્ધત થતો નથી, બીજાને થવા દેતો નથી. પોતાનું હૃદય દયાળુ બને છે, ને બીજાંઓને તે માયાળુપણે જોઈ શકે છે. આજના ધનવંતના દીક-

રાઓ કેટલાક રંડીબાજ, સટ્ટાબાજ, જુગારી અને નાયકા કે નાટકોના છંદમાં ધન ઉડાવે છે, તેનું કારણ એજ કે માબાપોએ પોતાના પુત્રને કસોટી પર ચડાવ્યો નથી. આપણા માનવંત શહેનશાહ નામદાર જ્યૉર્જ પાંચમા, જ્યારે પોતાના મરહુમ વડીલ ભાઇ સાથે, સ્ટીમરમાં દોરડાં ખેંચવાનું કામ કરતા હતા, તે વેળા શું તેમનાં માબાપોને દયા ન્હોતી, એમ ન્હોતું; તેમ તે પોતાની રાજસત્તા તથા વૈભવ વિસારીને પુત્રનાં શત્રરૂપ બન્યાં નહતાં; પણ તેઓ જાણતાં હતાં, કે અમારાં બાળકોને સૃષ્ટિના મોટા ભાગની પ્રજાનું હિત જાળવવું છે, અને સર્વના સુખ–દુઃખનો વિચાર કરવાનો છે, માટે તેને કષ્ટની કસોટી પર ચડાવવાની જરૂર છે, ને તેથીજ લડાઇ જેવા ભયંકર કામમાં તેમને રોકયા હતા. પ્રાચીન કાળના ભારત વીર નરો, રામ–લક્ષ્મણ અને કૃષ્ણ–બળદેવ પ્રભુ જેવા પણ ગુરૂકૂળમાં જઇ, શસ્ત્રવિદ્યા–ધનુર્વિદ્યા શીખ્યા હતા; વનવાસ ભોગવ્યો હતો. શત્રુ સાથે લડ્યા હતા, દુઃખ પણ વેઠ્યાં હતાં. ભૂખ પણ વેઠી હતી. આ દાખલા લેવાનું કારણ માત્ર એટલુંજ, કે પોતાનું જીવન ઉદ્ધત બની ન જાય, બીજાની સ્વતંત્રતા પર તરાપ ન પડે, અને બીજાનું સુખ લૂટી લેવાની ઇચ્છા ન થાય. વળી એક બીજો દાખલો લક્ષમાં રાખવો.

Work and work until you becouse successful just as a common soldier who goes to fight a battle. You are to fight a battle of your life and acquire success in life. Also do not forget that you are the son of a gentleman and act and be a true gentleman. This is your first last opportunity to acquire success in life. If you loss it

then it will never come. Do not get disheartened if you at first get a releaff, but try and try. Also taken how to live and act among strangers as now go in the world. Always try to do your duty towards your parents and family and trust God. This is your old father's advice who is not to live long. Remmember this and never forget the last words of your old father in after life.

"જેમ એક સાધારણ સીપાઇ લડાઇમાં જીત મેળવી ફતેમંદ થવા ચાહે છે, તેમ તું જ્યાં સુધી જીંદગીમાં ફતેહમંદ ના થાય, ત્યાં સુધી મહેનત કર. તારે તારી જીંદગીની લડાઈ લડવાની છે. અને તે લડાઈમાં ફતેહમંદ થવાનું છે. વળી એટલું તું ધ્યાન રાખજે, કે તું એક ગૃહસ્થનો છોકરો છે, અને એક સાચા ગૃહસ્થ તરીકે વર્તજે."

"આ તારી પહેલી તેમજ છેલ્લી તક છે, જો તે એક વખત ગઈ, તો ફરી પાછી આવવાની નથી! કદાચ પહેલાં મુશીબત પડે, તો તેથી નીરાશ થતો નહિ; પરંતુ પ્રયત્ન કરજે. હવે તું જે દુનિયામાં જાય છે તેથી અજાણ્યા લોક સાથે કેમ રહેવું, તથા કેમ વર્તવું, તે પણ શીખવા પ્રયત્ન કરજે. હમેશાં માબાપ તથા કુટુંબ તરફ પોતાની ફરજ બજાવવી, અને ઇશ્વરપર ભરોંસો રાખવો; આ તારા ઘરડા બાપની, કે જે હવે ઘણું જીવવાના નથી, તેની શીખામણ છે. આ હમેશ યાદ રાખજે. અને તારી હવે પછીની જીંદગીમાં, આ તારા ઘરડા બાપના છેલ્લા શબ્દ યાદ રાખજે." **ફ઼. લ. મહેતા.**

આ મહાવાક્ય ધિરજથી શ્રવણ કરવાનાં છે. મ્હારી જીંદગી માટે મેં ત્હારાપર કશો આધાર બાંધ્યો નથી. મ્હારૂં જીવન સ્વતંત્ર

છે, ને તે સ્વતંત્રતા મેળવી છે. હું તો માત્ર હવે ત્હારી પ્રત્યેની, શીખામણ રૂપે છેલ્લી ફરજ બજાવું છું. છેવટ સમજાવું છું.

જુવાન પુત્રને વધારે શીખામણ આપવા જતાં "સાઠે બુદ્ધિ નાઠી" એ ચાંદ તમે અમને અર્પણ કરવાનાજ; પણ અમે એવા મૂર્ખ નથી. પુત્ર પ્રત્યે સંપુર્ણ પ્રેમ, ધર્મ, ને અંકુશ રાખ્યા છતાં, તથા તેને સુખી ને સ્વતંત્રતાનો માર્ગ કરી આપ્યા છતાં, ન્હાનો ભાઇ કે પુત્ર બેવફા નીવડે, તો તેનાં ભાગ્ય; માબાપ પોતાની ફરજ બજાવી ચુકયાં છે; અફસોસ માત્ર એટલોજ કે એ એક કડવું ને અકર્મી ફળ નીવડયું!

તને મેં કેળવણી આપી છે. હવે તને મેં મુંબઈ અનુભવવા માટે મોકલ્યો છે. હું સારી રીતે જાણું છું, કે એ મોહકનગરી છે. સારાને સારા નરો મળી શકે છે; પણ નઠારાને નઠારા બહુજ મળે છે. શોખીલું શહેર છે, હલકા કૂળના ને ઉદ્ધત જુવાનીયાઓ બહુ ભટકે છે. ગરીબના :છોકરાઓ કોઇ ચીકાશદાર ચીચોડાવાળા છોકરાઓ શોધે છે, તેને બનાવીને તેને પૈસે મજા કરવા ચાહે છે, પણ તેઓ ભૂલે છે, કે એ ક્ષણીક સુખ, જીવનનું શત્રુ થઈ પડે છે.

મેં તને મ્હારા એક કુલીન મિત્રની ઓફીસમાં ત્હારા ન્યાય શાસ્ત્રને ખિલવવાનું કામ શીખવા રાખ્યો છે. એ ભલા મિત્રે તને પુત્ર તરીકે રાખ્યો છે. તેમનાં કુટમ્બમાં તું પલોટાઈ ગયો છે—ને તેથી હવે અમદાવાદના કેટલાક ઉચ્છૃંખળ જુવાનીયાની જોડે સહવાસમાં આવવા દેવાની મ્હારી ઇચ્છા નથી; મુંબઇના મોજીલા ધામમાં કદાચ જુવાની ફાટી નીકળતાં, મગજ ચસ્કે, તે માટે તેનો અટકાવ કરવા જ અંકુશ રૂપે ત્હારી ધર્મ પત્નિને ત્હારી પાસેજ રાખવા ઇચ્છા કરી; પણ ત્હારી સબુરી રહી નહિ.

મેં તને અહીં આવવાની સખ્ત મનાઇ કરી હતી–મ્હારી રજા વિના ત્હારે મુંબઇની બહાર પગ ન દેવો, એવો મ્હારો હુકમ હતો, તે તેં તોડયો. ત્હારી પત્નિ કંઈ ન્હાસી જવાની ન હતી. તેમ ત્હારો ધાર્મિક પ્રેમ લુલો થઇ જવાનો નહતો. તે છતાં તેં જુવાનીના જોશમાં મર્યાદાનું ઉલ્લંઘન કર્યું. પોતાનો ધર્મ, તથા પિતાની આજ્ઞા તોડી; અને પશુવત્ જીવન ભોગવવા માટે, કુકુટ સ્વરૂપથી તું અહીં એકદમ પત્નિ પાછળ દોડી આવ્યો! મ્હારે આ વાકય, વિવેક ને ધર્મ વચન ઉલ્લંઘીને કહેવું પડે છે, પણ ક્રોધનું બલિદાન છે.

તેં. પ્રેમ કહો કે મોહ કહો, ગમે તે કહો; પણ એ અંધાપામાં કેટલીક હદ સુધી વિવેક તથા વ્યવહારને વિસાર્યો છે, તેનું તને કશું ભાન રહ્યું નથી.

આજના જુવાન છોકરાઓ, માબાપોને આંધળાં સમજે છે, અથવા તો બનાવવાની યોજના કરે છે; કુદરત કંઇ વાંકી થઈ નથી. તમારાં દરેક છુપાં કામો, અમને આત્મદ્વારા જણાવે છે; અથવા આડકતરી રીતે તે માર્ગે અમને દોરી જાય છે; જો કે તે પ્રકટ થયા છતાં માબાપ મુગાં રહે છે, ત્યારે તમે જાણે અજાણ્યા થઇને નફ્ટાઇથી વરતો છો.

પત્નિને કેમ કેળવવી, તેનું ભાન આજના થોડાક જુવાનીયાને છે. તેમને તો માત્ર મનનો મોહ પાર પડ્યો, એટલે બસ છે! માબાપના પાશમાંથી છોડાવીને, મુંબઇ જેવા શહેરમાં એકાન્ત જીંદગી ભોગવવા આતુર થઇ જાય છે, પણ એ જુવાનોને હજી ઓછો અનુભવ છે, કે ત્યાં પોતાની અકેળવાયલી તથા વ્યવહારથી અકુશળ સ્ત્રીને એકલી રાખવાથી પોતાના નિર્મળ સંસાર સુખને કેટલો ફટકો લાગે છે! સઘળી સ્ત્રીઓ જોકે નબળા મનની નથી; પણ તે નાદાન ને મુર્ખ હોવાથી નબળા મનના પરવશ પતિથી સ્વતંત્ર થવા ચાહે.

છે. કામ માર્ગીય પુરૂષો પોતાની પત્નિને પ્રથમ તો માથાપર ચડાવે છે, પણ જ્યારે એકાદ બાળક થયું, નોકરીની સખ્તાઇ થઇ, ને કમાઇનાં સાધનો કરતાં ખર્ચ વધવા માંડયો, પછી પ્રકૃતિ બદલાય, ને તે વેળા ઉદ્ધત પત્નિને કરકસર કરવાનું કહે, ત્યારે પોતાનો કુહાડો પોતાનાજ પગ ઉપર વાગે !

તમે હજી પારકે પૈસે મજાહ ઉડાવો છો ! પૈસો પ્રાપ્ત કેમ કરવો, તેનું કશું ભાન નથી. તમે એમ સમજતા હશો, કે પિતાના હમે હકદાર વારસ છીયે, અને પિતા પોતાના વીલમાંથી બાતલ કરશે, તોપણ કાયદાસર વારસો લઇશું; ન્યાયમાર્ગને અળગો કરીને, કચરી–મરડીને પણ લઇશું; અથવા જો તે પહેલાં ડોકરો ટકટક કરશે, તો સ્વતંત્ર કમાઇ કરીને મજાહ મેળવીશું, તેમ કરતાં ભલે ગાડીઘોડામાં નહિ ફરાય, કે વાડી–બંગલો નહિ બંધાય, અથવા તો કીર્તિનો કોટ નહિ ચણાય, તો ભાડાનાં ઘર ક્યાં ગયાં છે ? ફલાણાના પુત્ર તરીકે તો ઓળખવાને કોઇ ના પાડતું નથી ? પણ ના—

ચલનો ભલો ન કોશકો, દુહિતા ભલી ન એક;
માગનો ભલો ન બાપકો, જો પ્રભુ રાખે ટેક.

અથવા તો—

સિંહણ મુનમાં મગરૂર બની મુજ એકજ સુત ભલો ભવમાં;
ફટ–ભુંડણ ? સો તુજ બાળકડાં, નહિ રક્ષણ તારૂં કરે દવમાં !

વળી ચારણની કહેવત છે, કેઃ—

બાપ કમાઉ, તો દીકરા ને કાઉ ?
જો દીકરો કમાઉ, તો બાપને લ્હાઉ !

“ જો બાપ કમાઉ હોય, તો દીકરાને શો યશ ? પણ જો દીકરા કમાઉ હોય, તો ઉભયને યશ !

તેમ તમે બાપના નામે પંકાઓ, તે કરતાં બાપને તમારા નામે પંકાવાનો સમય આપો.

તમે તમારૂં હિત સુધારવા જતાં, સહજ ઉદ્ધતાઇથી, પિતાની માનભરી, પવિત્ર ને નિર્મળ લાગણીપર એક ફટકો માર્યો છે!

મ્હારો એક પુત્ર, ત્હારો મ્હોટો ભાઈ નાનુ લગાર મોભાગ્ર બુદ્ધિનો નીવડવાથી, તેને વિદ્યાલયમાંથી દુર કર્યો. ઘરવ્યવહારમાં જોડી દીધો. તું કુશાગ્ર બુદ્ધિનો હોવાથી ભણાવ્યો, ને કેટલાક અનુભવ પછી ત્હારી વૃત્તિ સ્થિર થવા દેવાને તને પ્રથમ બાળપણમાં–ને પછી મોટી વયે પરણાવ્યો, કે જેથી તું ઠરેલ થાય; પણ તેમાં તું નિષ્ફળ નીવડયો છું!

અજ્ઞાનપણામાં અને ઉદ્ધતપણામાં તમે તમારૂં કેટલું અહિત કરો છો, લાભ મેળવી આપનારાઓને તમારી અજ્ઞાનતાથી તમે કવી રીતે આડા દોરવો છો, તેની ભલી અને માયાળુ લાગણીને આડકતરી રીતે તમે કેવો ઝટકો મારો છો, જાણે પોતે મોટા પાવરદા થઇ ગયા હોય, જાણે એકલેજ હાથે, ને સ્વતંત્ર રીતે, સઘળા માર્ગોને પહોંચી વળવાને સમર્થ થયા હોય, તેવું વજન ચલાવીને તમે કેવા હેરાન થાઓ છો, તેનું ભાન ક્રોધી મગજને લીધે, અને વહેવાર કેળવણીની સામગ્રી અછતને લીધે, તમે પોતાને ભૂલી જાઓ છો.

સ્વતંત્ર ને મુર્ખ છોકરાઓ એમ બોલે છે, કે જો માબાપ બચપણમાંથી મરી ગયાં હોત, તો શું અમારો પરમેશ્વર ન્હોતો? ખરી વાત છે, પણ પરસ્પરનીજ દુનિયાં છે. ઇશ્વરે એક બીજાનો આધાર કરી રાખેલો છે. વન ઓથે સિંહ છે, સિંહ ઓથે વન છે. વાડ વિના વેલો ચડતો નથી; ગુરૂ વિના જ્ઞાન મળતું નથી.

કેવળ મદન રાગનેજ તાબે થઇને મનેન્દ્રિયો વિહ્વળ કરવાનો આજના જુવાનીયાનો સ્વભાવ ખરેજ ભાવી પ્રજાની હાની કરનારો

છે! આજ કારણસર પ્રાચીન પ્રજાએ, બ્રહ્મચર્ય પાળવા માટે ગુરૂકૂળમાં બાળકોને મોકલવાની જરૂર વિચારી છે. કટીબંધ સ્થિતીમાં રાખવાની અને જે સહવાસથી મગજપર લાલચનો તાપ વધે, એ વસ્તુથી તેમને અલગ રાખવાં, વૈભવોથી વિહીન કરવાં, ને જ્યારે તેમની માનસિક તથા શારીરિક શક્તિઓ ખીલે, ત્યારેજ તેમને ગૃહસ્થાશ્રમ ધર્મમાં દાખલ કરવાં, આ ઉચ્ચ રીતિ હવે પાશ્ચિમાત્ય લોકો પણ ગ્રહણ કરવા લાગ્યા છે. જ્યારે આપણી ભારતીય પ્રજા તે ભૂલવા લાગી છે; હાથમાં અમૃતનો કટોરો ઢોળીને, મદિરા વગેરેના બિલોરી ગ્લાસ હાથમાં અને મ્હોડામાં શોભાવા લાગ્યા છે; આ સર્વે વ્યવહારિક અનુભવ ને અભ્યાસની અછતનું પરિણામ છે.

આજની પ્રજા ડેલીકેટ થતી જાય છે! પૂર્વે ગર્ભશ્રીમંત ઘરનાં સ્ત્રીમંડળો ઘરસંસારી કાર્ય હાથે કરતાં હતાં. જો કે તે વેળાયે નોકર–ચાકર હતા, પણ કેટલાંક કામ એવાં હતાં કે જેમાં સ્વચ્છતા, નિર્મળતા, ને પવિત્રતાનીજ જરૂર હોય, તે પોતાને હાથેજ કરવાનું માનતાં હતાં; હાલમાં દક્ષિણ પ્રદેશમાં એ રિવાજ પ્રચલિત છે; આજના કાળની આપણી બાળ પ્રજામાંથી એ ધોરણ નીકળી જવા લાગ્યું છે. આજની છોકરીયોને નોકરોની જરૂર પડે છે. કેમકે જુવાનીયાઓને નવરાશ વધારે ગમે છે; આનંદની વાતો, વિનોદ ને વિલાસમાંજ વખત ગાળવો જરૂરનો થઇ પડે છે; તેમ કરતાં પોતાની પૈસા સંબંધ સ્થિતી કેટલી કફોડી થઈ પડે છે, તેનું ભાન નથી; પછી કરજના પોટલા માથે ચડે છે, સ્મૉલકોઝીઝ કોર્ટનાં પગથીયાં ગણવાં પડે છે, ને કાંતો છેવટે ઇન-સાલ્વન્-સીમાંયે ભત્તું ભરવું પડે છે.

દીનપરદીન શરમ અને મર્યાદાનો લોપ થતો જાય છે. મુંબઈની નવરંગી પ્રજાના આચાર વિચાર સ્વતંત્રતાથી ઉછરતી પ્રજામાં મદ-ન્નાચાર ને અવિચાર વધારે પ્રસરતો જાય છે. કોના બાપનો બેટો

ને કઈ રાંડની બેટી, આ શબ્દ–વાકયો બેશરમ બનાવે છે! ને તેથી પ્રજામાં ઉદ્ધતાઈ વધે છે; પરિણામે અસુખ ને અશાન્તિ ઉભી થાય છે.

હોટેલના ચા પીધા, બીસ્કીટ ખાધી તેથી શું? વટલવાની વાત બાજુ કરો, પણ સ્વચ્છતાના નિયમ જાળવવાનો મુખ્ય સવાલ છે. ન્હાઈ–ધોઇને પ્રભાતમાં મંગળ કાર્ય કરવાનો, દેવ–સેવા કરવાનો હેતુ, મનની નિર્મળતા ને તનની સ્વચ્છતા માટે છે. એ તજવાથી શારીરિક ઉત્સાહ મંદ પડે છે, ને શુદ્ધ તથા શુભ વિચારો પ્રત્યક્ષ થતા નથી. એથી રોગ વધે છે, દરિદ્રતા વધે છે, ને ધન ઘટે છે. પ્રાચીન વિદ્વાનોએ આર્ય પ્રજામાટે જે નિયમો બાંધ્યા છે, તેમાં પ્રથમથીજ ઠરાવ્યું છે, કે થોડે ખર્ચે, મુક્તિનાં દ્વાર ખુલ્લાં થાય, અને શાન્તિથી જીવન પસાર થાય. પણ એ આશ્રમોને આડી આંખે જોવાને આપણા જુવાન છોકરાંઓ હઠીલાં થાય છે. ધોતીયું પહેરવામાં કેટલી સગવડ, અને કેટલું ઉપયોગીપણું છે; તથા છેવટે ડુબતાં બચાવનાર, ટહાડમાં ઠંડી રોકનાર, ભોંયતળીયે સુતાં પાથરણું થનાર, ને ફાટી જતાં, પાટામાં-થીયે ન જનાર, તથા કદી કોઇ બીજાને પણ ઓઢાડવું હોય, તો તરતજ સહાયભૂત થનાર, વાવડીમાંથી પડેલાને દોર તરીકે ઉગારનાર અને આંગળીના પાટામાંથીયે ન જનાર ધોતીયું તજીને લેંગા તથા પાટલુનપર છોકરાંને શોભાવનાર ખુદ માબાપોજ બેવકૂફ બન્યાં છે! માનું દુધ મુકીને મેલીન્સફૂડ ઉપર ઉતર્યાં છે, ત્યાં કાળ વિના બીજા કોને દોષ દેવાય?

સાહેબશ્રી! હું કેવળ પાશ્ચિમાત્ય પ્રજાના કેટલાક સદ્‌ગુણી પ્રય-ત્નોને વખાણનારો છતાં આ દેશમાં આપણો જન્મ થવાથી, અને તે દેશના કલ્યાણ માટે, પ્રાચીન વિદ્વાનોએ અવિચ્છિન્ન પ્રયત્નથી ધર્મમાર્ગ સ્થાપિત કર્યા હોવાથી, હું તેના અભ્યાસી દાખલ સદૃઢ મનનો થઇ, આર્ય સિદ્ધાન્તને વખાણવાજ બેઠો છું. તે વિચારો,

આજના કેટલાક લેભાગુ સુધારાના પવનમાં વંટોળીયા જોડે વીંટળા-યલાને નહિ ગમે; તોપણ મ્હારી ખાત્રી થઈ છે, કે ભારત માટે, પ્રાચીન નિયમોનું સ્થાપિતપણું સ્વિકારનારી પ્રજા ખચીત સ્હેલાઈથી સુખ સંપાદન કરશે, ને ત્રિલોક તરશે; માત્ર તેમાં કઠીણુતા છે, કડવાશ છે, ઉગ્રતા છે, અવલંબન છે; જો તે સ્વિકારે, તો કોઈપણ માણસ આ અવતારે સુખી થઈ મુક્તિ પામે.

મ્હારો આ ઉપદેશ તને ન ગમે તો ત્હારાં ભાવી ! ત્હારાથી સિદ્ધાન્ત પર ન ચલાય, તો ત્હારા પૂર્વની કરણીના ભોગ ! મને જે વાજબી લાગ્યું, તે મેં કહ્યું; કરવું કે ન કરવું, ત્હારૂં કામ છે. તું જુવાન છું, એટલે મ્હારે એટલું કહેવું પડયું; તેં તેવું વર્તન ચલાવ્યું, એટલે મેં કહ્યું; જો કે તે પહેલાં, ત્હારા ધર્મ માટે ને ઉંચા તથા ઉંડા અનુભવ માટે મેં તને સારાં સારાં પુસ્તકો, જેનો મેં સંગ્રહ કર્યો છે, તે વાંચવા આપ્યાં છે; પાશ્ચિમાત્ય વિદ્વાનોના તંત્વજ્ઞાનના ગ્રંથો, આર્ય વિદ્વાનોની ફીલસુફીનાં પુસ્તકો બતાવ્યાં છે. તને સંસ્કૃતનો અભ્યાસી બનાવ્યો છે, અંગ્રેજી ભાષાની કુશળતા સંપાદન કરાવી છે, એટલુંજ નહિ, પણ ત્હારી પચીસ વર્ષની વય સુધી, કશા પ્રકારની ચિન્તા કે બોજો પડવા દીધો નથી; એટલી સગવડ છતાં તેં કશું હિત સંપાદન નથી કીધું, એથી મને અતિ ખેદ થાય છે.

પુત્ર પ્રાપ્ત થયો, એથીજ કંઇ પિતા કૂળનો ઉદ્ધાર થયલો મનાતો નથી. ભગીરથ જેવા કે યુધિષ્ટિર અથવા ભોજ, વિક્રમ જેવા પુત્રો ઉત્પન્ન થાય, તોજ પુત્ર ખરા; માતાએ જન્મ આપ્યો પણ પ્રમાણ, અને પિતાએ પાળી-પોષીને મ્હોટો કર્યોએ પ્રમાણ કહેવાય !

હજી ત્હારી યુવાન અવસ્થા છે. માબાપના મહારાજ્યમાં, વગર મહેનતે મળતા પૈસાનો ઉપયોગ કરવા માંડયો છે. તમારા સુખ જો-

ઇને માબાપ રાજી થાય, માટે તમને ઘટતી સ્વતંત્રતા આપવામાં આવે છે; તેનો તેં દુરોપયોગ કર્યો છે.

મુંબઈના વસવાટ દરમ્યાન તમારી લાયકીની અથવા કામકાજની ખરેખરી સ્થિતી મને પુરતી રીતે માલમ પડી નથી. સદ્‌ભાગ્યે, મ્હારા ભલા મિત્ર વિનોદરાય, ને તેમનાં પત્નિ ભગીરથી બહેને, અમારા કરતાં વધારે પુત્રભાવથી તને રાખ્યો છે, એટલે એ પવિત્ર શહેરમાં ત્હારા દોષ કે અવગુણ તે જોતાં ન હશે, તેથી અંદરના અવગુણો તેઓ જાણુતાં નથી—જણાવતાં નથી.

માત્ર આ વખતે, સારા ભાગ્યે મને ત્હારી ઉચ્છૃંખળતાથી આકસ્તરી રીતે ખબર થઇ છે. જે તે તારા સારા ભવિષ્યની નિશાની છે. જો એ પ્રસંગ મળ્યો ન હોત, તો હું તને કશા પ્રકારનો ક્રોધ કે ઉપદેશ બતાવજ નહિ, પણ રોગ અને દુશ્મન ઉત્પન્ન થતાંજ શાન્ત પાડવા; અવગુણો બહાર આવતાંજ બંધ કરવા, એ સુત્ર પ્રમાણે એક તક મળી છે, ને તેથી હવે તને એકજ વાત સ્પષ્ટ સમજાવું છું, કે:—

પિતાના રાજ્યમાં જે સુખ સંપાદન કર્યું, તે હવે તમારે ભોગવવાનું નથી. તમારાં ભાવી સુધારવા માટે તમારાથી બનતો યત્ન કરવો; કેમકે તમારે પલ્લે, એક કુલીન કુમારિકા પ્રાપ્ત થઈ છે. સંસાર—વ્યવહારનાં પગથીયાં પર ચડ્યા છો. માટે તેમને કેળવવાની, સાચવવા—સંભાળવાની ફરજ અમારા કરતાં ત્હારા પર બેવડી ફરજ છે. માટે તે પણ લક્ષમાં રાખવું.

જ્યાં સુધી તમે તમારા ઉદયના માર્ગ ખુલ્લા કરી નહિ બતાવો ત્યાં સુધી, અમે પથ્થર પર પાણી રેડેલું માનીશું; તે માટે લેવાયલો શ્રમ, ને ખરચેલા પૈસા ધૂળધાણી થયલા ગણીશું.

પિતાના બળ ઉપર ઝુલનારા પુત્રો એક નિર્બળ પ્રજા તરીકે લેખાય છે; પછી તે મહાન ડીગ્રી ધરાવતા હોય તોયે શું?

જાતી પરાક્રમ કરી બતાવવું, ને પિતાની અસંખ્ય દોલત કે રાજવૈભવ છતાં, પોતાનાં જાતી પરાક્રમથી ખિલી નીકળવું, એજ પુરૂષાર્થ ને એજ સાફલ્યતા છે.

તમારી નાદાની જો નહિ અટકે, તો કેળવણીને ઝાંખ લાગશે, માબાપને ખેદ થશે, ને તમારા ભાવીના ઉચ્ચ માર્ગ બંધ પડતા જશે.

મુંબઇના કુસંગમાંથી બચવા માટે, તેમજ જુવાન જીવડાની વૃત્તિ સ્થિર થવા માટે, અને ભાવીમાં શાન્તિ તથા સુખ અખંડ રહે, તે માટે મેં ત્હારી સ્ત્રીને તાકીદે મુંબઇ મોકલવા ઠરાવ કર્યો, તેથી તું સંતોષ ન માનીને, મ્હારો અનાદર કરીને અહીં આવ્યો. મ્હારી આજ્ઞા વિના, ઉદ્ધત થઇને પતિનસહ ફોટો પડાવ્યો, તથા નાટકની સીટ રિઝર્વ કરીને ઉછૃંખળ વૃત્તિ જાહેર કરતાં શરમાયો નહિ; આ સર્વ પગલાં ત્હારા આશાવંતા ભાવીને ઉંધાં વાળનારાં છે. માત પીતાની સંમતિ ન લેવાય, તોપણ મર્યાદા જાળવીને, ધીરે ધીરે કામ કરવામાં આવે, તો આ ત્હારાં માબાપ, એવાં જક્કી કે અદેખાં અથવા જુના વિચારનાં નથી, કે દીકરાના સ્વતંત્ર સુખને ઘટતી ઇચ્છાએ માર્ગ ન આપે; પણ હદબાહેર ઉલટને ઉદ્ધતાઇથી તેં અમને ખેદ કરાવ્યો છે, તેનું ફળ ત્હારે ચાખવું જોઇએ.

મ્હારી એટલીજ સુચના ને સલાહ છે, કે હવે ત્હારે ત્હારી કેળવણીનાં ફળ મેળવવાં.

મ્હારો વિચાર હવે મેં પ્રકટ કરવો બંધ રાખ્યો છે; પણ ત્હારે એકલાનેજ મુંબઈ જવું; અને વિનોદરાયને સમજાવીને ત્હારે હવે ત્હારા પોષણનું શોધન કરવું, તેમજ કેવળ જુદા રહીને, ત્હારો વૈભવ સજવો. એ મને ત્હારે માટે વાજબી લાગે છે.

આ સુચના ક્યારે અમલમાં મુકવી, કે જ્યારે તું પોતે સફળ થવાનો હોય તોજ; નીકર હાલ તુરત સમય જોતો રહે.

આ સુચનાથી ક્રોધાયમાની થઇને ગેરઉપયોગ કરીશ નહિ.

મ્હારી કૃપા સંપાદન કરી છે, પણ અખંડ રાખવી હોય, તો ત્હારાં સદાચરણ તથા શુભ પ્રયત્ન વધારે ખીલવી બતાવ! તું સુખી થા, ને અમોને તે સુખ જોવાને ભાગ્યવંત થવા દે. અસ્તુ!

**લી. ત્હારો શુભેચ્છક પિતા.**

---

## પ્રકરણ ૧૨ મું.

---

### નિરાશાનું પ્રથમ બિન્દુ!

સુમનની નિદ્રા પલાયમાન થઇ ગઈ! નિરંજનીનો નિસાસો શાન્ત પડી ગયો! વ્હાલાં પ્રેમીયો મનની અણધારી અગવડોથી સુખની રજની, દુઃખ ને વિયોગમાં વિરામી! આરંભ્યાં અધવચ રહે, હરિ કરે તે હોય; એવું થયું! પ્રિયાને ભેટવાની અનહદ આતુરતા અધવચ લટકી રહી! કહો, કે ભેટયો ન ભેટયા જેવો! પ્રિયતમાને પ્રેમ હૃદયના હિંચોળાપર એકાન્ત મુંબઇ નગરીના શાન્ત મહાલયમાં ઝુલાવવા લઇ જવા આવેલો પરોણો, હવે નિરાશ થઇને પાછો ફ-રશે, મિત્રો હાંસી કરશે, અને પોતાના વિયોગ દિવસો દોહલા થશે, એ તેને કયાં ખબર હોય? પ્રભુની ગતિ ન્યારી છે. માણસ ધારે છે એક, ને ઇશ્વિર બનાવે છે બીજું! દૈવની ગતિ દૈવને હાથ છે; એજ જગતનો નાથ છે.

નીરૂ નિદ્રાધીન હતી. રાત્રીએ દૃષ્ટિગોચર થયલા બનાવથી તે

નિરાશ થઇને ઉંઘી ગઇ હતી. તેને સતી પાર્વતીની[1] પેઠે અપમાન થયું હોય, સીતા[2] પેઠેમ અનાદર થયો હોય, દમયંતી[3] પેઠે પરિ-ત્યાગ થયો હોય, એવી અસર થઇ ગઈ હતી.

મધુર ને નિર્દોષ સુંદરી! કમળ જેવાં નેત્ર મીંચીને પ્રેમના વિમાનમાં પ્રિયતમ સાથે જાણે પ્રવાસી કરતી હોય! કોમળાંગી

---

૧. રામચંદ્રજી જ્યારે લક્ષ્મણ સાથે સીતાની શોધ માટે વનમાં ફરતા હતા, ત્યારે એક વેળા શંકર, વૈકુંઠમાં પાર્વતીસહ જતા હતા. શંકરે, રઘુનાથને નમન કર્યું, ત્યારે પાર્વતીજીને શંકા થઈ કે, "એક રાજકુંવરને શીવજી નમ્યા કેમ?" તેણે શીવને પુછ્યું, ત્યારે તેણે કહ્યું કે "એ પ્રભુરૂપ અવતારી પુરૂષ છે!" પાર્વતીએ ન માન્યું, ને તેની પરિક્ષા કરવા ઉતર્યાં. શંભુએ બહુ સમ-જાવ્યાં, પણ ન માન્યું, ને સીતાનું રૂપ લીધું. રામચંદ્રજીએ આ કપટ જાણ્યું; ને સતીને આવતાં જોઈ, સાષ્ટાંગ દંડવત્ કરતાં બોલ્યા, કે "જય માતા સતી પાર્વતી! પાર્વતી શરમાઇ ગયાં, ને શંકર પાસે આવ્યાં. શંકરે પોતાની પ્રિ-યાનો અનાદર કર્યો. ઉછંગે બેસવા ના પાડી. સીતા દેવીનું સ્વરૂપ હવે પો-તાની પત્નિ તરીકે જોવા હઠ લીધી. આખરે પાર્વતી વિયોગી થયાં". વિશેષ જુઓ શ્રીમદ્ ભાગવત, ચતુર્થ સ્કન્ધ અધ્યાય.

૨. શ્રી રામ વનવાસમાંથી પાછા ફર્યા પછી રાજ્યપદ પામ્યા; એ અર-સામાં, (દંતકથા પ્રમાણે, જો કે તે પ્રસંગ ખરો હોય, એમ કલ્પના થતી નથી. રામ જેવા એક પત્નિવ્રત પાળનારા દેવપુરૂષ, માત્ર નિર્જીવ વાક્ય શ્રવણ કરીને પોતાની પ્રિયાનો ત્યાગ ન કરે! પરંતુ ન્યાયદર્શક થતાં લોક ચર્ચા માનીશું!!)

એક ધોબીએ પોતાની સ્ત્રીને મેણું માર્યું, કે "ગઈ સીતા તો રામ રાખે; બીજાના ઘરમાં તું જઇ આવી. હવે મ્હારા ઘરમાં પાય કેવો?" આ વાક્ય રામે સાંભળ્યું, ને સીતાનો ત્યાગ કર્યો. જુઓ "ઉત્તર રામકથા."

૩. નળરાજા પોતાના પિત્રાઇ પુષ્કરના કપટ ભરેલા પાપથી રાજપાટ હારી, નૈષધ નગરી તજીને વનમાં ચાલ્યા. બાળકો મોસાળ ગયાં. અને દમયંતી પતિ સાથે ગઈ. વનમાં નળ રાજાએ તેનો ત્યાગ કર્યો, એટલે તે અટુલી પડી રહી હતી. જુઓ, મહાભારત, નળાખ્યાન ઇત્યાદિ.

કેવળ શાન્તિના સાગરમાં વ્હાલના નાવમાં બેસીને ડોલતી હોય, સ્વર્ગીય પવનની લ્હેરે લ્હેતી હોય, તેવી સુતી છે. વિકાર શબ્દનો હૃદયમાં અંશ લાગતો નથી. શિયળના સુંદર સાબુથી શોભિતી સ્વપ્નમાં પણ પીયુનુંજ રટણુ કરતી પડી છે. અરેરે! રખે એના મનમાં એમ આવે કે, પ્રથમના પ્રેમ-પાનમાંજ પીયુએ ત્યાગ કર્યો ! શકુન્તલા જેવી ભોળી વનવાસિનીને રમાડી લીધી હોય ! પ્રેમનો આવેશ દ્રવતો હતો. **નીરૂ**, ભરનિદ્રામાં લોટતી હતી. વ્હાલી પ્રિયાને, અધિરા પ્રાણુનાથે પ્રેમચુંબન કર્યું; ભલી લલનાની ચક્ષુ ઉઘડી ગઈ. ચમકીને ઉઠી. પીયુ પ્રત્યે નજર કરી. જરા હસી.

"જાઓ, વ્હાલા ! તમે તો મને વિસારી દીધી."

**નીરૂ**, આંખ્યો લુછીને ઉભી થઇ.

"મ્હારાં જીગર, મને માફ કરજે ! મ્હારૂં મન ગુચવાયલું હતું, તેથી મેં તને તરછોડી; મ્હારી વાત જાણુવાથી તને દુઃખ થશે, તે કરતાં છુટું પડી જતાં વાત અળગી થઈ જશે, એમ ધારીનેજ મેં તને દુર રાખી; પણુ તું મનમાં ઓછું ન લાવતી, પ્રાણ !" **સુમન**, ખુરસી પર બેસી, **નીરૂ**નો હાથ લઈ, સમજાવતો-પટાવતો રમાડવા લાગ્યો.

"ઠીક !" **નીરૂ**એ નીચી નજરે નિસાસો નાખતાં કહ્યું.

"પ્રિયા ! નિસાસા પરથી તું દિલગીર થયલી જણુાય છે ?"

"ના; કંઈ નહિ—" વાત કરતાં **નીરૂ** અટકી.

"કહે; ખુલાસાથી કહે, હું પ્રત્યુત્તર આપું !"

"વારૂ, કંઇ વેળા વહી ગઇ નથી; મને અગત્ય જણુાશે, ત્યારે કહીશ. ને ખુલાસો માગીશ; પણુ આ વેળા તો પ્રકૃતિ સારી છેની ?"

"હા, ડીયર ! મગજ પરથી ક્રોધનો અંગાર ઉતરી ગયો છે !"

"મુંબઇ જવાની હવે તૈયારી કરવી જોઇશે ?"

મધુરીની મન-ચિન્તા.



મધુરીની માનસિકલીલા. ભા. ૧. પૃ. ૮૭.

"હા; પણ જેમ નાટકમાં જવાની તૈયારી કરતાં ગઇ રાતે અટકી પડ્યાં તેમ, મુંબઇ જવાનુંયે અટકી પડશે તો?"

હજી આ શબ્દ મ્હોડામાંથી નીકળ્યા, ને તેનો વળતો જવાબ **નીરૂ** આપે, તેટલામાં તો ઘરના નોકર ભીમા પટેલે **બ્રીફ** લાવી આપી.

આ બ્રીફ પિતાનો લેટર હતો, નોકર ગયો; ને **સુમને** પત્ર ઉખેડ્યો.

"પિતાના અક્ષર છે! લાંબો-લચ જેવો લેટર છે! વારૂ, છેવટ શું છે?" સુમને છેવટના ભાગની છ લીટીયો વાંચીને મુર્છિત થઈ પડયો.

"અફ્સોસ! આખર કલ્પના ખરી પડી!"

"ખમાં! ખમાં! પ્રાણનાથ, કહો તો ખરા? પત્રમાં શું છે? **નીરૂ**એ, પતિને પકડી લેતાં કહ્યું.

"અફ્સોસ! કહેવાય તેમ નથી-સ્હેવાય તેમ નથી!"

સુમને **નીરૂ**ના ખોળામાં માથું નાખ્યું, ને ચોધાર આંસુડાં ટપકાવવા લાગ્યો. ગરીબ **નીરૂ પણ** આશ્વાસન કરવા લાગી-રડવા લાગી. **સુમનને** શોક માત્ર એટલોજ કે, પ્રિયાને છોડીને પ્રદેશ જવાનું હતું! વીલે મ્હોડે પાછું ફરવાનું હતું! મુંબઇમાં તેની વાટ કોણ જોતું હતું? મધુરી!

---

## પ્રકરણ ૧૩ મું.

---

### મધુરીની માનસીક લીલા.

જેનો પરઘરીયો ભરથાર, નારનો જાણુ અફળ અવતાર:
કપટ ધૂર્ત ને ખોટી માયા, મદનરાગી મન દાખે;
સત્ય વચન ને પ્રેમ ધર્મ તો, હરનીશ અળગો રાખે.
ફરે ચિત્ત પર દારે સંસાર— **નારનો.**

કુલીન કાન્તાઓ કેટલીક વાર કર્મયોગે કરીને, દેશી કહેવત મુજબ કાગડો દહીંથરૂં લઈ જાય, તેમ અનાડી પતિને પાને પડી જાય છે. માબાપનાં ધન કે આબરૂપર લલચાઇને કેટલીક કન્યાઓ, નબળા વરને વરે છે. વર્ષાના રંગ, સ્ત્રીનાં ચરિત્ર, બાળકોનું રૂદન, અને ગર્ભનો ઢંગ જેમ કોઇ જાણી શકતું નથી, તેમ કર્મની ગતિનો પડછાયો કોઇ જોઈ શકતું નથી; ભાવી પ્રબળ છે. કોઈ ભાગ્યવંતી માતાને ઉદરે જન્મેલાં બાળકનું અવતાર સાથી કેવળ કુસંગી ને કુરંગી, નિર્ગુણી અને નિર્માલ્ય હોય છે! કોઇનો વર નઠારો, તો કોઇની વહુ નઠારી; સરખે સરખી જોડી તો કોઇનેજ, ને હોય, તો ટુંકાં આયુષ્યવાળી!

કોઇનો વૈરભાવે સંબંધ બંધાય છે, ને કોઇનો મિત્ર રૂપે સંબંધ થાય છે. પૂર્વનાં લેણાં–દેણાં લેવા–દેવા આવે–જાય છે. સૌ પોતપોતાનું લઈ–દઇને ચાલ્યાં જાય છે. માત્ર સ્નેહનો શોક મુકી જાય છે; ભલી ભુંડી વાતો રહી જાય છે!

મુંબઈના જાણીતા સોલીસીટર મી. વિનોદરાય વૈદ સોલીસીટર, ધારામંડળમાં અતી બાહોશ સોલીસીટર તરીકે માન પામેલા હતા. કાયદા સંબંધી વિદ્વાન અને તર્કશાસ્ત્રી તરીકે પંકાયલા હતા. સારા સારા કેસો તેમને હાથે વિજયી નિવડયા હતા. કેટલાક અનાધાર બાળકો જેના માબાપે પોતાના મિત્ર દાખલ, પોતાની મીલકતના ટ્રસ્ટી નીમેલા, તેઓ પાખંડી નીવડીને મિત્રનું ધન પચાવી પડવા યત્ન કરતા હતા, તેમની કનેથી નાણું ખેંચાવી ખરા હકદારોને અપાવ્યું હતું. ન્યાય મંદિરમાં ઉચ્ચ વકીલ તરીકે તેની શાખ હતી. સારા વખતમાં પ્રશંસા પામેલો હોવાથી ધનના ઢગલા થયા હતા, પણ ખાનાર બીજું કોઈ પુત્ર સંતાન ન હતું; માત્ર આંખની કીકી રૂપે પોતાને એકજ પુત્રી હતી, ને તેનું નામ મધુરી હતું.

મધુરી ખરેજ મધુરી હતી. તેની લાવણ્યતા, સાંભળનારના કાનને ગમતી હતી. તેનું સૌંદર્ય, જોનારની આંખને અંજાવતું હતું. તેનું હૃદય ઘણુંજ કોમળ હતું. માતાની માનીતી ને પિતાની લાડ-કવાઈ પુત્રી હતી. અનેક જનો તેનાં વખાણુ કરતાં. પિતાના કલા-ઇન્ટસોની નજરમાં આ ભાગ્યવંત રાજરત્ન અસરકારક જણાતું હતું; કમનસીએ તેને ભાગ્યે અત્રળચંડો, અવિચારી ને અધમ પંક્તિનો વર સાંપડ્યો હતો. તે વ્યભિચારી નહોતો, પણુ તે જુગાર ને સરતોનો અઠંગ શોખીન હતો. વીસ વર્ષની તેની ઉમર હતી. તેના પિતાએ સરકારી નોકરીમાંથી કરકસર કરીને સારી જેવી રકમ મેળવી હતી. પણુ એકાએક ગુજરી જવાથી, તે રકમ હાલ વિનો-દરાયના ટ્રસ્ટીપણા નીચે હતી. વિનોદરાયના બે મિત્રો હતા. એક મિ. નિર્ગુણરાય પ્લીડર, જે એક અમદાવાદના સીટી મેજીસ્ત્રેટ છે; અને બીજો મધુરીનો મરનાર સસરો; આ બંન્ને તેના ભલા ને મા-યાળુ મિત્રો હતા. મધુરીના સસરાએ પોતાના ધનનો કુલ ટ્રસ્ટી યાને ગાર્ડીયન કહીયે, તોપણુ ચાલે; પણુ વિનોદરાય હતા. બાળકોની અછતે બન્ને મિત્રોએ, પોતાના સ્નેહ સંબંધના બન્ધનથી ઝકડાઇને પુત્ર પુત્રીનાં લગ્ન.કર્યાં હતાં. મધુરીનાં લગ્ન પછી થોડાજ માસમાં તેમણે અવતારી કુચ કરી હતી. ને પાછળ એક ભગતડી વિધવા તથા એક સ્વચ્છંદી પુત્ર મુકી ગયા હતા. મધુરી હવે સાસરે આ-વતી જતી થઈ હતી. પેલા કનકરાયજીને આ મોહનસુંદરી મધુરી ગમતી ન હતી. કેમકે તે રૂપાળી ને ભણેલી હતી, ડાહી અને ચતુર હતી; તેથી પોતાને શીખામણુ આપે, એવી સ્ત્રી શું કામની ? વળી ભગતડી માતાએ પાઠ ભણાવ્યો હતો કે- " આવતી વહુ, ને બેસતો રાજા" તેનો જે રોબ પડયો તે પડયો! ભુવે નાર પાધરી ને ભુધે જાર-બાજરી " એ કહેવત ગોખાવી હતી. વળી ભણેલી તે વંઠેલી

ને સારા ઘરની દીકરી તે તો વરની સરદાર! આ શબ્દો પણ સંભળાવ્યા હતા.

મધુરી સાસરે ગઈ, અને તેજ દહાડે બિચારીને માર પડયો. મુર્ખ કનકનાં મધુરીએ વખાણ કર્યાં, કે તમે તો મને સત્તાણુંના સોના જેવા મળ્યા! કનકે વ્યંગ વચન સમજીને બાઇને ખુબ લપડાકો લગાવી. સવારમાં ઉઠીને બાયલાએ માને પોતાની બહાદુરીની વાતો કરી. લંપટ માએ વળી દીકરાને સાબાશી આપી. મધુરીને ખાત્રી થઇ, કે હવે જીવતે રંડાપો આવવાનો, ને આખરે એમજ થયું!

દર મહિને પચાસથી સાઠ રૂપિયા રેસમાં ઉડવા લાગ્યા, અને એ રકમ કેવળ મધુરી પાસેથીજ મેળવવાનો કનકે ઠરાવ કર્યો. ભલી ને ગરીબ મધુરી વારંવાર ક્યાંથી લાવે? થોડા માસ તો પોતાની કને એકઠી થયેલી રકમમાંથી આપ્યા; પણ પછી લાચાર થઇ ગઈ. કનકના મનમાં એમ આવ્યું, કે રંડા હવે ચેતી જવાથી પૈસા આપવા ના કહે છે. તે પછી તેણે મારવાનું શરૂ કર્યું. મધુરીએ માર સહન કર્યો, પણ કોઈની આગળ ન કહ્યું. કેટલાક મહિના તેવું ચાલ્યું, પણ જુલમ સહન ન થયો. ત્યારે તેણે સુમનને વાત કરી. જો માને વાત કરે, ને તે બાપાને કહે, તો તૃતિયમ્ થાય! પોતાનો અવતાર તો ધણી સાથે કહાડવાંનો હતો, એટલે સાગરમાં રહીને મગર સાથે વૈર કરવાનું પોસાય તેમ ન લાગ્યું. ધીરે ધીરે સમજાવી લેવાને ધારેલું, પણ કનકને સરતનો છંદ વધવા લાગ્યો, ને તેમાંથી દારૂના લખ પર ચડ્યો. રાતે કેવળ છાકટો બનવા લાગ્યો. તેની મા રાંડ ભગતડી અને રામલક્ષ્મી હતી. તે ફક્ત મંદિરોના મુખીયાજીઓની સેવકી હતી. મહારાજોએ તો તેને લાત મારી હતી, ત્યારે મુખીયાને પગે પડી હતી. માત્ર મ્હોડાનીજ મીઠાશ

લેતી, અંગદાનથી અળગી હતી! પ્રભુ હજી એટલો તેનો પાધરો હતો. એ સ્વચ્છંદી હોવાથી, તેને ભય લાગતો હતો, કે રખે પોતાનો છોકરો જુવાન થયા પછી માની રીતભાતથી નારાજ થઇને દગો દે! આ ભ્રષ્ટ વિચારોને લીધે પોતાના દીકરાને જાતેજ સ્વચ્છંદી બનાવ્યો, અને દારૂના વ્યખમાં નાખી દીધો. કનક હવે હાથથી ગયો. મધુરીની માનસિક અવસ્થા બગડવા લાગી. મનમાં મુઝાવા લાગી.

ગઈ પરમ દિવસ રાત્રે તો તે બિચારીને મારી નાખવાની ધમકી આપી. તેણીને કનકે એવો દમ માર્યો કે "હવે હું ઉમરલાયક થયો છું, માટે મ્હારી મીલ્કત સ્વાધીન કરવાને ત્હારા પિતાને સમજાવ" મધુરીએ આ વાતની વચ્ચે પડવાને ના કહી; એટલે આ નિશાખોર છોકરાએ તેને ખુબ મારી. ને દુખતા પર ડહામ તે સાસુજીએ ધમકાવી. પોતાના દીકરા પર પ્રબળ ચલાવે છે, અને સોલીસીટરની છોકરી એટલે દમ મારે છે, ઇત્યાદિ આરોપ મુકયો; એટલું છતાંયે આ બિચારીએ સહન કર્યું, પણ માબાપને કહ્યું નહિ. માત્ર સુમનને તેણે પત્રદ્વારા જણાવ્યું.

વાંચનાર! સુમન સાથે એટલો પ્યાર શી રીતે વધી ગયો હશે કે, આ ભલી ને પ્રેમાળ બાળાએ પોતાના દુઃખની કથા સુમનને જણાવી. જરા તે તરફ પણ નજર કરવી ઠીક થઈ પડશે. મધુરીની માનસિક લીલા ને અવતાર સિદ્ધીનો કંઇક ચિતાર નજરે પડશે.

---

# પ્રકરણ ૧૪ મું.

---

## સંસાર-ભવમાં મધુરીનું ભાવી નૌકા.

અજાણ્યા પ્રદેશમાં, અજાણ્યા માનવ સમુહમાં, અથવા અવાચ્ય પશુ-સંગમાંયે રહેવાથી પ્રીત બાઝે છે; તો આંખને ગમતું, મ-

નને રૂચતું, સ્વભાવને અનુસરતું, અને સમયને સંભાળતું પંખીડું સાથી તરીકે મિત્ર થાય, તો કોણ હૃદયભંગી મુઢ માણસ હોય, કે સત્સંગના સમાગમનો લાભ લીધા વિના રહે! હવે એ પ્રીતિ કયા પ્રકારે નીભાવવી, એ પ્રેમીયોની માનસિક શક્તિઓ પર મોટો આધાર છે.

આપણા દેશમાં દીન પ્રતિદીન મહત્તાનો અંશ ઘટતો જાય છે. સ્ત્રી–પુરૂષનો સાચો અને વિશુધ સ્નેહ, સમાગમ, અવિચારને દુરાચાર તરીકે, આપણા દેશીયોની નજરે પડે છે!! આ નબળી ને કાચીદષ્ટે જોનારાની હલકી વૃત્તિપર પાશ્ચિમાત્ય લોકો ફીટકાર નાખે છે! આપણે એવી વૃત્તિએ ગોરી ગોરીઓનાપર તેની સ્વતંત્રતાને લીધે આક્ષેપ મુકીએ છીયે, પણ તેઓ જેટલી પવિત્ર અને સદૃઢ મનની છે, તેવી આપણી વૃત્તિયો નથી! એ પ્રજા સ્વતંત્ર ને હળતી મળતી છે, પણ આપણે તેના સાચા સ્નેહ સમાગમને કેવળ દુરાચારનું રૂપ આપીયે છીયે, એ આપણી માત્ર નબળાઇ છે. આપણા દેશી લોકોમાં તો એટલી હદ સુધી વ્યભિચાર દૃષ્ટિ વધી પડી છે, કે અગર જો કોઇ સ્નેહ સંબંધને લીધે સ્ત્રી કે પુરૂષ મહેમાન તરીકે આવીને પાંચ પંદર દિવસ રહે, અને જો તેઓ લગાર ખાવા પીવામાં, હરવા ફરવામાં છુટથી વર્તે, તો તરતજ તેના પર અનેક પ્રકારનો દુષ્ટ આરોપ મુકશે. અરે, માર્ગ વચ્ચે સહજ મેળાપ થતાં બે વાત કરવા ઉભાં રહેલાં હશે, તોયે શકની નજરે જોતાં જશે! એક વખત એવો હતો, કે પ્રાચીન ભારતવાસીયો, જુવાન વયની સ્ત્રીઓ જોડે એકાન્ત ભાગમાં પુરતા વખત સુધી રહેતાં, તે આજની નબળી પ્રજામાંથી એ વિરત્વ નાશ પામતું જાય છે, અને ધિઃકારવા લાયક નપુંશકત્વ પ્રાપ્ત થતું જાય છે. શુદ્ધ સ્નેહની અવજ્ઞા કરનારા આર્ય રીપુઓનો જ્યાં સુધી ભારત સૃષ્ટિમાંથી સંહાર થશે નહિ, ત્યાં સુધી સુખ કે શાન્તિ મળવાની

નથી. જ્યાં પતિ પ્રિયાનો પ્રેમ જોડાયલો જોવાને કેટલાંક સ્નેહી સંબંધીઓનીજ દૃષ્ટિ ઉંચી નથી, ત્યાં પર જગતની તે શી વાત? આ માત્ર ઉંચા પ્રકારની કેળવણીની ખામી, નીતિ શિક્ષણની અછત, બાળપણથી મગજમાં રોપાયલા અઘટિત, અસંભવિત, તે અકુદરતી વિચારો, તથા ઘરમાં વસનારાંની અજ્ઞાનતાભરી, નિંદિત તથા ક્ષુલ્લક મનોવૃત્તિવાળી રીતિ નીતિનુંજ આ પરિણામ છે. દેશીઓમાં હાલ જે કુટમ્બ સારી કેળવણી પામેલાં છે, તે અભણ વર્ગની દાઢમાં કાંકરા પ્રમાણે છે. જો કે એવાં ભૂંડાની તેઓ દરકાર કરતા નથી, પરંતુ અજ્ઞાન જીવડાંઓ પેલાં સુખી સ્નેહીયોને નિંદવામાં, તે તેઓનું ચાલે, તો આજુબાજુના તેના સુખવાસી સંજોગોને જડમૂળથી ઉખેડી નાખવામાં કચાશ મુકે નહિ; જો કે તેમાં માત્ર અદેખાઇનો ઉભરો શાન્ત કરવાના યત્ન વિના બીજો કંઈ લાભ ન હોય, પણ મુષક વૃત્તિને પાર પાડી શકે!!

સગાં-સ્નેહીઓમાં અનેક વાર અવળા પ્રસંગો આવે, ને જુવાન સ્ત્રી-પુરૂષ, સમયકાળને લીધે, એક બીજાંને પરસ્પર સહાયભૂત થતાં હોય, તો તરતજ આપણો વર્ગ માની લ્હે છે, અરે, ખરેખર પવન ને અગ્નિ પેઠે ફેલાવો કરવા મંડી જાય છે, કે એ બન્ને વચ્ચે અઘટિત વ્યવહાર છે! એટલેથીજ તેનો ઉભરો બંધ પડતો નથી! તેમને સતાવવામાં, સાંભળવામાં, ઉશ્કેરવામાં, અને પડછંદો પાડવા-પડાવવામાંયે તેઓ શરમાતાં, કે હાર ખાતાં નથી! દેશીયોની કેટલીક આ રીતભાત બહુજ ધિઃકારને પાત્ર છે, ને તેમાં આજની અધુરી કેળવણી પામેલી નીતિ જ્ઞાનની અછતમાં ઉછરતી પ્રજા, શોખ ને મોજની માનનીય પ્રજા, પાશ્ચિમાત્ય સુધારાનાં ઊંડાં તત્વો ન જાણીને, ઉપર-ઉપરના Love તરફ ટીકી નકલ કરવા જતાં, પોતાનું સામટું સત્યાનાશ વાળે છે; એ પ્રજાનો નાશ નહિ થાય,

અથવા તેનામાં રીતિ–નીતિનો પ્રવાહ ચાલુ નહિ થાય, પરજનનો નિંદીત વ્યાપાર નહિ હઠે, ત્યાં સુધી કદી શાન્તિ મળવાની નથી.

મધુરીનો જે પત્ર અમદાવાદ સુમનરાય ઉપર આવ્યો છે, અને એક પગના ગર્ભિત લખાણથી આપણી વાર્ત્તાની નાયિકા નીરૂ ભ્રમિત થઈ છે, એનો ઊંડો ભેદ કંઈજ નથી. વિનોદરાય સોલીસીટરના મહેલમાં સુમનરાય હાલ દાખલ થયો છે. ૭ માસ પુરા થયા નથી. નિર્ગુણરાય જેવા મિત્રના પુત્રને વિનોદરાયે કંઈ પણ ખર્ચ લીધા વિના પોતાને ઘેર રહેવાને તેમજ ઍડવોકેટ થવાને રાખ્યો. વિનોદરાય મલબારહીલ ઉપર રહે છે. બંગલાની સામે તેમણે ગેસ્ટહાઉસ બાંધ્યું છે, ત્યાં સુમનનો ઉતારો છે. ઉપલા માળનો પાછલો ભાગ, સમુદ્રની સીધી હવાવાળો છે, ત્યાં સુમનનો ઓરડો છે. મધ્ય ભાગમાં બગીચો છે. સુમન અહીં એક પુત્ર તરીકેનાજ પ્યારથી રહે છે. વિનોદરાયનાં સુજ્ઞ ધર્મ પત્નિ ઘણાંજ માયાળુ ને શ્રદ્ધાળુ છે. પોતાને પુત્ર નથી. શીવગંગા બહેનનો પુત્ર તે પોતાનોજ ગણીને રાખ્યો છે. મધુરી પણ તેને ભાઈ તરીકે આજ સુધી ચાહતી આવી છે. સુમને તો અંતઃકરણ પૂર્વક બહેનના પવિત્ર ધર્મ–પ્રેમથી ચાહી છે, ને ચાહે છે; તેના મનમાં આ જુવાન બાળાના રૂપ કે ગુણનો અઘટિત આવિર્ભાવ ઉત્પન્ન થયો નથી. મધુરીની સહનશીલતા પર તે આફરીન છે ખરો, પણ તેની સાંસારિક હાલત જોતાં, અને એક સુંદર મૂર્તિના મુખારવિંદ તરફ જોતાં, દુઃખના તાપથી ને કામના ભારથી દબાયલી જુવાનીકાને ખરે ઉદાસ જોઇને તેને બળાપો ઘણો થાય છે. સુમન લગાર શોખીન છે ખરો, પણ પોતાનાજ સુખ પર મુસ્તાક છે. તે રસીલો ને પ્રેમી છે ખરો, પણ પોતાનીજ પ્રિયાંગનાનો અનુરાગી છે.

મધુરી દુઃખિ છે, ને તે દુઃખનો ઉભરો માત્ર વહાલા ભાઇ

સુમન પાસેજ કહાડે છે! સવાર–સાંજ અને કોઈ વેળાએ બગીચામાં ચંદની વેળાએ બન્ને જણુ બેસે છે. આ વાત ખરી, કે મધુને પ્રેમીલી બનાવવામાં, કામને આડકતરી રીતે ઉશ્કેરવામાં સુમને ઉત્તેજન આપ્યું છે, એટલે કે પોતાના રસીક પત્રો વાંચવાનો લાભ મધુરીને આપ્યો છે, પણ કેવળ નિસ્પૃહ ભાવનાથી, અને પોતે પ્રિયાના પ્રેમમાં કેટલો મસ્ત, પવિત્ર તથા સુખી છે, તેનું ભાન કરાવવાજ કરતો હતો. ખરી રીતે કહીએ, તો મધુરીને એ સુખના માર્ગ દેખાડતો હતો; પણ અહીં તો.

બેહેરા આગળ શંખ વગાડે, તો કહે ગધો ભુંકે છે;
અંધા આગળ આરસી રાખે, તો કહે આંખો ઝુકે છે.

એવી કથા હતી. મધુરી ચાહતી હતી, કે સુમનના સંગમાંથી શીખેલા પ્રેમના અંકુરો પોતાના પ્રેમી પીયુના અંતરમાં ભેદીને સુગંધ મેળવું. પણ–

ડુંગર ખેડીને બી વાવ્યે, છોડ કદી ખીલે જ નહિ;
તપતા લોઢાં પર અમૃત જળ, કદી રંગ તે ઝીલે નહિ!

આ સ્થિતિ હતી. મધુરી જ્યારે પતિને પ્રેમની વાતો કરવા જતી, ત્યારે પેલી લલિતા દુઃખદર્શક નાટકના નાયક નંદનકુમાર પેઠે, તેને દોઢડાહી ગણીને લાત મારતો હતો. અજબ તો એ છે, મધુરી જેવી પ્રિયાંગનાની બીજી જોડીનો પોતે આશક નથી, ને તે છતાં આ કુલાંગનાને ચાહતો નથી, ત્યારે શું તે નપુંશક હશે! હા, કુટીલ માતાએ તેને બાયલોજ રાખ્યો છે. ભગતડી કાકીએ આ કાળીયાને કુતરોજ બનાવ્યો છે!

મધુરીને હવે આશ્વાસનનું સ્થાન માત્ર સુમનનો સ્નેહ હતો. મધુરીએ તેને હજી સુધી દીલના ભાવથી કોઇ પણ સગપણે ચાહ્યો

નથી. માત્ર જીભના વિવેકથી બોલવામાં શબ્દ તરીકે સંબોધવા જેટલું વદતી હતી. ધીરે ધીરે તેની વૃત્તિ ડગવા લાગી હતી. સુમન પ્રત્યે તેની અઘટિત ભાવના વધવા લાગી હતી. પણ ત્રણ રીતે તે ડરતી ને ડગતી હતી. એક તો સુમન ઘણોજ દૃઢ મનનો ને પ્રતિજ્ઞાથી ચાલનારો હતો. બીજું તો તે આ સ્થળે સુમન બહુજ સાંકડી સ્થિતીમાં, અને શુદ્ધ સગપણને સાચવવાને ભયથીજ રહેતો હતો. ને ત્રીજું તો તેની શાન્તિ તથા સુખ માટે પ્રેમાળ પત્નિ હતી. આ ત્રિભેટો થયા પછી સુમને કોઇ પણ રીતે મધુરીના મનનો માલિક થઇને, મર્યાદા તજી, અંગરાગનો ઉત્સાહી બને એમ નહતું; તો પણ એકાન્ત બુરી છે, સ્ત્રીનો આગ્રહ અદ્‌ભૂત છે, જગતનો ભયંકર છે, સ્નેહ અમુલ્ય પદાર્થ છે, ને આ સર્વ સંજોગ ચાલુ છે. વળી મધુરી બહુ દુખી છે, ને સુમન તેના પ્રતિ દયાળુ રહે છે, એ જોતાં કદાચ મધુરીની માન્યતા એવી હોય, કે સુમન એક પ્રિય મિત્ર તરીકે પોતાનો સાથી થાય, પણ આ કલ્પના નિષ્ઠુર હતી. સુમન કદીયે ચલિત થાય તેમ નહોતો. મધુરીની મનોવૃત્તિ અને તેની જ્ઞાતિ—નીતિ બહુ આગ્રહી, સ્વચ્છ અને શિતળ હતી; પણ વખ્ખાનો માર્યો જીવડો, ઝેર ખાધા કે કેરી રસ પીવા દોડે, તો સંજોગ તેને માર્ગ આપી શકે છે! આ માત્ર સઘળું સમય પર રહેલું છે; જાવાનું છે, કે ગગનમાં ચડેલી વર્ષાની વાદળી કઇ મેર વરસે છે.

પેલા કુટીલમાતાના દીકરા કનકે, ગઈ રાત્રે બિચારી મધુરીને બહુજ મારી હતી, અને તેથી તે ગરીબ છોકરીની આંખ સુઝી આવી હતી. તેની ઇચ્છા એવી હતી, કે પોતાને મ્હોડે માતા કને કદી પણ વરની વાત મરતાં સુધી ન કરવી; પણ કુદરત આગળ તે કંઇ ડાહી નહતી.

પ્રભાતમાં કનકરાયે પોતાની વંતરી મા કને રાતની વીતક વાતો કહી, અને એ રંડા છેડાઇ પડી. મધુરીને પોતાની કને બોલાવી;

બકરૂં બિચારૂં લમતું ઝુમતું સાવજ કને આવે, તેમ તે આવી. આ મુગલ રાજમાંહેની સ્વચ્છંદી રાજકન્યા, ફાંટાબાજ અમલમાં એ બાઇને મન જે ગમે તેવો ઈન્સાફ આપવા બેઠી હોય, તેમ મોટે સાદે બોલી.

"અલી છોકરી! શું તું એમ સમજે છે, કે ત્હારો બાપ સોલીસીટર છે, તેથી અમે દબાઈ જઇશું? શું ત્હારો બાપ અમારી મિલકતનો ટ્રસ્ટી છે, તેથી અમે ગુલામ તરીકે રહીશું! શું તું એમ માને છે, કે મોટા ઘરની છું, તેથી અમારા પર સરદારી કરશે? તું ભણેલી છું, તેથી મ્હારા દીકરાને ડરાવીશ? રાંડ લુચ્ચી? ખબરદાર, મ્હારા દીકરાને દમ દીધો, તો ત્હારી વાત તું જાણી!" રંડા સાસુએ, દુઃખતાપર ડહામ દેવા, એક તમાચો ખેંચી કહાડયો. રાંડ ભાયડાને ભોંય ભારે કરાવે, તેવી લક્ષ્મી કાકી એ ગરીબ ગાયપર છરી ફેરવવા બેઠી.

"સાસુજી! મને ન મારો? જો, હું તમારે પગે પડું છું! હું કદી પણ તમારા દીકરાને એક વચન કહેતી નથી, કહેવાની નથી. તે કહે એમ હું તો કરવા તૈયાર છું." મધુરી બિચારી ધ્રુજતી, કંપતી, બે હાથ જોડીને બોલી.

"જોયું કે! રાંડ બડી લુચ્ચી હોં! મા, એ ખોટું બોલે છે. મને તો કહે, કે હું મ્હારા બાપને કંઇ કહેવાની નથી! તમે જાણો ને તમારા પૈસા જાણે! મેં એમ કહ્યું, કે હવે હું ઉમરે પોગ્યો છું, ને મ્હારી મા પણ લાયક છે, તો કાં હમારી મિલકત અમને ન આપે! ત્યારે તેણે ચોખ્ખી ના પાડી. જાણે કે, આ ઘરનો વૈભવ તેને ગમતો ન હોય, ધણી પણ ગમતો ન્હોય! હું જાણું છું તો! પેલો અમદાવાદી રાંડવો ઘરમાં પેઠો છે કની, તે સાથે—"

"ચૂપ કરો! જેવાં હોય તેવાં ન દેખો! જરા વિચારીને બોલો, જરા પ્રભુનો ડર રાખો!"

"હેં! શું બોલી! એ બદામની ગુલામડી કુતરી? જેવાં હોય તેવાં? તું કે ત્હારી મા? મારી મા જેવી તેવી હશે કેમ રંડા! નીકળ—ઝટ ઘરમાંથીજ નીકળ?—જા, ચાલી જા—રાંડ વંકેલી? મ્હારા ઘરમાં ત્હારો પગ નહિ! કાં તો હું નહિ, ને કાં તો તું નહિ. મ્હારી માને તું કહેનાર કોણ?"

કનકે રીસ ચડાવીને, મધુરીનો હાથ પકડી, તમાચા મારતો મારતો દરવાજા સુધી લઈ ગયો.

"દીકરા! જવા દે! તેને તું નહિ પહોંચે! એનો બાપ કાયદો કહાડશે, તો નકામો હાથ–પગમાં બેડી પહેરવી પડશે! હવે પાણી પીને ઘર શું પુછવું? ત્હારે એ બૈરી ન ગમે, તો ન્યાતમાં કયાં તોટા પડયા છે? પેલી વેલકો વાલખાઉની છોકરી વીશ વર્ષની તાડ પેઠે ઉભી છે, કહે તો ચપટી વગાડતાં વાર વિવાહ કરી દઉં!"

લટ્ટી કાકીએ પોતાના જેવીજ રંડાની કન્યા શોધી આપી. મોચીની નજર જોડા પર! વાઘરણની નજર અછૂટાં તોલકાં પર!

"હું ઠીક કરીશ; પણ હવે આ રંડાને વળાવી દે!" એટલું કહીને કનક અંદર ચાલ્યો ગયો. સાસુએ ગાડાં નીચે કુતરૂં ચાલે, ને બધો ભાર જાણે પોતાને માથે હોય, તેમ વડીલાઈનું ડોળ ઘાલી બોલી.

"વહુ! મને લાગે છે, કે છોકરાના આજના ગુસ્સા પ્રમાણે તેં તેને બહુ સતાવ્યો છે; ત્હારાં મા બાપને કહીએ, તો નાહક તને બેવડી સતાવે, માટે હાલ તો પિયર જા; હું બોલાવું, ત્યારે આવજે?" એટલું કહીને સાસુજી મોં મચકોડતાં ચાલ્યાં ગયાં.

ગરીબ બિચારી મધુરી! રાભા જેવી ઉભી રહી. આંખમાંથી દડદડ આંસુ પડતાં હતાં. ગોરા ગુલાબી ગાલપર લોહીના શેરડા ઉડતા હતા. હૃદયમાં તાપ પ્રઝળતો હતો. છાતીનો ભાર ખાલી કરવાનો માર્ગ મળતો ન હતો. સ્વામી અને સાસુ બન્નેનું ઝેર સોસાય તેમ નહતું. પિયર ગયા વિના છુટકો નહતો. પણ ત્યાં જઇને રડી ન પડાય, કે માતા–પિતા કોઇ ન જાણે, તેમ રહેવાને માટે ધિરજ કેમ રહે, એ વિચારવા બેઠી. ગિરગામથી છેક વાલકેશ્વર સુધી પગે ચાલીને શી રીતે પહોંચવું? વિકટોરિયા ભાડે કરીને જવું, પણ પૈસા ક્યાંથી દેવા? પોતાની કને કંઇ નહતું. ઘેરથી અપાય તેમ નહતું. આજે સાસરે જમીને પિયર આવવાનું હતું. હવે જ્યારે ઘરમાંથી ધણીએજ કહાડી મુકી, ત્યારે તેને પિયર આવ્યા વિના છુટકો નહતો. વ્હેલી વ્હેલી ચાલી આવ્યા માટે માતપીતા પુછશે તો શું કરવું? વારૂ, જેવો આવડશે, તેવો જવાબ દઇશું, પરંતુ લડાઇ–ટંટાની કશી વાત ન કરવી!" આ વિચારે તે ચાલી. માર્ગમાંથી વિકટોરિયા લેવાની મિષે ચાલી. ત્યાં સુમનની વિકટોરિયા ત્યાંથી પસાર થઈ. મધુરીને જોઇને ગાડી ઉભી રાખી, ને તેને બોલાવી.

"મધુરી! ક્યાં જાય છે? આમ એકલી કેમ? જો બાપાને ત્યાં આવવું હોય તો ચાલ! ગાડીમાં આવી જા!" મધુરી પાસે આવી.

"હા; હું બંગલે આવું છું, પણ તું અહીં ક્યાંથી?" મધુરીએ ગાડીમાં બેસતાં પુછ્યું.

"એક ફ્રેન્ડ અમદાવાદથી સાથે આવ્યો હતો. તેને મુકવા લાવ્યો હતો. પણ ત્હારી આંખ ચડેલી કેમ છે? તું રડેલી કેમ છું?" સુમને શંકાથી પુછ્યું, મધુરી ખરો જવાબ દઇ ન શકી, રડી પડી–મોં છુપાવ્યું!

"મ્હારા સમ, તને કોઇએ સતાવેલી જણાય છે?"

"સુમન, એ વાત હમણાં રહેવા દે; કહે **નીરૂ** ક્યાં છે?"

"**નીરૂ**? હું તે નિરાંતે કહીશ, મ્હારી સાથે આવી નથી."

"તું પણ મ્હારા જેવો દુઃખી તો નથી કની?"

"ના, માત્ર સંજોગ પ્રતિકુળ છે! કહે, માતપીતા કેમ છે? સૌ આરોગ્ય તો છે?"

"હા; ત્યાં સૌ સારી પેઠે છે?"

"હા, માત્ર હૃદય દુઃખી છે, ને તે હું નિરાંતે કહીશ."

માત્ર એટલી ખબર—અંતરની વાત પુરી થઇ, અને **વિનોદ-રાયનો** બંગલો આવ્યો, ગાડી બહાર દરવાજામાં રાખી. **મધુરી** ઝડપથી ઉતરી પડી, અને બંગલામાં ગઈ. **સુમન**, ગાડી પાછી વાળીને, બંગલાને પાછલે દરવાજેથી ગેસ્ટ—હાઉસમાં પોતાને ઉતારે ગયો. **મધુરી** ક્યાંથી આવી, તે કોઇએ ન જાણ્યું; તેમ સુમન ક્યારે ને કેમ આવ્યો, તેનીયે ખબર ન પડી.

વાંચનાર, સહજ સમજી શક્યાં હસે, કે પરસ્પરનાં પવિત્ર હૃદયનો ભાવ ભજવતો થયો. એકાએક સ્નેહ સમાગમ કેવો તીવ્ર છે, તે જણાયો. હવે **સુમનની** અમદાવાદની છેલ્લી કથા વાંચીએ!

---

## પ્રકરણ ૧૫ મું.

---

### નીરૂની પતિ-ભાવના.

"સ્વામીનાથ! ત્યારે શું મને અટુલી કરીને જવું છે? પરણ્યા પછી પહેલીજ રાત્રી એક આનંદના સમાગમમાં ગઈ છે, અને એ આનંદનો ઉમળકો આ પ્રેમ—ઘેલા દેહમાં ઉછળશે, તે સિવાય મ્હારે બીજી કઇ વાતની શાન્તિ છે?" **નીરૂ** રડતી આંખે બોલી.

" પ્રિયા ! મ્હારાં જીગરનાં રત્ન પેઠેમ હું તને રાખવામાંથી હઠતો નથી, પણ હીંદુ સંસારમાં માબાપોનેજ આધારે સન્તતિની જીવન કળા પ્રકાશે છે, ત્યાં બીજો શો ઉપાય ? જો હું ઉદ્ધત્ત થાઉં, તો આપણા સુખ-સંચયના માર્ગ બંધ પડે ! આપણાં કલ્યાણનાં સાધનો તૂટી પડે! હું હજી કંઈ પણ કમાતો નથી. હું હજી વિદ્યાર્થિ અવસ્થામાં છું, મ્હારૂં જીવન પરાધીન છે. પિતાની કીર્તિ, સત્તા, સહાય, ને ધન ઉપર મ્હારા ભાવીની ગાડી ચાલે છે; કહે, આ સંજોગમાં હું તને કયાં ને કેમ લઈ જઈ શકું ? મુંબઈમાં પણ હું પરાધીન અવસ્થા ભોગવું છું, માત્ર મનથી ત્યાં સ્વતંત્ર છું !"

" અને તેથી સહેજ સુખી પણ હશો !" નીરૂએ મર્મમાં પુછ્યું.

" હા; ખરે હું ત્યાં સુખી છું. બાપ-મા ને પુત્રી ત્રણે પરોપકારી ને પ્રતાપી આત્મવંતો મને શુદ્ધ ભાવથી ચાહે છે !"

" ને તે રીતે હું તમને ચાહું છું કે ?"

" હા, વ્હાલી ! ત્હારા ભોળા ને ભાવનાવાળા હૃદયનો તાર કેવળ વિશુદ્ધ છે; ત્હારી પવિત્ર પ્રેમ-લીલા મને ગમે છે, હું તેથીજ વધારે સુખી છું. સુખમાં કે દુઃખમાં હું તને સાથેજ રાખવામાં શાન્તિ માનું છું !"

" જેના પર અધિક પ્રેમ હોય, ને તે કદી સંગમાં ન હોય તો શું થાય ?"

" તેની મનોહર છબી સાથે રાખવી પડે !"

" દરેક પ્રેમીયો એવી છબીને જીવન પર્યંત માન આપતા હશે ?"

" હા, પ્રિયા ! સ્વપ્નમાં કે જાગૃતિમાં, દેશમાં કે વિદેશમાં, સુખમાં કે દુઃખમાં, સદાકાળ તે સ્મરણમાંજ રહે છે. પ્રિયા ! પ્રેમનો વ્હેળો સદા ચાલુ પ્રવાહથી વહે છે !"

" અને પ્રેમનો ઘા થયો હોય તો ?"

"તો તે રૂઝાતોયે નથી!"

"કોઈ વેળા એવા પ્રેમીયોમાં વિરોધ પડે ખરો?"

"સાચા ને નિષ્કામનાવાળા પ્રેમમાં વિઘ્ન ન આવે."

"રામ, નળ ને હરિશ્ચંદ્રે પોતાની પ્રિયાઓને તજી ન્હોતી?"

"પ્રેમહીણુ થઇને નહિ, વ્હાલી!"

"બીજો પ્રેમ પહેલા પ્રેમ કરતાં ચડતો લાગે તો?"

"રૂકમણી આદિ અષ્ટ પટરાણીમાં કુબજા કાળી હતી, પણ પ્રભુનો પ્રેમ તે પ્રતિ અતુલિત હતો, તે સદાને માટે હતો!"

"પ્રેમ વહેંચાયલો રહી શકતો હશે, વારૂ."

"પાંચાળીના પ્રેમનું વર્ણન તું જાણતી હઈશ? પાંચ પાણ્ડવોની સેવામાં તે તલ્લીન હતી. એટલું છતાંયે કૃષ્ણ પ્રભુએ સતી દ્રૌપદીને મહા સતી માન્યાં હતાં; પોતાની અષ્ટ પટરાણીનો ગર્વ ઉતારવા, તેને મહાપદ આપ્યું હતું!"

"ત્યારે શું શ્રી કૃષ્ણ પરમાત્માએ સોળસો ગોપીયો સાથે રમણ કર્યું હતું, તે દરેકને સરખો પ્રેમ અર્પ્યો હશે?"

"વ્હાલી! ઇન્દ્રિયો સરખીજ છે. પગની આંગળી કપાય, ને એક વાળ તુટે, તો શું આખા શરીરને ઝણકાર લાગતો નથી? તેની વેદના થતી નથી? એજ રીતે પ્રભુએ ગોપીયોને પોતાની ઇન્દ્રિયો માની હતી. દંત કથામાં અજ્ઞાની જનો તે વર્ણન કામ-ભાવનાથી કરે છે; મહાન જનો તેને પ્રેમલક્ષણા ભક્તિ ગણે છે."

"કાયાને વરેલી ઇન્દ્રિયો, આપના કહેવા પ્રમાણે એક સરખું દુઃખ કરે છે, તો પછી કાયાને વરેલી સ્ત્રીઓ, કે પુરૂષો જો તે કાયાથી વિરક્ત થાય, તો દુઃખ ન થાય? દાખલા તરીકે ગોપિયો પોતાના સ્વામીને પરણ્યા પછી પરપુરૂષ પ્રતિ પ્રેમ આપે, તો તે ભ્રષ્ટ ન કહેવાય?"

"પ્રિયા ! એ જ્ઞાન ઉંડું છે. કામવાસનાનો ભાવ અને પ્રેમલક્ષણા ભક્તિ ઉંડી છે. ગોપીઓ શું કૃષ્ણને કંઇ કામતૃપ્તિ માટે કહે છે! તેમનું રમણ કંઇ સાંસારિક સુખનું છે? પ્રભુની પ્રસાદી દરેક ખાઈ શકે! પરમાત્માનો અંશ દરેકમાં સરખો છે, ને તેથી એ અંશમાં મળવાનો સૌ યત્ન કરે છે. કાયામાંથી આત્મઅંશ વાયુ નીકળી ગયા પછી સ્ત્રી કે પુરૂષ કોઇ કોઇનું છે?"

"ત્યારે સતીઓ, પુરૂષો પાછળ નાહક બળી મરે છે, એમજ માનવું?"

"પતિ ને પત્નિના પ્રેમ વચ્ચે પ્રભુનો અંશ છે; બન્ને જો પવિત્ર ને એકાત્મા હોય, તો તે ગુરૂ–શિષ્ય પ્રમાણે વધતા–ઓછા પ્રમાણમાં મુક્તિ મેળવી શકે છે."

"પણ પતિ કે પત્નિ જો પ્રેમભ્રષ્ટ થાય તો?"

"તો તે પાતકી ને ઘાતકી કહેવાય!"

"ખરાં પ્રેમી જુદાં પડતાં નથી. સ્મરણ તો સો ગાઉ પર હોય છે, ને કેટલાંક અધીરાં પ્રેમીઓ પ્રિયાની છબી રાખે છે. તમારી કને મ્હારી છબી નથી, તો પછી?"

"તેથીજ મેં ગઇ કાલે એ યત્ન કરી લીધો!"

"શું તમે જાણતાજ હતા, કે આ પ્રસંગ આવશે?"

"ના; કુદરતેજ એ સુચના પ્રથમથી કરી."

"ત્યારે પ્રથમથી જે છબી પાસે પડી હોય, તે પ્રેમી વધારે, કે પાછળનાં?"

"એટલે? ત્હારી આ વાતમાં સમજાતું નથી!"

"મ્હારી છબી તો આવશે, ત્યારે! પણ તે પહેલાં તમારી પાસે છબી વધારે સારી છે, ખરૂં?"

"હા; મ્હારા અંતરમાં ત્હારી છબી હતી, ને હવે મ્હારી સામે છે જ, ને તે પછી ચક્ષુમાં રહેશે."

"નજર કને પડેલી છબી વધારે સારી કે સ્મરણમાં!"

"નજરે ચડેલી વધારે ઠીકજ તો!"

"જે બહુ વ્હાલું હોય તેની છબી તો સાથેજ, ખરૂં?"

"હા, પ્રિયા! પણ હવે તું કહે છે શું, તે તો સમજાવ!"

"કંઇ નહિ! વ્હાલા નાથ! હું કંઇ નથી કહેતી! હું શું કહું! કોને કહું!" **નીરૂ** રડતી પિયુને બાઝી પડી.

"ઘેલી! આજે આમ કેમ કરે છે? રાત્રે પણ તું એવું કાલું-કાલું ને ઘેલું ઘેલું બકતી હતી! આ વેળા પણ જાણે તું શકમંદ હોઉં, તેમ બકે છે.?"

"હા, હું શકમંદ છું! તમારી પ્રેમાળ છબીએ મને ઘેલી કરી છે!"

"પણ લાચાર છું, પ્રિયા! હું તને સાથે લઈ જઈ શકતો નથી!"

"તમારી વૃત્તિ પહેલીજ નહિ હોય! નહિ તો શું મુંબઇમાં ફોટો ન પડત! આ તો મને માત્ર રાજી કરવા કરેલું છે, મને બતાવવાનું, કે વિયોગમાં ત્હારો પ્રેમ અખંડ રાખીશ જો મનમાં એમ હોય, કે સાથે મુંબઈ લઈ જવી છે, તો હમણાં છબી શાને પડાવવી? પણ મુંબઇમાં પ્રેમાળ છબીઓ ઘણી, ને તે છબી બધી છુપી, એટલે આ જાહેર છબીને દીલાસો દેવા છબી પડાવી! આ પ્રેમ ને આ વચન!"

"વ્હાલી! મને લાગે છે, કે ત્હારા મગજમાં ભૂત ભરાયું છે! શું અજ્ઞાની લોકો માને છે, તેમ તું પણ માને છે, કે મુંબઇમાં બધાજ જુવાનીયાઓ પરપ્રેમ શોધતા ફરે છે?"

## નીરૂ અને સુમન.



સુમને, નીરૂને સમજાવીને શાન્ત કરી—

ભા. ૧. પૃ ૧૦૫

" હું અજાણ સ્ત્રી હવે એ વાત જાણવા નથી માગતી, પણ પ્રાણનાથ, આપ એ ભૂલના ભોગ થયા છો !"

" શા પરથી કહી શકે છે ?"

" તે તમારા દીલને પુછો ! "

" મ્હારૂં દીલ શું તું પરખી શકે છે ?"

" તમે જાણો છો, કે હું અર્ધાંગના, તમારા અરધા શરીરની વાત જાણવાને યોગ્ય છું, નાથ ! ગમે તેવા શોભિતા બંગલાઓ હોય, પણ ભાડાના તે તો ભાડાનાજ ! પોતાની રંક ઝુંપડીનો નિર્દોષ આનંદ અલબત તેમાં નહિજ ! હું રંક, નિર્દોષ અને ગમારને તમે શું ઠગશો ? વ્હાલા, કહોની ! શું કરશો ? પ્રેમહીણ બનાવશો, નિષ્ઠુર બનાવશો, કે નાલાયક ગણશો ? હું તમારે આધારે છું, તમારે આશરે છું. મ્હારે હવે તમારા વિના બીજો કોઇ સંતોષ નથી. મ્હારી ઓથે આપ ને ઇશ્વર છે. કહો, તમે મને હૃદયમાં રાખશો, કે મીઠા પણ કપટી વચનમાં ? "

" પ્રિયા ! આ ત્હારો કલેશ મને વિચિત્ર લાગે છે. પ્રેમ કેવો, પ્રિયા કેવી, વ્હાલ કયું, વચન કયું ? આ તું શું બકે છે ? શું ? હું તને એક ફિતરેલા મનની સ્ત્રી માનવાનો છું ? તને આ ભ્રમણા શાને થાય છે ?".

" તમારી પેટી (ટ્રન્ક) માં જાદુનો ભાગ ભરેલો છે, ને તે ઉછળતો જોઇને મેં હાથમાં લીધો છે, ત્યાંથી જાદુ ભરાયું છે. મને માફ કરજો, નાથ !" **નીરૂ** વ્હાલા પતિને ભેટી પડી.

" વાહ ! કેવી ભલી ને મ્હારી ભોળી પ્રિયા !" સુમન હસ્યો, ને તેણે **નીરૂ**ને શાન્ત કરી.

" તમે તો હવે હમણાં જવાના, મને મૂકીને જવાના ? "

"શું કરૂં, પ્રિયા ! પિતાજીએ તાકીદનો હુકમ કર્યો છે, કે મ્હારે એકલાયેજ મુંબઇ ચાલ્યું જવું !"

"ઠીક !" નીરૂએ નીચું જોઇને નિસાસો નાખ્યો.

"ભાઈ! ગાડી પર જવાનો વખત થયો. સામાન નીચે ઉતાર્યો છે." નોકરે ખબર આપી–નીરૂને ભેટીને સુમન ચાલ્યો. નીરૂની ભાવના ડગમગતી રહી.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### ધર્મ-સંકટ !–સુમન ને મધુરી.

"પ્રેમ ધર્મ બે વચ્ચે, થઈ ત્રિશંકુ સમાન ગતિ મ્હારી;
ધર્મ, રાય ભણી ખેંચે, પ્રીતિ ખેંચે વિના શ્રમે પ્યારી."

વચનથી બંધાયલા સૂર્યવંશી રાજા હરિશ્ચંદ્રને, નીચ જાતિને ઘેર વેચાવું પડયું હતું. વચનને ખાતર બલિરાજાને પાતાળમાં પેસવું પડયું હતું. વચનને માટે દશરથ રાજાને પુત્ર વિયોગે દેહત્યાગ કરવો પડયો હતો. વચનને લીધે પરમપ્રભુને અનેક વિદેહી અવતાર લેવા પડયા હતા. પ્રેમ ને ધર્મની વચ્ચે થતાં માનસિક યુદ્ધો વેળા, વચનના ટેકી યોદ્ધાઓ અનેક સંકટો વ્હોરીને પણ પોતાનું વેણ લોપતા નથી. એમ કરવા જતાં તેમને આત્મભોગ આપવો પડે છે, તોપણ તેમાં તે મગ્ન રહીને પોતાની ટેક જાળવે છે. ધન્ય છે, એવા વીર પુરૂષોને, ધન્ય છે એવી વીર તનયાઓને, કે જેણે પરહિત માટે પોતાના સુખનો ભોગ આપ્યો હોય! યયાતિ રાજા જેવા વૃદ્ધ પિતાને, કામભોગ મેળવવા માટે, તેના સત્પુત્રે પોતાનું જીવતર અર્પેલું છે; અને રૂકમાંગદ રાજાની પવિત્ર પ્રિયા મોહિનીના વ્રત્તની સિદ્ધી માટે

તેના બાળ પુત્રે પોતાનો ભોગ દેવીને આપી દેવા પિતાને યાચના કરી છે! વાહરે ત્હારી ટેક! વાહરે ત્હારી વિશાળ બુદ્ધિ!!

મહાન નરો પોતાની વડાઇ બદલ માત્ર યશનાજ ભોગી ને ભૂખ્યા હોય છે; કેટલાક ચારણીય કવીઓ વદી ગયા છે, કે—

" બાપૈયો જળ બીજેહ, પાલર વણુ પીયે નહિ;
સમુદર ભરીયો છેહ, જળ ન બોટે જેઠવો!"

હે રાજા જેઠવા? પેલો બપૈયો, જો કે નદી, સરોવર ને સમુદ્ર જળથી ભર્યા છતાં તેમાંથી કદી નહિ પીયે, ફક્ત સ્વાતિનું બિંદુજ પીવાનો! હંસ, મોતી વિના નથી ચરતો. ભૂખ્યો પીડાય છતાં સિંહ કદીયે ઘાસ નથી ચરતો. મહાન જીવડાની એ મોટાઇ છે.

જુનાં તજી નવાણુ, નવાં જળને અડે નહિ;
ફરતાં નામ નિશાન, જળ એનું એ જેઠવા!

અનેક નવાં પાણીનાં નવાણુ હોય, પણ જુનું કદી તજીયે નહિ; પાણી તો એનાં એજ, માત્ર નવાણુ જુદાં, તેથી પોતાની ટેક તજીને પરને ન ભજીયે!

સુમન નિરાશ થઇને પિતાને ઘેરથી મુંબઇ આવ્યો. પ્રિયાને લઇને આવવાની ઉમેદ હતી, પોતાનો રૂમ ઘણીજ મનગમતી વસ્તુથી શણગાર્યો હતો. અત્તર, તેલ, ફુલેલ ને સેંટ–સાબુનો ઘમઘમાટ ચાલતો હતો. સામે દરિયાની લ્હેરો ઉડતી હતી. અને પવનની શિતળતાથી મન શાન્ત પામતું હતું. આ સર્વ સ્થિતિ મનની અવસ્થાનાં સુખી સાધનો હતાં. વિરહ ને વિયોગીને ચિન્તાને ચિતા સમાન હતાં.

સુમન પોતાના આશ્રયદાતા વિનોદરાય સોલીસીટરના બંગલામાં આવ્યો, તે સાથે મધુરી પણ આવી. એકાદ કલાકે ભલી ને માતા જેવી માયાળુ ભગીરથી બહેનને ખબર થઇ, એટલે સુમનને

બોલાવ્યો; અને મા–પિતાના ખબર પુછયા. નિરંજનીને સાથે ન લાવવા માટે કારણ પુછતાં સુમનની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. કદાચ નીરૂને અહીં મોકલવાનો સંજોગ અનુકુળ ન હશે, એમ ધારી એ વાત પડતી મુકી, ને વ્યવહારની વાતો કરવા લાગ્યાં.

આ વખતે મધુરી ત્યાંથી સટકી ગઇ હતી. પોતાના રૂમમાં પલંગ પર જઇને પડી હતી. આંખ આંસુથી ભરતી હતી. રાત્રીના બનાવ ઉપર અવિસ્તર્ણ કલ્પના કરતી હતી. માબાપની માયાળુ મમતા છતાં, સાસરે જવાની સખ્તાઇ હતી. સાસરવાસમાં સ્વામીનું અનહદ દુઃખ હતું. સાસરાનું છુપું દુઃખ કે સુખ જાણવા માટે માબાપની ઇચ્છા ન હતી. તેઓ એમ જાણતાં હતાં, કે મધુરીની સાસુ ભગતડી છે; મરજાદણ હોવાથી કાલાં–ઘેલાં વચનો વદે છે; પણ તે કુસંગી છે, એ વાત કોઈ જાણતું નથી. વળી જમાઈ સાહેબ જુગારના રંગી–ભંગી છે, એ વાત પણ અણુડ છે. વિનોદરાય દર માસે સો રૂપિયા ખર્ચ સારૂ આપે છે, ને તેમાં મા દીકરો ખર્ચ ચલાવે છે. કનકના પિતાની જે રકમ, વિનોદરાય કને ટ્રસ્ટી તરીકે છે, તેમાંથી તેઓ ખર્ચ માટે આપે છે, પણ તે રકમ તો સરતના મેદાનમાં સહજવારમાં ચટ થઇ જાય છે, ને મારવાડીના ઘરનો ઘોડો જમાઇના બારણામાં બંધાય છે, તે જુદો! માત્ર મધુરી સિવાય બીજું કોઇ જાણતું નથી. મધુરીએ પ્રતિજ્ઞા કરી છે, કે મરવું તે કબુલ, પરંતુ વરની કે સાસુની કડવી ફરિયાદ માતપીતા કને કરવાનીજ નથી! આ પ્રતિજ્ઞા સંભાળવા જતાં પોતાનો આત્મભોગ અપાય છે, તેની તેણી પરવા કરતી નથી.

સુમન ને ભગીરથી વાતો કરતાં હતાં, ત્યાં વિનોદરાય આવ્યા. ન્હાવાની ને જમવાની તૈયારી થઇ રહી હતી. વળી આજે હાયકોર્ટમાં એક અગત્યનો વારસા–હિસ્સાનો અને ટ્રસ્ટ ખાતાના ઘોંટાળાનો

ક્રીમીનલ કેસ હતો, ને તે કેસ વિનોદરાય હસ્તક ચાલવાનો હોવાથી જલદી કોર્ટમાં ને ઓફીસમાં જવાનું હતું. સુમનને જોઇને ખુશી થયો. ને આજે તે કામકાજમાં ઉપયોગી થઇ પડશે, એમ ગણીને તેને પોતાની સાથેજ જમવા બોલાવ્યો. બન્ને જમીને ઓફીસમાં ગયા, અને કેસમાં ગુંથાયા.

કવિ કહે છે કે.—

શું નિરખો તનની છબી, મનની છબી નિહાળ;
દાખે દર્પણ સમ સદા, અંતર ભેદ વિશાળ.

મધુરી ભલે અનેક પ્રકારે મનનું દર્દ છુપાવા જાય, પણ તે પ્રકાશ મુખપર દેખાયા વિના રહેજ નહિ!

ચતુર ભગીરથી માતાને લાગ્યું, કે આજે મધુરી કંઇક શોક ને વિચારમાં ગુંથાયલી છે; પણ એકજ રીતે તેને બોલાવાની તક ન લીધી, ને તે એજ કે સાસરવાસના કુથલાનો ભાર ચડયો હોય, તો પિયરીયામાં તેનો પડછંદો પાડીને, નાહક પરસ્પર વિરોધભાવ ભજવવો નહિ! જળમાં લાકડી મારવાથી જુદું પડતું નથી, માત્ર ખાલી અવાજ થાય છે, ને તે અવાજ કરાવનારની મુર્ખાઇ છે! સગાં-સ્નેહી જેનાં અંતર એક જડેલાં છે, તેમાં અતિ વિરોધ થયા છતાંયે, લાંબે કાળે તેને એક થયા વિના છુટકો નથી; તે છતાંયે અજ્ઞાની, ક્રોધાવેશી, ને નિંદક સ્નેહીયો, મહાવિરોધ કરીને સર્વ સુખનું સત્યાનાશ વાળે છે. ને શત્રુઓને ઉગ્રતા જગાડીને, વૈર લેવા જતાં પોતે તેના ભોગ થઇ પડે છે.

ભગીરથી ને વિનોદરાય બન્ને આ વિચારનાં હતાં. ન્યાત-જાતના કુથલાનો ભાર, સ્ત્રી સમુહની કર્મ કથાનો ભાગ, અને જનસમુદાયની નિંદાખોર લવરીનો ધ્વની ગ્રાહ્ય કરવાને તેઓ બિલકુલ તત્પર રહેતાં નહતાં; અનાયાસે કર્મયોગે આવી ચડે, તો તેને જેમ બને તેમ વિદાય કરતાં હતાં, તેનાથી અળગાંજ થતાં હતાં.

ઘર સંસારમાં એવા બનાવો તો રોજના ચાલુ હોય છે, તેમાં સ્ત્રી-પુરૂષના ક્ષણિક ઝઘડા વચ્ચે, તે નાદાન જુવાન જોડાંની ઘડીભરની મતભેદી વચ્ચે માબાપોએ તો કદીયે ન આવવું, કેમકે ઝાકળ બિન્દુ પેઠે તે ગુસ્સો સહજવારમાં નરમ પડી જાય, ને વડીલોનાં વેણોની માળા ગુંથાય!

ભગીરથી બહેનના આ સુજ્ઞ વિચારો યોગ્ય હતા, તોપણ મધુરીની અંતર-પીડાથી તેને વાકેફ થવાની જરૂર હતી. જો તેમ થાય તો એ બિચારી નિર્દોષ બાળા, કેવળ અજ્ઞાન પતિનો ભોગ થાય છે, તેમાંથી બચી જાત; પરંતુ જે વાતની જરૂરજ ન ધારેલી, તે વાતને રસ્તે તે જાયજ શાને? ઘણીવાર એવા દુરાગ્રહો, ખરી મદદગારીનો નાશ કરી શકે છે; પણ એ સર્વ ભાવીના સુખ-દુઃખનો ખેલ છે. જે કાર્ય બનવાનું હોય છે, તેને અણધારી અમુલ્ય મદદ મળતી રહે છે. જે કામ બગડવાનું હોય છે, તેને સારૂ પાણીમાંથી અગ્નિ ઉત્પન્ન થઇને આશાનો નાશ કરે છે.

મધુરીએ આખો દહાડો નિરાશામાંજ નિર્ગમન કર્યો. આમ તેમ સઘળો વિચાર કર્યો. પોતાની પ્રકૃતિ પ્રમાણે, પથ્થરપર ચંદનને ઘસવા જેવો પ્રયત્ન માલમ પડ્યો. પિયુને સુધારી શકે, એવો મામલો લાગ્યો નહિ; તોપણ તેણે હિમ્મત રાખી. ઘડીભર હિમ્મત રહેતી, ને પછી સમુદ્રના તરંગ પ્રમાણે તે ટળી જતી હતી. વળી જતી હતી-ભરતી-ઓટ પ્રમાણે મનની સ્થિતી થયા કરતી હતી, લોઢમાં પડી હતી!

સુમનના અંતરમાં પ્રિયા-વિયોગનો શેરડો પડેલો હતો, પણ આજના કામકાજની ધાંધલને લીધે તેનું ચિત્ત તેમાંજ રોકાયું હતું. સાંજે છેક સાત વાગે વિનોદરાય સાથેજ ઓફીસમાંથી બંગલે આવ્યો હતો, અને તે ચાહતો હતો, કે કદાચ મધુરી હમેશના નિયમ

પ્રમાણે બાગમાં હરતી ફરતી ઘેઘડી વાર્તા-વિનોદ કરવા આવી ચડશે; એ દિવસના બનેલા બનાવનું વૃતાંત્ત કહી જશે; પણ રાત્રી પડી ગઇ, મોડું થઇ ગયું, ને બાપાજીની પ્રકૃત્તિ સંભાળવામાં અટકી રહી.

મધુરીની હરપળ વિમાસણને દુઃખમાં જતી હતી. રાત્રે આઠ વાગે જમીને તરતજ સાસરે જવાનું હતું. ગઇ રાતની વિતક તો હોળી રૂપે હૈયામાં સળગતી હતી. એક ડગલું આગળ વધવાને હિમ્મત ચાલતી નહિ! અવાચ્ય પશુને ઘાતકીયો જેમ કસાઇખાનામાં ગરદન રહેંસવા લઇ જાય, ને જેમ એ જીવડો તરફડાટ કરે, તેમ મધુરીના જીવનને કલ્પાંત થતું હતું, પરંતુ લાચાર હતી.

રાત્રીએ સો સાથે જમ્યાં. વિનોદરાય જો કે આજનો કેસ ચલાવતાં થાકી ગયા હતા, તોપણ કેસમાં જડજનું વલણ પોતાની દલીલપર હતું, એટલે તેનું લોહી ઉછળતું હતું, મિજાજ ખુશનુમા હતો. આગલી-પાછલી વાત વધારે પ્રફુલ્લતી હતી, પોતાની નિદ્રા પણ ટળી ગઇ હતી, પોતે ચોકમાંજ હિંચોળાપર ઝુલતા હતા.

રાત્રે મધુરીને સાસરે મુકવા જવા માટે ગાડી આવી. સુમન હજી પોતાના રૂમમાં ગયો ન હતો. મા સાથે વાતો કરતો હતો. મધુરી અચકાતી જીભે, ને દુઃખાતે દીલે માતાની રજા લેવા આવી.

"મા, હું જાઉં છું!" એટલું કહીને ચાલી-સુમનને સહજ ઇશારો કર્યો.

"ત્યારે હું પણ સુવા જાઉં છું, મા!" સુમને રજા લીધી.

"વારૂ, જાઓ—સવારે વહેલાં વહેલાં આવજો. ભગીરથીએ નિર્દોષ ભાવ બતાવ્યો, અને બન્ને ગયાં. મધુરી દાદર પાસે ઉભી રહી, ત્યાં સુમન પાસે આવ્યો. મધુરીએ ધીમે સાદે કહ્યું.

"સુમન! આજે હું કસાઇવાડે જાઉં છું!" એટલું કહેતાં તેની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં.

"એટલું બધું શું છે, મધુરી! આજે તું કંઇ બહુજ ઉંડા દુઃખમાં લાગે છે."

"હા; વીતક બહુ લાંબાં છે. મને ગઇ રાતે સાસરેથી કહાડી મુકી છે. હવે આજે શી રીતે જાઉં?"

"માજીને કાં કહેતી નથી?"

"પિતાજી જાણે તો કંકાસ વધે!"

"એ વાત તે કેમ બને? વાઘરીના દેવને ખાસડાંની પુજાજ સારી! બાપાજી તેને ધમકાવશે, એટલે પાધરો થઇ જશે."

"કૂતરાની પુંછડી કુદરતેજ વાંકી કરી છે, તે સીધી કરવા કોણ સમર્થ છે? પણ હું ત્હારી કને એક માગણી કરૂં તો?"

"કહે, મ્હારાથી બનશે, તો તરત અમલ કરીશ."

"મ્હારી સાથે ચાલ, જો મને મ્હારો વર આજે ઘરમાં દાખલ કરે, તો તું આ જ ગાડીમાં ચાલ્યો આવજે; નહિ તો—"

"નહિ તો તને સાથે પાછો લેતો આવું?"

"ત્હારે ગમે તેમ કરજે—કાં તો મને દરિયામાં કે વાવડીમાં ડુબવા દેજે!" મધુરી કંટાળીને બોલી.

"વારૂ, ચાલ હું ત્હારી સાથે આવું, ત્હારા સ્વામી તથા સાસુને સમજાવું!"

"એ સાપણની જાત, સામા પુરે ચાલનારાં છે, તેને છેડવાની જરૂર નથી. હલકાં માણસને જેમ મનાવીયે, તેમ બેવડાં દુશ્મન થાય, તું હમણાં તો મ્હારી સાથે ચાલ—જલદી ચાલ."

મધુરીએ દાદર ઉતરતાં સુમનની પીઠ ઠોકીને કહ્યું. સુમન પણ તેની સાથે ચાલ્યો. મધુરી પાછલે દરવાજેથી ગાડી ઉભી હતી,

ત્યાં ગઇ, ને સુમન મોટે દરવાજેથી, જ્યાં વિનોદરાય બેઠા હતા, તે માર્ગે પોતાના રૂમમાં ગયો, ને જેમ તેમ કપડાં પહેરી લઇને છુપો ચોર પેઠેમ ઉતાવળો ઉતાવળો ગાડી તરફ ગયો. મધુરી ને સુમન બન્ને બંગલો છોડી ગયાં. ગાડી ચાલ્યા પછી સુમનના હૃદયમાં દુ:ખ થવા લાગ્યું; તોપણુ તે પરોપકાર અર્થે ચાલ્યો. બ્હેનના ભલા ભાઇ તરીકે ચાલ્યો. નિ:સ્વાર્થ પવિત્ર પ્રેમભકિત લેતો ચાલ્યો. બ્રહ્મ સંકટ હતું, તથાપિ ચાલ્યો.

---

## પ્રકરણુ ૧૭ મું.

---

### તોફાની નાવમાં ડોલતી મધુરી.

કૌવચ કાંટા ના તજે, કીચ તજે ન કુવાસ;
દુર્જન તજે ન કુટીલતા, સજ્જન તજે ન સુવાસ.
ચંદન તે ચંદન સદા, નરમ સુગંધ પ્રકાશ;
બાવળ તે બાવળ રહે, નહિ નમ્ર ગુણુ વાસ.

---

મધુરીની નમ્રતા, રંકપણું, સહનશીલતા અને ભલાઇ તો ખરે ચંદન જેવીજ છે. તેના પતિ કનકરાયની કઠોરતા, બાવળ કરતાંયે કઠણુ, ને સુરસ કરતાંયે નરસ મિજાજની છે. કર્મયોગે પૂર્વના સંસ્કારથી, સુખ–દુ:ખ લેવા, શત્રુ મિત્ર થવા અવતર્યા, ને સંયોગ થયો, પછી પાણી પથ્થર સાથે ઘસાય છે! પાણી એમ સમજે છે, કે હું પથ્થરને નવરાવીને સાફ રાખું છું; પથ્થર એમ સમજે છે, કે હું પાણીથી પાતળો થતો જાઉં છું.

“સુમન, જો તું નિરંજનીને અહીં લાવ્યો હોત, તો વધારે ઠીક પડતે; મ્હારૂં એક બીસંગી થતે!” મધુરી બોલી.

"હા; પણ મ્હારાં હથિયાર હાથમાંજ રહી ગયાં; પિતાનો પક્ષ બળવંત નિવડયો!"

"ત્યારે હવે મને તે ક્યારે મળશે? એમનો ફોટો તો પડાવવો હતો?"

"ફોટો પડાવતાંજ આ વિઘ્ન નડયું છે. ફોટો કાલે કદાચ અહીં આવશે."

"ઘણી માયાળુ ને ડાહી છે, નહિ?"

"ખરે, ઘણીજ નમ્ર ને ભલી છે, ત્હારા જેવીજ છે."

"પણ મ્હારા જેવી તે દુઃખી નથી!"

"હા, તેનું મન, મ્હારી ભેટ પછી વધારે ઘેલું લાગે છે, તો પણ લગાર વહેમી જણાય છે."

"વ્હાલાંઓ વધારે વહેમી હોયજ, કેમકે તેણે પ્રેમીના પ્યારનો જાણે સ્વતંત્ર કૉન્ટ્રેક્ટ લીધો હોય, ને બીજાને જરાયે ઉપયોગી ન હોય, તેમ માને છે; ને તેથી તે દરેક સામે શકની નજરેજ જુએ છે."

"તોપણ તેનું દીલ કેવળ બિલોર જેવું ચોખ્ખું, ને ચંદનીમાં દુધ દેખાય, તેવું ઉજળું છે."

"પ્રભુ તમારૂં જોડું સુખી રાખે! અમારાજ ભાગ્યમાં આ અવતારે આ રઝળપાટ હશે!"

"કદાચ યત્ન કરીશ, તો તે પણ સુધરશે. ઉસ્તાદ કારીગરો, પથ્થરમાંથી પણ એવાં સૌંદર્યવંતાં પૂતળાં બનાવે છે, કે લોકોને દિવાનાપણું લાગે છે."

"માત્ર તેની પ્રકૃતિને મળી જવું જોઇએ."

"હા; હું યત્ન કરીશ." એટલું કહેતાં ગાડી તેના સાસરાના દરવાજા પાસે આવી. અને પેલી રંડા તથા કનક બન્ને ચમકયાં.

રામા ધાટીને જોવા મોકલ્યો. શેઠાણીની ગાડી આવ્યાની ખબર કરી, અને રંડા સાસુ ચમકી.

"મુવા બાયલા! એ બદામની બૈરીને પણ પુરો પડી શકતો નથી? ગઈ રાતે તને કેટલું સમજાવેલો, રડયા કાળીયા? કહાડ, એ છોકરીને આંગણામાંથીજ પાછી કહાડજે; એના બાપની કશી ઓશીયાળ નથી." રંડાએ કનકનો કાન પકડીને ઉઠાડયો. કનક નીચે ગયો, ને પોતે માળની બારી કને ગાડી જોવા આવી.

અફસોસ, ગાડીમાં તો એક પુરૂષ જોયો. મધુરીને તેની સાથે વાત કરતી જોઈ. ગાડી પાછી ફરી, ને બંગલો છોડીને દુર રસ્તાપર ઉભી રહી. શંકાશીલ સાસુડી ચેષ્ટા જોવાને ત્યાંની ત્યાંજ ઉભી રહી.

મધુરી જેવી દરવાજામાં આવી, કે પેલા નાદાન કનકે એક તમાચો ખેંચી કહાડયો.

"વાંદરી! કૂતરી! બિલાડી! તને ગઈ કાલે ના ન્હોતી કહી? શા માટે પાછી અહીં આવી? જા, ચાલી જા, આવી હોય ત્યાં, કે ગમે ત્યાં પાછી ચાલી જા?"

"વ્હાલા! હું તમને પરણી છું, તમે મ્હારા નાથ છો! આ મ્હારૂં હવે ઘર છે, હું બીજે કયાં જાઉં!"

"દરિયો તો છે કની?"

"પછી તમે શું કરશો?"

"કોઇ દીકરી નહિ દે, તો વાંઢા રહીશું?"

"કોઇ હલકા કૂળની છોકરી મળી તો તમે દુઃખી થશો!"

"તેની ત્હારે ચિન્તા નહિ, જા–ચાલી જા?"

"પણ મ્હારો કંઇ વાંક છે? જો હોય, તો મને કહો?"

"તું મોટાને ત્યાં અવતરી, તે તારો વાંક!"

"અને તમને વરી, તેનો તો વાંક નહિ કની?"

"હું હવે લાંબી પંચાત નથી કરાવતો! મ્હારી મા મ્હારી વાટ જોતાં હશે. તેણે ગઇ કાલેજ ત્હારી સાથે વાત કરવાની મનાઇ કરી છે. માટે જા!"

"મ્હારી સાસુને હું સમજાવું, પગે લાગું. મ્હારો વાંક હોય, તો ખોળે નાખે! ભલે મને તેઓ બે તમાચા મારે, મ્હારે હવે તમારા વિના બીજું કોણ સગું છે?"

"મ્હારાથી તને ઘરમાં પગ મુકવા ન દેવાય!"

"એટલી બધી હું અપરાધી ને અપવાદી છું?"

"તે મા જાણે; હું તો હુકમનો બંદો છું!"

"તમને પરણ્યું છે કોણ?"

"તું; પણ મા પહેલી!"

"મા મરી જશે પછી?"

"પછીની વાત પછી; રાંડ વકીલાત કરવાને આવી છું? જા, નીકળ અહીંથી!" કનકે તેને બીજી લાત લગાવી, ને ધક્કો મારીને તે દરવાજો દઇ અંદર ચાલ્યો ગયો. મધુરી ચોકમાં પડી ગઇ. સુમને તેને ગાડીમાંથી જોઈ, અને તે તરત દોડી આવ્યો. કનક ઉપર આવ્યો, કે તેની માએ ઝડપથી બોલાવી લીધો.

"આંધળા! ત્હારી આંખ્યો ફોડ? જો, ત્હારી રંડાનાં ચરિત્! સાથે કોઇ યારને લ્હેતી આવી છે. પહેલાંથીજ એ લુચ્ચીએ સંકેત રાખેલો હશે, કે પોતાને હડધૂત કરશે, ને તેથી સાક્ષીરૂપ એક માણસ સાથે લાવી છે. કાલે કાં તો ત્હારા હાથે બેડી પહેરાશે! જો, જો પેલી ત્હારી રંડા, ને તેની સાથે કોઇ પુરૂષ છે!"

"તેને પકડી પાડું! ચાટ પાડું!"

"બેસ, બેસ, બાયલા! તે કરતાં ત્હારા સસરા પર કાગળ લખીને છુટાછેડા કાં કરતો નથી, કે સદાનું પાપ ટળે, ને સુખ મળે?"

રંક મધુરી.



મધુરી દડતે આંસુડે જોઇ રહી.

ભા. ૧. પૃ. ૧૧૬.

" હા; એ વાત બરાબર છે, હમણાંજ લખું છું."

કનક તરત મા પાસેથી પોતાના દિવાનખાનામાં ગયો, ને સસરાજી ઉપર વહુ વિરૂદ્ધ કાગળ લખવા બેઠો. કાગળમાં અકલના આંધળાએ ભમરડો ફેરવ્યો. મધુરી રડતી રડતી સુમન સાથે ગાડીમાં બેઠી. ગાડી ચાલી, ત્યાં સુધી સાસુએ બારી છોડી નહિ. ગાડી ચાલ્યા પછી પાછી વળી, ને જીવડાને સંતોષ દઇ સુતી!

" સુમન! હવે મને તું કયાં લઇ જાય છે? માત–પીતાને મ્હારાથી મ્હોડું તો નહિ દેખાડાય!"

" ત્યારે શું દરિયામાં પડવા જવું છે?"

" તો હવે મને સંભાળનાર કોણ છે? મ્હારે માટે નિવાસનું આશ્રમ કયાં છે? હમણાં જો પિતાને મોં દેખાડું, તો તેજ ઘડીયે મ્હારો હાથ પકડીને પાછા સાસરે વળાવે!"

" તોયે માર્ગ ખુલ્લો થશે. તે લોકોનો મદ ઉતરશે."

" પણ અંતે તો મ્હારે તેનીજ છાયામાં રહેવું પડવાનું છે?"

" તો પછી આખરે સઘળો ભેદ ફોડયા વિના તો છુટકોજ નથી!"

" બાપા, આંજે પોતાના કેસમાં ગુંથાયલા છે. આજની રાત મને છુપાવી શકીશ?"

" કયાં છુપાવું? મ્હારૂં કંઇ અહીં ખાનગી ઘર છે?"

" આજની રાત મને ત્હારા રૂમમાંજ રહેવા દે, પ્રભાતે સૌ ઠીક થઇ રહે, સુમન!"

સુમન વિચારમાં પડયો, અંતે હા કહી.

" પણ ઘોડાવાળો જાણશે તે? રખે ભોળપણામાં બડઘો ફોડી નાખે!"

"ચિન્તા નહિં, ઉભી રહે, તેને સમજાવી દઉં!" સુમને દોરી ખેંચી કે ઘોડાવાળાએ ગાડી ઉભી રાખી.

"ભાણા! જરા ગાડી થોભાવીને નીચે આવ?"

"આઇવો ભાય!" ભાણાએ ઘોડાની લગામ ખેંચીને ભેરવી દીધી, ને નીચે ઉતરીને આવ્યો.

"છું કેતા છો ભાય?" ભાણાએ ભલાઇ કરવા માંડી.

"ભાણા! તું તો ડાહ્યો સમજુ ને વૃદ્ધ છું. મધુરી બહેનનું દુઃખ તો તેં નજરે જોયું. હવે બાપાજીને હમણાં વાત કરીએ, તો નાહક રાત વેળા કંકાસ થાય. ઘરમાં તો જઇ શકાશે નહિ, માટે તું ત્હારા તબેલામાં બહેનને સુવરાવશે?"

"ભાય, મોટું મણુખ વળી મ્હારા ગંદા તબેલામાં હુવે? નાં–તમે તમારા ઓરડામાં હુવાડો, ને તમે ચાલમાં હુવો; પણ માજીને મળવાને અને તેની હંગાથે રહેવાને હું હરકત હોય, ભાય! મધુરી બહેન, તમે માને મળો નીં?"

"ભાઇ, મ્હારાથી કંઇ થતું નથી, તેથી તો—"

"હું હમજ્યો; વાત વંઠી જાય, કારણ પુસે તો કેવું પડે!"

"ત્યારે તો તું એટલુંજ કરજે, મુગો રહેજે! હું મધુરી બહેનને ત્હારા કહેવા પ્રમાણેજ મ્હારા ઓરડામાં રાખીશ, ને હું બહાર સુઇશ."

"ને કેહો તો હું ચોકી કરાહ; તમારી પાંહેજ ત્હાં હુવાહ! કોઇ પાપીયો સાડી–સુગલી કરે, તો હું સાખશી પુરાહ!"

"ઠીક, ત્યારે તો તેમજ કરીએ! ચાલ, ગાડી ચલાવ, ને બંગલાની પાછળ તબેલા તરફજ ધીમે પગલે ઘોડાને હાંકીને અમને ઉતારી દે!"

સુમનના હુકમ પ્રમાણે ભાણીયાએ ગાડી ચલાવી. અને દશ

મિનિટમાં બંગલા પાછળ ગાડી ઉભી રાખી. મધુરી તથા સુમન ઉતરી પડ્યાં. કમનસીબે વીનોદરાયની દૃષ્ટે તે પડ્યાં. આજે અભાગીયે ચોઘડીયે કોઇ દહાડો નહિ, ને વિનોદરાય જાગતા હતા. કેસની ધુનમાં બગીચાની અંદર આમ તેમ એકલા ચંદનીમાં ફરતા હતા. તેની નજર ગાડીના અવાજ તરફ ગઇ, ને ગાડીમાંથી બે જણને ઉતરતાં જોયાં. સુમનના રૂમ તરફ જતાં જોયાં. વિનોદરાયે કલ્પના કરી, કે કદાચ "સુમન આજે અમદાવાથી આવ્યો છે, તેને મળવાને તેનો મિત્ર પોતાની પ્રિયા સાથે આવ્યો હશે. ગાડી કદાચ મધુરીને મુકવા ગઇ હશે, તે ગાડીમાં તે લોકોને બોલાવ્યાં હશે. તેમને તેડી લાવવાને ભાણીયાને કહેલું હશે." આ કલ્પના કરતો, નજરના ઝેરને મારતો, વિનોદરાય પથારી પર ગયો, હવે રાતના અહીં શું બન્યું, તે તપાસીયે.

---

## પ્રકરણ ૧૮ મું.

---

### પવિત્ર-પ્રતિજ્ઞા !

ગર્ભાશયમાં જેમ બીજ છુપાયલું હોય છે, તેમ સત્યના પડમાંયે નિર્દોષતા છુપાયલી હોય છે. અરણીમાં અગ્નિ, ચન્દ્રમામાં શિતળતા, અને કસ્તુરી મૃગની ડુંટીમાં કસ્તુરી પદાર્થ દબાયલો રહે છે. એ સર્વ વસ્તુની કિમ્મત આંકનાર વીરલા બહુ થોડા છે. તેને શોધતાં ઘણી મુસ્કેલી પડે છે.

નિર્દોષ પ્રેમ ને નિર્દોષ માયામાં સદોષનાં પડ હોય છે. અનેક પૃથ્વીનાં પડ પછી પાતાળ, અને અનેક વાદળાંનાં પડ પછી આકાશ આવે છે. કાંદા જેવા ક્ષુલ્લક પદાર્થનો અનુભવ લ્યો, તો સહેજે જણાશે, કે કેટલાં પડ પછી તેનું ખરૂં બીજક મળે છે? મૂળ શો-

ઘણું મુશ્કેલ છે, તે ઘડીમાં મળી આવતુંજ નથી. સોનું તે સોનું છતાં કસોટીપર ચડયા પછીજ સત્તાણું કે સો ટચનું પરખાય છે. હીરા ચમકતો છતાં, ઘસાય છે, ત્યારેજ તેનું ઓપ દેખાય છે. કીંમતી થાય છે. ચંદન બાળ્યા પછીજ સામાન્ય કાષ્ટ કરતાં ચડીયાતું જણાય છે.

બલી ને ગરીબ મધુરી રાત્રીના એકાન્ત ભાગમાં આવી રહેલી છે. તેના હૃદયમાં તાપના ભડકા ઉડે છે. એક તરફથી ભય અને બીજી તરફથી વેદના ઉઠી છે. માતપીતાના આકળા બન્ધનને લીધે તે આ સ્થિતીયે પહોંચી છે.

કેટલાંક માબાપો પોતાનાં બચ્ચાં તરફ, કેટલાક મિજાજી શિક્ષકો બાળકો તરફ, ને કેટલાક ગોવાળો જનાવરો તરફ અઘટિત દબાણ કરીને તેને સખ્ત જાપતામાં રાખી અતી મુઝાવે છે, તેનું જ્યારે અઘટિત પરિણામ આવે છે, ત્યારેજ તે પસ્તાય છે.

મધુરીને અને સુમનને એવાજ અઘટીત બન્ધનને લીધે આ સ્થિતીયે પહોંચવું પડયું છે.

આ મહા કાળ રાત્રીયે જો કે તેઓ કેવળ ભાઇ બહેનની શુદ્ધ વાસના ને પવિત્ર પ્રતિજ્ઞાથી સંસ્કારી બનેલાં છતાં, એકાન્ત, રાત્રી અને સંજોગ વચ્ચે તે સપડાયલાં છે. જગત ભયંકર છે. લોચન ઝેરી છે, ને લોકો પોતેજ અઘટિત કે અવિચારી નજરે જોવામાં કંઇક મઝા સમજે છે.

સુમન લગાર ગરમીના તાપથી કંટાળીને બહાર ગેલેરીમાં ઇજીચેરપર પડયો હતો. મધુરી અંદરના રૂમમાં એક ખુરસીપર બેસીને ટેબલપર કોણી અટકાવી, આંગળીયો ગાલપર રાખી ધીરે ધીરે, ધીમા આંસુડાં ઢાળતી હતી. સુમનની સુસ્તી ઉડી, ને અડકાવેલા દરવાજા તરફ નજર કરી, તો દ્વારની વચ્ચેના ભાગમાંથી

મધુરીના મ્હોંપર આંસુ પડતાં જોયાં. દીવો બરાબર મધુરીના મ્હોંને જોતો હતો. પ્રકાશથી દીપાવતો હતો.

મધુરી એટલી તો ઊંડા શોકમાં હતી, કે જોનારને ખરે એમજ લાગે, કે કાં તો આ કોમળ કામિની પોતાનો દેહાત્મા જુદો કરી દેશે ! કેમકે કોમળ સ્ત્રી જાત, ઘરની અંદરનાં, કહો કે વ્હાલાનાં દુઃખ ખમવા સમર્થ નથી. તે વેરી સામે સિંહણુ છે. પણુ વ્હાલા સામે બિલાડી જેવી બ્હીકણુ છે.

જોકે તેમ કસોટીયે ચડવામાં કેટલુંક સહન કરવું પડે છે. રૂને પિંજાવી, કોકડાં કરીને, જે તાર બનાવે છે, ત્યારે તો માત્ર તેની ચીકાશ જણાય છે, સારા–નઠારા રૂના તાંતણાની કિમ્મતે આવે છે. આટલું મોટું દુઃખ થયા છતાં હજી તો તે તાંતણો કહેવાય છે. જ્યારે તે કસોટી પર ચડીને વણાય છે, અને ખળ ખાઇને ખાદીના બાપનું સગપણ જોડે છે, અને તે ધોવાઇને કાં તો સફેદ યા રંગીન બને છે, ત્યારે તો કપડાં તરીકે પંકાય છે. એજ રીતે આત્મજ્ઞાનીયો, સંસાર–સુખનો ભોગ આપે છે, ત્યારે તે મહાત્મા બને છે. તો પણ તેમને હજી અદ્વૈત સિદ્ધાન્તનું પુરૂં શોધન કરવું ભારે પડે છે. એક નિર્દોષ પર આવેલો અપવાદ પુરાવાના બળે ખરો પડે છે, ને તે શિક્ષા ભોગવે છે. પછી તે કયા કાળનો સંયોગ–દોષ તેના પર આવી ચડયો હશે, તેની કોને ખબર ? લોકો તો કહેશે, કે પ્રભુને ત્યાં અન્યાય છે, પણ પોતે બુરાં કર્મની થાપણ એકઠી કરી હશે; એ તેને ખબર નથી; માત્ર ચોર ખાતર પાડી ગયા, માટે રડવું ને ઇશ્વરને દોષ દેવો, કે પોતાનું સકમાઇનું ધન ગયું; તેજ રીતે પુત્ર મિત્ર ને દારા દુશ્મનોના સંબંધમાં તાજી કલ્પનાનું બંધારણ છે, કે જેના અંતરપટની આપણને કશી ખબર હોતી નથી.

સુમનનું હૃદય મધુરી પ્રતિ કેવળ નિર્દોષ, ને નિષ્કામી છે.

નિસ્પૃહ ભાવનાથી તેની પ્રત્યે તે માનસહિત રહે છે, તે છતાં ધર્મ કરતાં ધાડ પડે, તેમ આફતકાળ ઇર્ષ્યા કરે, તો સદાય રીંગણી પર હીમ પડતુંજ આવેલું છે! નબળા ઉપરજ સબળા ફાવે છે. ચંદનનું ઝાડ ઝડપથી છેદાય છે. બાવળ તો અનેક કૂહાડાની ધારો ખાઇ જાય છે, ને છેદનારની મહેનત બરબાદ જાય છે.

મધુરી સંકોચની સગડીના તાપથી તપી રહેલી છે. તીવ્ર દબાણના જોરથી ઝકડાયલી છે. નિર્દોષ છતાં ને સ્વતંત્ર છતાં, અમુક બન્ધનોને લીધેજ માત્ર તેની જીંદગી પર આઘાત પડે છે.

"મધુરી! ત્હારે આજે કેટલુંક રડવું છે? હવે તો મ્હારાથીએ સહન થતું નથી. મ્હારા સમ, હવે રડવું બંધ કરી દે, જરા નિદ્રા લઇ લે; બનવાનું હશે તે બનશે?"

સુમન, અંદર આવીને પાસે પડેલી ખુરસીપર બેસીને મધુરીનાં આંસુ રૂમાલથી લુછતાં કહ્યું.

"શું તું મને નહિ બચાવીશ? તું મને નહિ આશરો આપીશ?" મધુરી ચ્હેરો બદલીને સુમનના ગળામાં હાથ નાખીને બોલી—

"મધુરી! આજ ત્હારો ચ્હેરો મને કંઇક વિકાળ માલમ પડે છે. આજ તું ઉશ્કેરાઇ ગયલી છું! શાન્ત થા. ગુસ્સો હરામ છે! ક્રોધને સુખનું બળિદાન દેવાનું કામ આપણું નથી. જરા સુઇ જા! ક્રોધ દબાઇ જશે. અવિચાર મરી જશે."

"સુમન! તું શું મને નાદાન કે બાળક સમજે છે! કહે, તું મને ત્હારા હૃદય–મંદિરમાં જગ્યા આપીશ કે નહિ? મ્હારૂં જીવતર જોવા તું રાજી છું?"

"હા; તને જીવતી જોવા, સુખી જોવા, ને સદાની શાન્ત જોવા હું રાજી છું. મેં તને મ્હારા પવિત્ર હૃદયમાં જગ્યા આપી નથી,

પણ કુદરતે મને ત્હારા સદ્‌ગુણ બતાવીને, એવો તો પરવશ કર્યો છે, કે હું સદાય તને તેવી જોવા રાજી છું !"

"સુમન ! તેમજ હવે હું તને મ્હારાથી સુખી જોવા રાજી છું; પણ વચન આપ, કે તું મને સદા ચાહીશ?"

"હા; મ્હારૂં વચન છે–અભય વચન છે, કે ત્હારા જેવી ભલી પણ દુઃખી બાળાને મ્હારાથી બનતી સહાય આપવા, ને ભલા દીલથી ચાહવાને હું બંધાયલો છું !"

"હું સંસારથી કંટાળેલી છું. માબાપોની મરજી એવી છે, કે ભલો યા ભુંડો, જે પતી સાંપડ્યો છે, તેને ત્હારે નિભાવી લેવો, તે ખોટી ચાલનો હોય તો સારી ચાલનો બનાવી લેવો. પતિ પોતાની સ્ત્રીને વશ હોય છેજ; માત્ર પત્નિની કસુરથીજ પતિ વંઠી જાય છે. માટે સ્ત્રીયોની ફરજ છે, કે ગમે તે જુક્તિએ પતિને સાચવી લેવો. જે સ્ત્રી પતિથી વિમુખ હોય છે, તેની સદ્‌ગુણતામાં કંઇક કચાશ હોય છે, તેની નિર્મળતામાં મેલ હોય છે, ને તે ચળકતા સ્વરૂપમાં કંઇક કાળાશ હોય છે ! આ વિચારો પિતાજીના મનમાં પ્રસરી રહેલા છે, ને તેથી તેઓ મને પતિ દુઃખે પિયરમાં રહેવા દેવાની સાફ ના પાડે છે. તને હું એટલા માટેજ મ્હારી સાથે સાસરે લઈ ગઈ હતી. તેં મ્હારો અવતાર જોયો–મ્હારો સડેલો સંસાર જોયો. માત્ર હું ઉમદા પિતાની પુત્રી, ધનવંત પિતાની પુત્રી છું, કેળવાયલી છું, કંઇક રૂપાળી છું, એટલા માટેજ હું તેને લાયક નથી; કેમકે સાસુજી રમતીયાળ ને વરજી બિચારા અક્કલ વગરના છે. પિતા દુરાગ્રહી છે. પતિ કંઈ સમજાવ્યા મ્હારાથી સમજતા નથી. સમજે ખરા, પણ માથાં છુટા થાય તો ! તેમ બનવાનું નથી. માને તો તે વશ છે, હવે મ્હારે શું કરવું ? કયાં જવું ? ત્રણ દિવસથી માર ખાઉં છું. મેં તને અમદાવાદ પત્ર લખ્યો, તેમાં પ્રથમ

દર્શનની સમસ્યા કરી છે. બે દિવસથી આ હાલત છે. જો કાલે જઇશ, તો નક્કી ખુન કરશેજ; ને તેમ થતાં મને મ્હારા દેહની હરકત નથી. મ્હારે દુનિયામાં સુખ જોવું નથી; પણ જેને હું વરી, જે મ્હારાથી આ સંસારમાં સુખી થવાનો ગણાય, એ સ્વામી સપડાય તે માટે હું રાજી નથી. પિતાજી હમણાં તો પોતાની રઢ લઇ બેઠા છે, પણ જ્યારે એમ જાણશે, કે દીકરી દુઃખ વેઠીને મુગે મ્હોડે પતિના હાથે મરણ પામી છે, ત્યારે તે દીકરીની વ્હારે દોડશે, ને વરને ફાંસી અપાવશે ! હમણાં જો કહેવા જાઉં, તો મને વગર દોરડે ફાંસી આપશે. કડવાં વચન કહી ઉભા રહેશે. કહે, હવે મ્હારે કેમ કરવું ? માતાને કહેવાથી તે રડશે, ને ઘરમાં કંકાસ થશે. બાપાજી તેને પણ લડશે. ને કહેશે, કે તુંજ દીકરીને અસુખી કરશે. મ્હારે ખાતર માને છુપા દુઃખમાં દઝાવ્યા કરતાં મ્હારે જ ભોગવવું કાં નહિ ?"

"વાહ, એ બધું તો તું સમજે છે. અને હવે ભાવી ભોગવવાનું તું કબુલ કરે છે. ત્હારા દુઃખનાં બીજા કોઇને ભાગીદાર કરવા ખુશી નથી; તો તો પછી હવે ધિરજ છોડીને તું શું કહેવા–કરવા ઇચ્છે છે ?"

"હું એ ઇચ્છું છું, કે રહું ક્યાં ? આજ સવાર સુધીજ હું ત્હારી પાસે રહીશ. પછી ? રાત પડી એટલે ?"

"ત્યારે શું તું મા બાપને જાણીતાં કરવાની ના પાડે છે ?"

"હાજ તો ! મેં ન કહ્યું કે બાનું કહેલું પિતાજી માનવાના નથી. પિતાને રૂબરૂ કહેતાં તે મ્હારો વાંક રજુ કરવાના છે ?"

"ત્યારે હવે તને શું સાધન જોઇએ છે, કે જેથી તું શાન્ત થાય !"

"મને, હા–પણ ના–જીવ નથી માનતો, જીભ નથી ઉપડતી !"

"મ્હારા સમ! થવું ન થવું પ્રભુ હાથ છે, પણ મનનો મેલ તો કહાડી નાખ!"

"મ્હારે ખાતર તું દુઃખ વેઠી શકીશ?"

"તું જો સુખી થતી હઇશ તો જરૂર ભોગ આપીશ."

"જો જે હં! બ્હી જતો, બાઇલો બનતો!"

"ના, પવિત્ર માર્ગે જતાં કદાચ મને અપવાદ ચડાવી મ્હારા સુખના રસ્તા બંધ થશે, તો હું થવા દઇશ!"

"જગત એમ કહેશે, કે તું હવે સુખવાસી સંસારમાં વસવાને યોગ્ય નથી!"

"તોપણ ત્હારે ખાતર—એક પવિત્ર પ્રેમથી ને પ્રતિજ્ઞાથી બંધાયલા ભાઈ બ્હેનના સંબંધને ખાતર."

"બસ—બસ કર, સુમન! મ્હારૂં સાંભળ? જ્યાં સુધી સ્ત્રી પોતાના સ્નેહીને, ભાઇ તરીકે ચાહે છે, ત્યાં સુધી તે સંબંધને લાયક છે, પણ જ્યારે તે પોતાના પ્યારા તરીકે—"

"મધુરી! તું આજે પલટાઇ ગઈ છું કે? આ તું શું બકે છે? તું મને અપવિત્ર પ્યારના વિમાનમાં ઘસડી જવા ચાહે છે?"

"ના, પ્યાર અપવિત્ર હોતો નથી. જે જેને ચાહે છે, તે અપવિત્ર પ્રેમથી નહિંજ! બોલ શો જવાબ દે છે?

"તું પરણેલી છું, તું ત્હારા પતિની વ્હાલી છું!"

"ના. માત્ર વિવેકને ખાતર, ધર્મને ખાતર નહિ! માત્ર મ્હારા દેહને દોરાવ્યો છે, આત્માને નહિ! મેં અગ્નિ સામે બેસીને હૃદયપૂર્વક, સમજીને, સ્નેહથી વરીને પ્રતિજ્ઞા કરી નથી! મેં જે લગ્ન કર્યું છે, તે આસુરી છે, દૈવી નથી! મને પ્રતિજ્ઞા કરાવતાં જે સંસ્કૃત શ્લોકો બોલાવ્યા છે, તે હું સમજી નથી. મ્હારો હાથ આપ્યો, ત્યારે મેં મ્હારા વરને જોયા નથી. મ્હારા મોં આગળ ઘુમટો હતો.

મ્હારા હાથ ઉપર વસ્ત્ર હતું. કહો, હું વચનથી, ધર્મથી, કે હૃદયના કોલથી વરી છું? ન્યાય સૂત્રથી નિર્ણય કરજો. વ્યવહારી વાત બાજુ પર ધરજો. મ્હારૂં લગ્ન શુદ્ધ છે?"

"મધુરી! લોકાચાર, ગ્રામાચાર, કુલાચાર અને ધર્માચાર, એ આપણા આર્ય સંસારીના ચાર સંપ્રદાય છે. મનને દૃઢ રાખીને ભગવંત પર ભરૂંસો રાખીને આપણે તે પાળવા જોઇએ. શું શિવલીંગમાં કંઇ દૈવત છે? શું કૃષ્ણ મૂર્તિમાં સિદ્ધી છે? ના; પણ માત્ર શ્રદ્ધા ફળે છે. આપણા સંસારમાં આ કાળે વળી પરખીને કોણ પરણે છે? પ્રેમથી કોણ પુજે છે? આ કાળમાં તો સ્ત્રી ને પુરૂષોએ પોતાનાં સુખ સાધન સજવા માટે પરસ્પર નિભાવી લેવાનું છે. ન્યાયાસન પર બેઠેલા અધિકારી જો સંજોગ તપાસીને શિક્ષા ન કરે, દયા ને વિચાર રાખીને અમલ ન કરે, તો જેલમાં માણુસોને સંભાળવાં ભારે પડી જાય. સરકારને તે માટે મોટાં લશ્કર રાખવાં પડે! અનીતિ ને અધર્મ કંઇ સંસારમાં થોડો થતો નથી. સઘળાંજ અધર્મીને પાપી કંઇ આપણી આ ભૂમિની કોર્ટમાં ચુકાદો લેવા આવતાં નથી. એમ હોત તો પુનર્જીવન માનવામાં ન આવત. એમ હોત તો પૂર્વના સંસ્કાર, ને સુખ–દુઃખનાં ભાવીની વાતો પ્રકટ ન થાત! કેટલાંક અહીં જેલમાં દેખતાંજ શિક્ષા ભોગવે છે, ને કેટલાંક અણુડ રીતે તન–મનની છુપી પીડા ભોગવે છે! ઇશ્વરને ત્યાં જળ–લાકડીનો અવાજ છે. માટે ભયંકર સંસારમાં સમજીનેજ ચાલવાનું છે. ડગલે ને પગલે અસુખ, અધર્મ ને પાપ વસેલું છે, ને તેથીજ સંસારને મહાત્માઓ અસારભૂત કહે છે. વળી ખાસ શ્રી કૃષ્ણ પ્રભુએ અર્જુનને કહેલુંજ છે, કે જો ત્હારે આ ભવમાંજ મુક્તિ મેળવવી હોય, તો સંસાર સંભાળવો! કેમકે તેમાં અધર્મના દરવાજા છે, ને તેમાંથી ત્હારે નીકળી જવું. સંસારી ધર્મ બજાવીને નીકળનારાની મુક્તિ સહજ છે, કેમકે તે કસો-

ટીમાંથી પસાર થાય છે. માટે સંસારીઓએ વિટમ્બના જોઇને ડરી જવાનું નથી. ઉશ્કેરાઇ જઇને, આકળાં પડીને, આ જીવાત્માપર ક્રોધ લાવી, પોતાના માનવ અવતારનું, અરેરે આ મુક્તિના ધામનું બળિદાન દેવાતું નથી. તું ત્હારા પતિને જો? પેલી સુકન્યા તથા સાવિત્રીનાં વૃતાંત તરફ જો? પેલી અનસુયા સતીનાં કર્તવ્યપર નજર કર, અને પછી તું મને ત્હારા પવિત્ર હ્રુદયમાં જગ્યા આપ. ભલી મધુરી! વ્હાલી બહેન! જે સુખ પવિત્ર પ્યારમાં છે, જે નિર્ભયતા પવિત્ર પ્રેમમાં છે, જે મુક્તિ નિર્મળ ભક્તિમાં છે, તે કામથી ગંદા બનેલા સ્નેહમાં નથી. જે લોકો એ તુચ્છ સુખ ગણુકારે છે, તેને હું ધિઃકારૂં છું. પવિત્ર પત્નિને મળેલો પતિ, કે પવિત્ર પતિને મળેલી પ્રિયાના સ્નેહમાં જે સૌંદર્ય છે, ધર્મ છે, સુખ–શાન્તિ છે, ને જે પ્રભુ અંશ છે, તે બીજા કોઇ પ્રેમમાં નથી, કૃષ્ણ યજુર્વેદ સંહિતામાં સ્પષ્ટ લખેલું છે, કે—

સ્ત્રી અને પુરૂષ જે દમ્પતી સજોડ હોય, તોજ દેવકાર્ય થઈ શકે છે. દમ્પતી ધર્મમાં પ્રભુનો અંશ છે. તેનાં સત્કર્મ, એ પ્રભુની પ્રસાદી છે. માટે સ્ત્રી અને પુરૂષે એકત્ર થઇ રહેવું. અર્ધાંગ તરીકે બન્નેનાં કર્મ એક કરવાં ને બન્નેયે સાથેજ મુક્તિ મેળવવી; એજ ખાતર સતીયે પતિ સાથે બળવું, કે તેના જીવનપર આઘાત ન પડે."

"પણ જ્યારે પતિ પ્રેમી હોય, ત્યારે કની?"

"મધુરી! કારિગર એક બાવળનું લાકડું જંગલમાંથી લાવે, ને તે વેચે તો પાંચ પૈસાએ ન પાકે; પણ તેનો ખુરસી જેવો ઘાટ ઘડે તો? સોની એક સોનાનો કુકડો વેચે તેમાં, અને તેનો સુંદર ઘાટ બનાવે, તેમાં કેટલો અંતર? ત્હારી સદ્ગુણતાની ખુબી શું? ત્હારી કેળવણીની ખુબી શું? તું જ્યારે રંક સંસારને ઉમદા કરી બતાવે, તું જ્યારે અભણ પતિને વિદ્વાન કરી દેખાડે, તું જ્યારે

સ્વચ્છંદી પતિને પોતાને વશ કરી બતાવે, ત્યારેજ ખુબી! માટી લાવીને ઉભો રહેનાર ગધેડો તે કુંભાર નથી! માટીને પલાળીને ચીકણી બનાવી, ચાકડે ચડાવી, ઘાટ ઉતારીને પકાવી આપે, તે કારિગર! તું તો આડે માર્ગે દોરવાય છે! શું તું તને પોતાને ઓળખે છે કે? ઘેલી! વેળા-કવેળાના અવિચારી વિચારને શરણે કદી પણ શાણા માણસ થાય નહિ! વિશ્વામિત્ર મુનીયે હજાર વાર હરિશ્ચન્દ્રને જુઠું બોલાવવા યત્ન કર્યાં. માત્ર એટલુંજ બોલવાનું હતું, કે “હજાર મોહોર આપવાનું દીધેલું વચન યાદ નથી!” અને એટલું જો હરિશ્ચંદ્ર કહે, તો અયોધ્યાનું આખું રાજ્ય તેને પાછું મળનાર હતું; પણ એ સૂર્યવંશી ને એક વચની રાજાએ આ વાત ઘણાજ તિરસ્કાર સાથે ના પડી; અને પોતાનું વચન તથા ટેક રાખવાને પોતે એક ઢેડને ત્યાં વેચાયો, ને સ્ત્રી પુત્રને પણ વેચીને ઋણ આપ્યું! શું હરિશ્ચન્દ્રને રાજ પસંદ નહોતું? પ્રિયા તથા પુત્ર પ્રત્યે પ્યાર ન્હોતો? શું જરા જુઠું બોલવાનું પ્રાયશ્ચિત થયું ન્હોતું? પણ ના; સત્ય ન તજવું. જે વડે આ જગતમાં સૂર્ય-ચંદ્ર પ્રકાશે છે, જે સત્ય વડે આ દેહ ને ધર્મ શોભે છે, તે ન તજવું; એજ કરવું, તેમાં મુક્તિ, ને તેમાં ગતિ છે. સતીની શક્તિઓ એજ રીતે વધે છે. સતીયો એજ રીતે પ્રભુને પોતાના કરી શકે છે. સુકન્યાએ અંધપતિની આંખ્યો અપાવી, અને સાવિત્રીએ મૃતપતિનો દેહ બચાવ્યો, તે પવિત્ર સત્યવ્રતનાં પ્રભાવે. ત્હારી પેઠે દુઃખથી કંટાળીને બ્હાવરી બની, પતિને તજી ગઇ હોત, તો કોણ જાણે કયા ખાડામાં અથડાયલી હોત; માટે તને પણ ખરી કેળવાયલી, અને સાચી સતી હું ત્યારે જાણીશ, કે તું અનેક કષ્ટો સહન કરીને પણ ત્હારા પતિને સુધારીશ, ને સુખી થઇશ. જ્યાં સુધી તું એ પ્રતિજ્ઞા નહિ લે, ત્યાં સુધી હવે મ્હારે ત્હારૂં મોં જોવું હરામ છે. રામ રામ છે?” એટલું કહીને સુમન તરત ઉઠયો.

"સબુર ! વ્હાલા ભાઇ ? સબુર કર ! મને માફ કર !" મધુરી ઘુંટણપર પડીને સુમનનો હાથ પકડી માર્ગ વચ્ચે બેઠી.

"મધુરી ? તું પ્રતિજ્ઞા લ્હે, કે ત્હારે ત્હારા પતિને ત્યાં જવું; તે મારે તો મરવું, પણ જીવવા માટે કરીને સ્વધર્મને ન તજવો ! જો તેવી પ્રતિજ્ઞા તું લ્હે, તો તું કહે તે ભોગ આપવા હું રાજી છું !"

"મ્હારી પ્રતિજ્ઞા છે, કે હવેથી મહાકાષ્ટકાળે પણ હું પતિ પ્રેમનો, ને પતિ ધર્મનો અનાદર કરીશ નહિ; પર પુરૂષ પ્રતિ પ્રેમ દૃષ્ટિ કરીશ નહિ; સંકટમાં હારિશ નહિ, ને પરમાત્મા દુભાય તેવું કામ કરીશ નહિ ! મ્હારાથી જે દોષ થયો હોય, તે ક્ષમા કરજે, પ્રભુજી ! મને સહાય કરજે !" મધુરી એટલું બોલતાંજ મુર્છિત થઈ ગઇ. સુમને તેને ઉંચકીને પલંગપર સુવરાવી. પંખો લઇ પવન નાખતો બેઠો. થોડી વારે તે નિદ્રાધીન થઇ, એટલે પોતે રૂમનો દરવાજો બંધ કરીને ગેલેરીમાં આવીને ઇજીચેર પર વિચાર કરતો નિદ્રાવશ થઇ ગયો. પવિત્ર પ્રતિજ્ઞા લેવરાવીને હૃદયમાં આનંદ માનતો શાન્ત થઇ ગયો.

---

## પ્રકરણ ૧૯ મું.

### ભાવી-પ્રબંધ.

સત્ય, ધર્મ ને ન્યાય, એ ત્રણે ત્રિપુટીથી જગત ચાલે છે, પણ તેઓ જગમાયાના પડમાં એવી રીતે લુપ્ત રહેલાં છે, કે તે એકદમ પ્રકટી શકતાં જણાતાં નથી. અંતે તો કુદરત ખેલ ખેલીને જાહેર કરે છે, પરંતુ અનેક કાળ વ્યતિત થાય છે; અનેક સંભ્રમ ભેગા થાય છે, અને અનેક સંકટ સોસવાં પડે છે. કેવળ નિર્દોષ

માણુસ પર કલંક આવી અડે છે. કોઈ વેળા એ દુર્જન વેરીયોના પાપનો ભોગ થાય છે, અને કોઇ વેળા સંજોગનો ભોગ થાય છે; ગમે તેમ પણ ઉપલી ત્રણ વસ્તુ એક સાથે પ્રકાશ પામવી કઠણુ લાગે છે.

ઘણીવાર સાચી વસ્તુ અંધારામાં રહી જાય છે. સૂર્યની ગતિ જુઓ, સમુદ્રનો ભરતીઓટ જુઓ, વરસાદનો આભાસ જુઓ તો સ્પષ્ટ જણાય છે, કે તેનાં તેજ ને બળ ઘણીવાર છુપાં રહે છે, ને તેનો પાર પામવાનેયે કોઇ સમર્થ નથી.

આપણી દેશી પ્રજા કેવળ દૈવી માર્ગ પ્રતિ જોનારી છે. તેઓ ભગવત ભરૂંસે પોતાનું જીવન નાવ ચલાવે છે. સારૂં કે નઠારૂં, ભલું કે ભૂડું સર્વે પ્રભુથીજ થાય છે, ને તેનેજ સર્વ ચિન્તા છે. વિદેશી પ્રજા તેથી ઉલટુંજ માને છે. તેઓ પુનર્જન્મને માનતાં નથી, એટલે આ લોક કે પરલોકનાં કર્તવ્યોને ઉચ્ચ કે નીચ ગણુતાં નથી. માત્ર આ દેહે જે સુખ ભોગવાય, તે ભોગવી લ્હેવું; પણ અનીતિ, અન્યાય, કે ધર્મ–અધર્મવાળું લાગે તોય ભલે, પાપનો પસ્તાવો હૃદયમાં કરી લ્હેવો, એજ ધર્મ ને એજ મોક્ષ માને છે. આપણા ધર્મ પંથમાં તો અવતારસિદ્ધી સ્થપાયલી છે, એટલે જન્મ વિજન્મમાં આગલાં પાછલાં કર્મ ભોગવવા જ પડે છે, ને તેથી અવતાર લઇને એક બીજાનાં સંસ્કારી થવું પડે છે. શ્રી કૃષ્ણ પ્રભુએ અર્જુનને કહેલું છે કેઃ—

"કર્યાં કર્મ ભોગવવાંજ પડે છે. કર્મ એજ મુક્તિ છે, કર્મ કરવાથીજ સિદ્ધી મેળવી શકાય છે."

માણુસની ક્ષુલ્લક બુદ્ધિબળ કંઇ પરમાત્માની અનંત શક્તિઓને પહોંચી તો શું શકે, પણ જોવાનેયે સમર્થ નથી. જેણે અસંખ્ય જીવો ઉત્પન્ન કર્યાં છે, એવી મહાશક્તિ ધરાવનારની ગતિએ

પહોંચવું, એ કંઇ રહેલું નથી. માત્ર પોતાના ગુણ દોષ જાણવા આપણને અશક્ય થઇ પડે છે, તો પછી અનંતકાળ ને વિશાળ જગતને શી રીતે પહોંચાય? સુખ-દુઃખ એ તો જનમ મરણ સાથે જડેલુંજ છે. પ્રયત્નવાદીયો કહે છે, કે દુઃખ કદી પણ માણસને વળગવુંજ ન જોઇએ, દુઃખ લાવનાર ને માનનાર માણસ ખુદ પોતેજ છે, પોતે એવા પ્રકારની રીતિ-નીતિ ને રહેણી કરણી રાખે, કે તેમને નિરાશ થવું ન પડે, અસંતોષી બનવું ન પડે! જે કર્મ કરે, તેમાં આશાજ ન રાખે, તો દુઃખ શું? સંસાર અસારને મિથ્યા છે. આપણને જેટલો લાભ મળે તે લક્ષ્ય છે. આ સુત્ર પર પોતાના જીવનનો પ્રવાહ ચલાવે, તો દુઃખ શું? ધન ગયું, તે દુઃખ? પુત્ર મુવો તે દુઃખ? કે સ્ત્રી તજી ગઇ તે દુઃખ? ત્હારૂં શું હતું ને ગયું કે દુઃખ? માત્ર મૃગજળનો મહિમા છે.

મધુરી પોતાના દુઃખમાં રસબસ. થયલી અંતે નિદ્રાવશ થઇ! આહા! તેમાં તેણે શું શું જોયું? રામચંદ્રજી, **સીતા** માટે વનમાં ભટકતા રડતા જોયા! **સીતા**ને **અ**શોક વનમાં પતિ-વિયોગે રડતી નિહાળી! તરતજ એ પડદો બદલાઇ ગયો, અને **રામ-રાવણ**નું યુદ્ધ જોયું! વ્હાલા સ્વામીનો મેળાપ જોયો! **સીતા** ભેટવા જતાં **રામે** હાથ લાંબો કરીને અટકાવી, અગ્નિમાં દેહ સહિત પ્રવેશ કરી શુદ્ધ થઇને ભેટવા આજ્ઞા કરી. સતી **સીતા**ને અગ્નિમાતાયે વિશુદ્ધ કરી, અને તે ભેટી; અયોધ્યાગમન થયું. રાજ્યારોહણ થયું, ને અભાગી **સીતા**નાપર નિષ્કલંકજ અપવાદ આવ્યો. **રામે** તેને વિના વાંકે વનમાં પાછી મોકલી! આહા! તે વેળાનું સીતાનું રૂદન કેવું ત્રાસજનક થયું હશે? વિના વાંકે વ્હાલા પતિએ આ પવિત્ર પ્રમદાને તજી દેતાં કેવું આક્રંદ થયું હશે! પ્રભુને ત્યાં આ ન્યાય? **સીતા** જાણે જળમાં ડૂબી ગઈ, અને **મધુરી** તેને પકડવા

દોડી. સ્વપ્ન ઉડી ગયું, આંખ ઉઘડી ગઈ, અને ચોમેર જોયું તો જગત્ મિથ્યા ! આહા ! આ શું થયું હશે ? ડુબતી સ્ત્રીને બચાવવાનું પુન્ય સ્વપ્નામાં મળ્યું ? રાત્રી હજી બાકી હતી, એટલે પાછી સુતી– હજી તે ભ્રમણામાંજ હતી.

બીજા સ્વપ્નામાં તે જળભૂમિકામાં ઉંડી ઉતરી. નાગપ્રદેશમાં ચાલી ગઇ. ત્યાં એક અઘોર જંગલમાં, પહાડી પ્રદેશમાં, જીર્ણ પર્ણ– કુટીમાં એક સૌંદર્યવતિ રમાને, એક વૃદ્ધ પુરૂષની સેવા કરતી જોઇ ! પુરૂષ વ્યસની હતો. તેને સોમરસ પીવાની ટેવ હતી. તે ઉપર મચ્છ ભક્ષણ કરતો હતો. અને તે પછી ગાંજાનો દમ મારતો હતો. અંધ સુરદાસ હતો. સિદ્ધી પામ્યો હતો. સંસારથી વિરક્ત હતો. તે છતાં આ કોઇ કુલાંગના તેનું સેવન કરતી હતી; પતિ વૃદ્ધ કામ· વાસનાથી વિરક્ત, સંસાર વૈભવથી વિહીન, દુરાચારી અને વગડામાં નિવાસ હતો. તે છતાં આ સુંદર યૌવન પ્રભાવાળી પ્રમદા તેને પુજતી હતી, પોષતી હતી, પાળતી હતી.

તેના દ્વારમાં અતિથી આવ્યો, અલેખ જગાવ્યો, પણ પતિ– સેવામાં નિમગ્ન રહેલી સુંદરી આતિથ્ય કરવાનું ચુકી–અતિથિએ શ્રાપ આપ્યો, કે “ દ્વારની બહાર ડગલું દેતાંજ અગ્નિ પ્રકોપ પ્રાપ્ત થજો. ” આ વચનો ત્યાં મુકીને અતિથી ચાલ્યો ગયો. મધુરીને દયા આવી, કે રખે બિચારી પેલી બાઇ બળી જાય ! તે વ્હેલી વ્હેલી અંદર પર્ણકુટીમાં કહેવા ચાલી–પણ દરવાજા નજીક જતાંજ અગ્નિ પ્રકટી, ને મધુરી અટકી પડી ! તે દુર ખસી ગઇ. એવામાં સામેથી પેલી સ્ત્રી બહાર આવવા લાગી–મધુરીને બહુજ દુઃખ થયું કે, હમણાંજ આ ભલી સ્ત્રી બળી મરશે ! અરેરે, પેલો વૃદ્ધ સુરદાસની શી ગતિ થશે ?

મધુરીની વાત મનમાંજ રહી. જેવી પેલી સ્ત્રી, દ્વાર નજીક આવી, તેવી અગ્નિ પ્રકટી. સતીએ કમંડળમાંથી જળ છાંટવા માંડયું,

ને અગ્નિ ન્હાસવા માંડી. થોડે દુર અગ્નિમાંથી શક્તિ પ્રકટી, ને સતીની ક્ષમા ચાહી !

મધુરી વિસ્મય થઇ ગઇ ! અને સતીને પગે પડીને આશ્રય માગ્યો. આ વાતનો ભેદ જાણવા માગ્યો; સતીએ કહ્યું, કે—

" આ સર્વ પતિ–સેવાના પ્રતાપ છે, માટે દરેક સ્ત્રીયોએ પતિ–પ્રેમ સંપાદન કરવો. તું પવિત્ર છતાં ડગમગતી વાદળી જેવી બની છું. તેં પતિ પ્રેમનો તિરસ્કાર કર્યો છે, માટે હવેથી પુનઃ પતિનો પ્રેમ સંપાદન કરીશ, તો જન્મ મરણના ફેરામાંથી મુક્ત થઇશ. સાંભળ, હું તને સ્ત્રીધર્મ સમજાવું ! મ્હારા સ્વામીનાથ પ્હોડી ગયા છે, એટલે મને આ માનવ ધર્મ બજાવવાનો વખત મળ્યો છે. હું વૃદ્ધ પુરૂષની પત્નિ છતાં મને તેના પર અભાવ થયો નથી. હું પીંડને પુજતી નથી, પણ પ્રભુરૂપ સ્વરૂપને પુજું છું. હું કાયા–માયાનાં સુખ ઇચ્છતી નથી. મને કામ–વાસનાની ઇચ્છા નથી. હું ઐહીક સુખ ઇચ્છું છું. વૈકુંઠનાં પવિત્ર સુખ મેળવવાની મને ઇચ્છા છે. જો સાંભળ. હું તને એક વૃતાંત સંભળાવું. " હે સુવ્રતા ! જગતમાં દુઃખી મનુષ્યો ઘણાં હોય છે. પણ તેમાં દુઃખીને દુઃખીનો સમાગમ થાય છે, ત્યારે તેઓ પરસ્પર પોતાના દુખના ઊભરા પુરેપુરા બહાર કાઢે છે. ધૈર્ય ધર, આં તારા દુઃખની વાત સાંભળીને મારી કેટલીક કથા અને જમતી વેળાની ઉદાસીનું કારણ પણ હું તને કહીશ. હે તરૂણી ! આ જગતમાં સૌથી મોટામાં મોટું બંધન પ્રીતિબંધન છે. પ્રીતિ-બંધનમાંથી એકાએક છુટી શકવાને સમર્થ પુરૂષો પણ નિર્બળ થઇ જાય છે, તો પછી એવા બંધનને કારણ વગરજ સહજમાં તોડીને કોઇ જુદું થઇ જાય, એ નહિ માનવા જેવું છે. કઠણ વાંસને કોરી કાઢનારો ભ્રમર પણ પ્રેમબંધનને લીધેજ કમળના સુકુમાળ કોશમાં બંધાઇ જાય છે. એ કેવું પ્રેમબંધન ? પરંતુ એવા સુદૃઢ પ્રીતિના

બંધનને પણ ચિત્તવિક્ષેપ ક્ષણભરમાં તોડી નાંખે છે. ચિત્તવિક્ષેપ પ્રીતિને વિષે અસંતોષ ઉપજાવે છે, અને એથી પ્રીતિનું સુદૃઢ બંધન આપોઆપ નીર્બળ થઇ જઇને તુટી જાય છે. તું કહે છે કે તારો ભર્તાર અર્ધ રાત્રે કશા કારણ વગરજ તારો ત્યાગ કરીને ચાલ્યો ગયો છે. આશ્ચર્ય. એમ બને નહિ. એમ થવાનું કારણ મારા ધારવા પ્રમાણે તુંજ છે. તારી તરફથી કંઇ અસંતોષ થવાથીજ તારો પતી તને તજીને ચાલ્યો ગયેલો હોવો જોઇએ."

"સ્ત્રી અને પુરૂષ એ બન્ને સંસાર રથના ચક્ર જેવાં છે. જેમ એક ચક્રથી ( પૈડાથી ) રથ આગળ ચાલતો નથી. પરંતુ તેને બન્ને ચક્રની જરૂર પડે છે. તેમજ સંસાર વ્યવહાર પણ સ્ત્રી અને પુરૂષ એ બન્નેના પરસ્પર સહાયકપણાથી સારી રીતે ચાલે છે. વ્યવહારનું બંધારણ, યોગ અને ક્ષેમ એ બે વિષયોને આધારે ટકી રહેલું છે. યોગ કહેતાં પરિશ્રમ કરીને વસ્તુને સંપાદન કરવી તે. એ કામ મુખ્યત્વે કરીને પુરૂષને માટેજ નિર્માણ થયેલું છે. ક્ષેમ કહેતાં મેળવેલી વસ્તુનું યથોચિત્ત રીતે ઉપયોગ કરવો તે. આ કામ બહુધા સ્ત્રીજાતિને માટેજ નિર્માણ કરવામાં આવ્યું છે. આ ઉભય કાર્ય કે જેના ઉપર અર્થશાસ્ત્રનો તમામ આધાર રહેલો છે. તેવું મહત્વ ભર્યું કામ સ્ત્રીપુરૂષ એમ ઉભયની સહાયતાથીજ પાર પાડી શકાય છે. તેમાં પણ યોગ કરવા કરતાં ક્ષેમ કરવામાં વધારે ડહાપણની જરૂર છે. અને તે કામ સ્ત્રીના અધીકારનું છે. સચ્ચરિત્રશાળી સ્ત્રી આકાર્ય પુર્ણ કુશળતાથી કરે છે. અને જે સ્ત્રી વ્યવહાર કુશળ હોય છે, તે પોતાના પતિના કુળને ઉન્નતિમાં આણે છે. સાસુ સસરાની સેવા કરવી. પોતાને જે કંઇ ઘરેણું ગાંઠું તથા અન્નપાન મળતું હોય, તેટલા ઉપર સંતોષ રાખવો. પોતાને ત્યાં આવનાર સગાસંબંધીનીઓનો સારી રીતે સત્કાર કરવો. વાતચીત કરતી વ-

ખતે પ્રસન્ન મુખથી વાતચિત કરવી. પારકા કજીઆમાં પડવું નહિ. પરન્તુ પોતાથી બને તો સારી સમજણ આપીને તેનું સમાધાન કરવું. ઝીણાં વસ્ત્રો કે જેમાંથી અંગો દેખાય, તેવાં વસ્ત્રો પહેરવાં નહિ. પરન્તુ સઘળાં અંગો ઢંકાય, તેવાં વસ્ત્રો પહેરવાં. ઊંચે સાદે બોલવું નહિ. ખડખડાટ હસવું નહિ. દરરોજ પ્રભાતમાં પતિની પહેલાં ઉઠવું. અને પછી પોતાના છોકરાને ઉઠાડી આંખ મોઢું ધોઇને વડીલોની પાસે પ્રણામ કરવા મોકલવાં, કારણકે તેમ કરવાથી છોકરાંઓ વિવેકી બને છે, તથા વૃદ્ધોના આશીર્વાદથી તેઓના આયુષમાં વધારો થાય છે. અનાજ વિગેરે ખોરાકની જાતેજ તપાસ કર્યા કરવી. વસ્ત્રો ઝીણાં અથવા તો જાડાં પોતાની શક્તિ પ્રમાણે પહેરવાં. પરન્તુ મેલાં ગંધાતાં અને વાસ મારતાં પહેરવાં નહિ. દરરોજ ધોયેલાં સ્વચ્છ વસ્ત્ર પહેરવાં; વિગેરે સ્ત્રીઓનો વ્યવહાર ધર્મ બહુ ઉત્કૃષ્ટને ઉન્નતિમાં આણનાર છે. ગ્રહરાજની • શોભાને સ્વચ્છતાનો સર્વ આધાર પતિ કરતાં પણ સ્ત્રીના ઉપર વધારે છે. સ્ત્રીએ ઘરના કામકાજમાંથી પરવાર્યા પછી પતિ સેવામાં તત્પર થવું. પતિ બહારના કાર્યથી પરવારી સાયંકાળે ઘેર આવે, ત્યારે તેને પીવાને પાણી અને બેસવાને આસન આપવું. ભોજન કરવા બેસે, ત્યારે નવનવી રસોઇ બનાવીને જાતે પીરસવી; પરન્તુ તે વખતે દુઃખની અથવા તો પોતાના ઘરેણાંગાંઠાંની વીગેરેની વાતો કરીને પતિને કંટાળો આપવો નહિ. પતિ સેવા એજ સ્ત્રીઓનો પરમ ધર્મ છે. વ્રત ઉપવાસ તથા બીજાં સર્વ ધર્મ કૃત્યો પતિની સેવાથીજ સફળ થાય છે. સીતા, દમયંતી, દ્રૌપદી, સાવિત્રી, વિગેરે સતિ સ્ત્રીઓ પોતાના ઘરમાં હજારો દાસીઓ છતાં પણ જાતેજ પતિ સેવામાં રાતદહાડો તત્પર રહેતી હતી; એટલુંજ નહિ, પરંતુ પતિના દુઃખમાં ભાગ લેવા માટે સતિ સીતાએ રાજ્ય સુખનો એકદમ ત્યાગ કરીને રામ સાથે

વનવાસ વેઠવાનું પણ અંગીકાર કર્યું હતું. દ્રૌપદીએ પણ પાંડવોની પાછળ છાયાની પેઠે વનમાં રખડી રઝળીને તેઓના દુખમાં ભાગ લીધો હતો. અને સ્ત્રીઓના પતિવ્રત્ય ધર્મનું પવિત્ર ચરિત્ર આ જગતમાં લાંબા વખત માટે મુકી ગઇ છે. સ્ત્રીઓનાં પ્રતિવ્રત્ય ધર્મને લીધેજ મોટમોટા મુનીશ્વરો પણ સ્ત્રીઓના ચરણની પવિત્ર રજને પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે. સ્ત્રીઓને સર્વ ધર્મમાં પતિ સેવા એજ મુખ્ય ધર્મ છે. અને તેમાં તેનું પરમકલ્યાણ સમાએલું છે. હે સાધ્વીઓ! આવો પતિવ્રતાનો ધર્મ સાંભળીને તમારા મનમાં કદાચ શંકા થશે કે, નિસ્વાર્થપણે પોતાના ક્ષુધાદિક તજી દઇને સેવા કેમ થઇ શકે? અર્થ વગરની સેવાનું પ્રયોજન શું, તે સાંભળ? પોતે પોતાના મનથી પોતાના સેવ્યની સેવાની અર્થે સ્વસુખાદીકનો ત્યાગ કરવાથી તે સુખાદિક નાશ પામતાં નથી, પણ ઉલટાં વૃદ્ધિ પામે છે. વધારે તો શું, પણ એ સેવા પોતેજ સર્વાંગે સુખરૂપ છે. એટલુંજ નહિ પણ તેનું પરિણામ પરમ અવિનાશી સુખરૂપ છે. સેવા જો કે દેખાતી સેવ્યનેજ સુખ કરનારી છે, પણ તેમાં સેવકના સર્વ સુખોનો સમાવેશ થાય છે. તાત્પર્ય એટલુંજ સમજવાનું કે જેમ ભક્તજન પોતાના સેવ્ય શ્રીહરીને સારૂ ઉત્તમોત્તમ સ્વાદિષ્ટ સામગ્રી સીદ્ધ કરીને તેમને નિવેદન કરે છે. પણ પછી તેનો પુણ્યરૂપ પ્રસાદ પોતાના સ્નેહિ સજ્જનો સાથે જમીને પોતે પરમસુખનો અનુભવ કરે છે. એમાં સામગ્રી સીદ્ધ કરીને સેવ્ય ભાવથી શ્રીહરીને સમર્પણ કરવાનું ગર્ભિત ફળ તેનેજ મળે છે; અને તેથી જે આનંદ થાય છે તેની બલિહારી શું ગાઉં? મેં માત્ર સેવાના ઐહિક સુખનુંજ એટલેજ કે સેવા સ્વતઃ સુખરૂપ છે. તેનુંજ દિગ્દદર્શન કરાવ્યું છે. તેવી જન્મપર્યંત કરેલી સમસ્ત સેવાનું ફળ તો એટલું બધું અમુલ્ય છે, કે જેનું વર્ણન મારી જીભે થઈ શકે તેમ નથી. મન વાણી અને

કાયા એ ત્રણે સાધનોથી પોતાના સ્વામીની સેવા કરે, તેજ ખરો સેવક, અને તેજ ખરી સતી. જે સ્ત્રીનું આ વૃતાંત મેં તને કહેવાનો આરંભ કર્યો છે. તે સર્વાંશે તો નહિ, પરન્તુ બહુધા પતિવ્રતા હતી. તેણે પોતાના દેવરૂપ સ્વામીને સેવાથી સંતુષ્ટ કર્યો હતો. અંતઃકરણમાં તેનેજ પોતાનું સર્વસ્વ, પોતાનું દૈવત અને પોતાનો પ્રભુ માનતી હતી. આત્મા કરતાં પણ તેને અધિક પ્રીય ગણતી હતી. મનસા વાચા કર્મણાથી સદા તેનેજ સંતુષ્ટ રાખતી. પતિના સુખે સુખી અને આનંદે આનંદી હતી. પતિને કંઇ પણ ઓછું લાગે, તેવું પોતાના મુખથી બોલતી નહિ. તે સદાજ અતિ હિતકારી ને સાચું છતાં બહુ પ્રીય લાગે એવી મંજુલવાણી વદતી. શરીર પણ રાત્રી દિવસ સ્વામી સેવામાંજ તેણે નિયત કરી દીધેલું હતું. સ્વામીની આજ્ઞાનું અસ્ખલિત પાલન કરવું અને તે પોતાનું પ્રથમ કર્તવ્ય સમજતી હતી. પોતાના પિતાને ત્યાં સધનતા હોવાથી ત્યાં તેણે અનેક રાજસી વૈભવો ભોગવેલા એટલે તેની મનોવૃત્તિઓ બહુ રજોગુણી થયેલી હતી, તથાપિ પરમ સત્વશીળ અને ઋષિ ધર્મ પાળતા એવા પોતાના વિદ્વાન સ્વામીનો નિત્ય સહવાસ થતાં તે સર્વાંગે બદલાઇ ગઇ હતી. સત્વગુણી થઇ હતી. પોતાના સ્વામીની પેઠે **यदृच्छा लाभ सतुष्टः** જે મળે કે જે હોય તેમાં સંતોષ માનીને કામ ચલાવતી હતી. હે સાધ્વીઓ! તમે જાણો છો, કે ઘરસંસારમાં કોઇ વસ્તુ વગર તે ચાલે તેમાં જોઇની કઈ વસ્તુ દ્રવ્ય વિના મળે છે. સંસારમાં ડગલે ડગલે દ્રવ્યની સત્યાવશ્યકતા પડે છે. દ્રવ્ય વગર ગૃહસ્થાશ્રમ ચલાવવો, એ ભાંગેલાં પૈડાંથી ગાડું ચલાવ્યા સરખું છે. તેવે પ્રસંગે જે હોય તેમાંજ સંતોષ માનીને રહેવું. એ સામાન્ય પુરૂષ કિંવા પ્રાકૃત વિલાસે રઘુ સ્ત્રીથી બને એમ નથી. એ રિતીથી તો સદસદ વિચારવાન વિવેકીને વૈરાગ્યશીળ દંપતીજ વર્તિ શકે

છે. તે સ્ત્રીનો પતિ સૌ સૌ વાતે યોગ્યજ હતો. પરન્તુ તેની સ્ત્રીનું મન તૃષ્ણાતુર હતું. કોઇ કોઇ વાર પોતાના દ્રવ્યહિન લુખા ગ્રહ સંસારથી તે સ્ત્રી બહુજ કંટાળતી, અને સ્ત્રી સ્વભાવને વશ થઇ પોતાનો ઊભરો સ્વામીની આગળ ખાલી પણ કરતી. સ્વામી બહુ બહુ દ્રષ્ટાંતો અને સિદ્ધાંતોથી તેને સમજાવી શાંત કરતો, ને કહેતો, કે સાધ્વી આપણે સામાન્ય મનુષ્યની પેઠે માત્ર ઘરસંસાર ભોગવવામાંજ આપણા આ ઉત્તમ જન્મનું સાર્થક્ય સમજવાનું નથી, પરંતુ ભગવત્પ્રાપ્તિ કરીને આ જન્મ મરણ રૂપ ભવસાગરમાંથી તરી જવા માટે મહાન પુરૂષાર્થ કરવાનો છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

બ્રાહ્મણનું ખોળિયું શુદ્ર વિષય ભોગવવા માટે નિર્માણ થયું નથી; પરન્તુ તે તો જ્ઞાન અને તપ માટે તથા મરણ પછી મોક્ષ માટે નિર્માણ થયું છે.

વ્યર્થ ચિંતા શાંને કરે છે? તું લક્ષ્મીની લાલસા શા સારૂ કરે છે? તે મોહમાં નાંખીને ખસી જનારી છે. માટે લક્ષ્મીને તજી લક્ષ્મી પતિનું સ્મરણ કર, જેથી આપણું શીઘ્ર કલ્યાણ થાય. અને આ સંસાર રૂપ રઘવાયા અવગ્રહનો અંત આવી જાય. સ્વામીના માન માટે તુરત તો તે સ્ત્રી સર્વ મનોવૃત્તીઓને ઉપરથી દબાવી દેતી, પણ અંદરથી તેનું મન વાળ્યું વળતું નહિ. આવું ઘણીકવાર થતાં તેના સ્વામીને બહુ ખેદ થતો, ને સંસારની માયાંમાં લચીપચી રહેલી સ્ત્રીના સહવાસથી પોતાના ઉભય લોકને બગાડશે અને પોતાના પરમાર્થ લાભમાં અંતે પથ્થર પડશે, માટે હવે શીઘ્ર, નિસંગ થઇ જવું, એવો તેને નિશ્ચય થયો હોવો જોઇએ; અને તેથી એક દિવસે પ્રાતઃકાળે તે પતિવૃતાએ તેનો સ્વામી સ્નાન સંધ્યાથી પરવારી શીવપુજન કરવા સારૂ નગરથી થોડેક દુર આવેલા શિવાલય પ્રતિ જવાને ઘરમાંથી નીકળ્યો તે વેળા કહ્યું.

વહેલા પધારજો. ત્યારે તેણે કિંચિત હસવા સાથે ઉત્તર દીધું. તારે દ્રવ્યની બહુ અપેક્ષા છે, તો તે પુર્ણ કરવા માટે મારો વિચાર છે કે હું ભગવાન શંકરને પ્રાર્થના કરીશ. એ કારણથી મને આવતાં વિલંબ થાય તો તારે ગભરાવું નહિ, એટલું કહીને તે પવિત્ર પુરૂષ યથેચ્છપણે ચાલ્યો ગયો, તે ફરીને આજદીન સુધી પાછો આવ્યોજ નથી. જુવો આ સ્ત્રી સ્વભાવનો મહિમા ! તે સ્ત્રીતો અદ્યાપિપર્યંત એમજ કહે છે કે મેં મારા સ્વામીનાથને યત્કિંચિત પણ દુભ્યા નથી. પણ કોણ જાણે એમના મનમાં શુંએ આવ્યું હશે કે જેથી તે ચાલ્યા ગયા છે. પરંતુ તે સ્ત્રીને મનમાં તો એવો અનિવાર્ય પશ્ચાતાપ થાય છે, કે મેં અભાગિણીએ હાથે કરીનેજ મારા પતિનો સદાનો વિયોગ વ્હોરી લીધો છે; એમાં એ મહા પુરૂષનો કશો પણ વાંક નથી. અસ્તુ. સ્વામીના ગયા પછી નિત્ય નિયમ પ્રમાણે હમણાં ઘેર આવશે. એમ સમજીને તે સ્ત્રી રૂડી રીતે રસોંઈ તૈયાર કરીને પતીની વાટ જોતી બેઠી. મધ્યાન્હ વીતી ગયા. અપરાહ વેગા થઇ. સંધ્યાકાળ પણ મટી ને રાત્રિ પડી, તોય તેના સ્વામી આવ્યા નહિ. તે સ્ત્રી બહુ ચિન્તાતુર થઇ ગઈ. તેના મનમાં મોટો ધ્રાસ્કો પડયો. હૃદય બહુ વ્યાકુળ થઇ ગયું. પોતાના સ્વામીના સ્નેહિઓ જેઓ તેનો નિત્ય સત્સમાગમ કરવા આવતા, તેઓદ્વારા તેણે શિવાલય અને બીજા અનેક સ્થાનોમાં તે મહાત્માની શોધ કરાવી. પણ તેનો પત્તોજ મળ્યો નહિ. પછી મહા શોકાકુલ થઇને તે ગાઢું રૂદન કરવા લાગી. તેનું કલ્પાંત સાંભળી એકઠાં થયલાં કેટલાંક સગાંસ્નેહીઓએ ને આડોસીપાડોસીએ બહુ બહુ રીતે સમજાવીને તેને ધીરજ આપી. પણ તેનું મન કેમ વળે ? અંતરનો ઘા કેમ સહન થઇ શકે? રાંધ્યાં રજક રહ્યાં. સઘળું અન્ન ગાયને ખવરાવી દઈ તે રાત્રી તે સ્ત્રીએ નિરાહારમાં ગાળી કાઢી. બીજે દિવસે પણ ભોજન

કર્યું નહિ. ત્રીજે દિવસે પણ સ્વામી યોગના શોકથી ભોજન વિના રૂદનમાંજ વ્યતિત કર્યો. લોકોએ તેને ઘણીક રીતે સમજાવી, પણ તે એકની બે થઇ નહિ; તેણે પોતાનો નિશ્ચય કહી બતાવ્યો, કે પતિવ્રતા સ્ત્રી પોતાના સ્વામીને જમાડયા વિના કદી જમતી નથી. પોતાના સ્વામી વિના એકલી રહી શકતી નથી. જ્યારે મને મારા સ્વામીનાં દર્શન થશે, ત્યારેજ હું ભોજન કરીશ. લોકોએ કહ્યું, તું કહે છે તેવોજ સતિ ધર્મ છે.

પરંતુ અન્ન સમાન પ્રાણ છે. તેવા અન્નનો ત્યાગ કરવાથી થોડાજ દીવસમાં મરણ શરણ થવું પડે છે. પોતાની ઇચ્છાથી ચાલ્યો ગએલો તારો સ્વામી કયારે આવશે, એનો કેમ નિશ્ચય થઇ શકશે, ને ક્યાં સુધી ભુખી રહેશે ! આહાર વિના આ કલિયુગમાં મનુષ્યથી જીવત ધારણ કરી શકાય નહિ. પૂર્વે થઇ ગએલી સતીઓ ત્રેતાયુગની મહાસતીઓનું અનુકરણ કરવાનો આગ્રહ મુકી દઈ કાલાંતરે પણ તારા સ્વામીને મળવાની આશા હોય, તો હઠ મુકીને તેને મળવાનોજ પ્રયત્ન કર. સ્વામી વિના ભોજન કરતાં તારો નિયમ ભંગ થતો હોય, તો ફળાહાર કર; અને તે પણ મધ્ય સમય વિત્યા પછી એટલે ત્રીજા અથવા ચોથા પ્રહારમાં ભોજન કરી પુરણ કરીશ, તો સ્વામીનાં ભોજન કર્યા પુર્વે ભોજન કરવાના દોષથી તું મુક્ત થઇશ. વિદેશ ગએલા સ્વામીની સ્ત્રીએ મધ્યાન કાળ વિત્યા પછી ભોજન કરવું, એમ શિષ્ટ જનોએ કહેલું છે. સગા સંબંધીઓએ એ પ્રમાણે કહ્યું. અને પોતાના સ્વામીના મુખથી પણ એવાંજ વચન પૂર્વે તેણે ઘણીકવાર સાંભળેલાં હોવાથી તેણે સૌનું કહેલું સત્ય માન્યું. ચોથે દીવસે તેણે ફળહાર કર્યું. તે દીવસથી નિત્ય મધ્યાન વિત્યા પછી તે સ્ત્રી માત્ર એકવાર ફળાહારજ કરે છે. તેણે શરીરપરથી સૌભાગ્ય શણુગાર શિવાય બીજા બધા શણગાર કાઢી નાંખ્યા,

શયન પણ માત્ર એકજ વસ્ત્રે ભૂમિપર પાથરીને કરવા માંડયું. નિત્ય પ્રતિ સ્વામીનીજ ઝંખનામાં અને સ્મરણમાં તેણે જેમ તેમ કરી છ માસ ગાળ્યા. પરંતુ સ્વામીનું દર્શન થયું નહિ. તેનાં મનની વિહળતાનો પાર રહ્યો નહિ, દિનપ્રતિદીન સ્વામી વિના અન્યનું તેણે સ્મરણ કે મનન નહોતું તેજ સર્વસ્વ હતું. તેના સ્વામીનો અતી પ્રીય મિત્ર આવો પ્રકાર જોઇ બહુ ચીંતામગ્ન થઇ ગયો. તેણે પોતાના એ વિદેશી મીત્રની ગાઢ સંગતથી ને સેવાથી ઘણી નિપુણતા મેળવી હતી; તેથી તેણે એ વેળાએ ધીરજ ધરી, તેના આત્માને બહુ સંતોષ આપી કહ્યું—હે બહેન ! હવે તું ધૈર્ય રાખ ? તારા સ્વામી મને મારા આત્મા કરતાં પણ અધીક પ્રીય છે, તેથી તેનો શોધ કરવા માટે હું પોતેજ જઇશ; અને પ્રભુ કૃપાએ ગમે તેમ કરી, ગમે ત્યાંથી પણ એને શોધી કાઢીને તારો સમાગમ કરાવીશ: એ માટે હું અત્યારથીજ સર્વ ઐહિક સુખોનો ત્યાગ કરૂં છું, ને તીવ્ર તપીઓ ધારણ કરૂં છું. જે યોગ મારા પ્રીય મીત્રનો સમાગમ થશે ત્યારેજ ઉતારીશ, નહિ તો તપશ્ચર્યા વડે આ દેહને તજી દઇને પરલોકમાં તેની વાટ જોઈશ. એવી દૃઢ પ્રતિજ્ઞા કરી બીજેજ દીવસે તે દૃઢ મનનો પ્રેમાળ મિત્ર તૈયાર થયો, ને તે સ્ત્રીના સ્વામીની શોધ માટે ત્યાંથી ચાલી નીકળ્યો. પ્રથમ તેણે દક્ષિણ દિશામાં તાપી, ગોદાવરી, ચંદ્રભાગા, કૃષ્ણા, કાવેરી ઇત્યાદિ સર્વ પવિત્ર સરિતાઓપરના તીર્થો ને ત્ર્યંબક, ઋષ્યશૃંગ, કાંચીપુરી, રામેશ્વર ઇત્યાદિ ક્ષેત્રો જોયાં. તે પ્રત્યેક ક્ષેત્રના વાટઘાટમાં ફરીફરીને પોતાના મિત્રને શોધ્યો. પશ્ચિમમાં ગીરનાર, પ્રભાસ, દ્વારિકાં, નારાયણસર આદિ ક્ષેત્રો જોઈ વળીને ત્યાંથી સિદ્ધક્ષેત્ર, મધપુરી, હરિદ્વાર, કેદાર, બદરિકાશ્રમ અને ગંગોત્રી સુધીના સ્થાનો સારી પેઠે શોધ્યાં. પછી ત્રીવેણી (પ્રયાગ) અયોધ્યા અને બીજાં અનેક તીર્થો શોધ્યાં, પણ તે મિત્રની કયાંયે

ભાળ મળી નહિ, ત્યારે થાકીને તેણે અરણ્યો તથા પર્વતોમાં આવેલી તપસ્વીઓની ગુફાઓ અને ઋષિઓના આશ્રમો શોધવાનો વિચાર કર્યો. પ્રથમમાં સૌથી મોટું ક્ષેત્ર વારાણુસી કે જે મુક્તીપુરી ગણાય છે. અને આત્મ કલ્યાણ ઇચ્છાવાળા મુમુક્ષુઓ, તેમજ જીવનમુક્ત મહાત્માઓ પણ તેને મોક્ષ સાધન કરવા યોગ સ્થાન સમજીને ત્યાં નિવાસ કરે છે, તેથી બહુ સાવધપણે તેને શોધતો શોધતો તે વિયોગી યોગી અહીં આવ્યો છે. આ પુણ્ય જળ વહન કરતી સ્વર્ગની સીઢી સરખી શ્રીમતિ ભાગીરથીના સઘળા ઘાટ તથા ક્ષેત્રમાં વસતા મહાત્મા પુરૂષોનાં પ્રત્યેક સ્થાન તે જોઇ વળ્યો છે. પણ પોતાના પ્રીયનો પત્તો લાગ્યો. નહિ. ત્યારે અંતે થાકી નિરાશ થઇને ઘણા મોટા વમળમાં પડે તો તે પ્રસિદ્ધ એવા મણિકર્ણીકાના ઘાટ ઉપર પોતાના સરખી દુખિઆરી બે દ્વિજપુત્રીઓ સાથે સુખ દુઃખની વાતો કરતો અહુણાં તે બેઠો છે. આ છેલ્લાં વાકયો બોલતાં બોલતાં એ બોલ યોગીની સ્થીતિ પુનઃ ઘણી દુઃખમય થઇ ગઇ. એ વેળા પેલી બે સ્ત્રીઓની પણ એજ દશા હતી, તે તો વળી એટલા મોટા અચંબામાં પડી ગઈ કે અહા ! જે વિયોગિણી સ્ત્રીની આપણે વાત સાંભળી તેના પતિને શોધવા માટેજ જેણે યોગ ધારણ કરેલો છે, એવો તેનો મિત્ર તે શું આ પોતેજ. અહો! શી તેની ધીરતા, કેવી તેની સાચી મૈત્રી, ને કેવો તેનો ઉત્કટ પ્રેમ ! ધન્ય છે એવા મિત્રને કે જેણે પોતાના એક મિત્રને શોધી કાઢવા સારૂ આખાં આયુષનો ભોગ આપવાનો સંકલ્પ કીધો છે. અને પોતાના સકોમળ દેહને તીવ્ર તપશ્ચર્યા વડે તેમજ તીર્થતીર્થ, ગામેગામ ને ઠામેઠામ ભટકીને શોધવામાં મોટા પરિશ્રમ વડે કષ્ટ દઈ રહ્યો છે! એટલામાં પોતાના મનને મોટા બળથી વારીને ધીરજથી તે તપસ્વી પાછો બોલી ઉઠયો. જુઓ આ તમારા સ્ત્રીઓના સ્વભાવનું પરિણામ! તમારી પણ તે

મારા મિત્રની સ્ત્રીની પેઠે કોઈ જાતની ભૂલ હશેજ કે જેને પરિણામે તમે ભર્તૃવિયોગીણી થયેલ છો. અસ્તુ. હવે તેને સારૂ મનમાં બહુ પશ્ચાતાપ ના કરતાં પ્રભુની ક્ષમા માગો, સ્વસ્થપણે વ્રત આચરો, કલ્યાણ ઇચ્છો, મન કામના સફળ થશે. પતિ વિયોગીણી સુશીલ સ્ત્રીઓ ઇન્દ્રિય દમનવ્રત આચરે છે. પતિ એજ સ્ત્રીનું દૈવત, પતી એજ ગુરૂ, પતી એજ સ્ત્રીનું સર્વસ્વ છે. શંકરથી અને વિષ્ણુથી પણ સ્ત્રીને તો પોતાનો પતીજ અધીક છે. જે સ્ત્રી લક્ષ્મી જેમ શ્રીહરીની સેવા કરે છે, તે લક્ષ્મીની પેઠે પોતાના પ્રભુરૂપ પતીની સાથે શ્રીહરીના લોક ( વૈકુંઠ ) માં વસીને આનંદ પામે છે. **या पतिं हरिभावेन भजेच्छ्रीरिव तत्परा । हर्यात्मना हरेर्लोके पत्या श्रीरिव मोदते ॥** લક્ષ્મીજી જેમ હમેશાં વિષ્ણુને ભજે છે. તેમ જે સ્ત્રી સાવધાન થઈ પોતાના પતિને ઇશ્વરરૂપ માનીને તેની તો સેવા કરે છે. તો લક્ષ્મીજી અને વિષ્ણુરૂપ થએલા પોતાના પતીની સાથે પરલોકમાં આનંદ ભોગવે છે. એવા પતીનો વિયોગ પામેલી કયી સ્ત્રી એકલી છતાં સુખ વૈભવ ભોગવવાની કામના કરે ? સ્ત્રીએ તો સર્વ વસ્તુ પતિની પ્રસાદિરૂપેજ વાપરવાની છે. અર્થાત પતીને નીવેદન કર્યા વગરની વસ્તુ તે અપ્રસાદી છે, ને તેનો ઉપયોગ પતિવ્રતાઓ કરતી નથી. આવા નિયમવાળી પતીવ્રતાઓને પ્રભુ કૃપાથી પતિનો વિયોગ થતો નથી. અને કર્મ સંયોગે કદાચ થયો, તો તે વડે આપોઆપ ઇન્દ્રિય દમન વ્રત સીખાવાથી શ્રી હરી પ્રસન્ન થઇ તેઓનો વિયોગ સદાને માટે દુર કરે છે. મારા મિત્રની સ્ત્રીએ એવાજ પ્રકારનું વ્રત આચર્યું છે. અને તેના બળથી મને સંપુર્ણ શ્રદ્ધા છે કે શ્રી હરી પરિણામે અવસ્ય મને મારા મિત્રની ભેટ કરાવશે. ભગવત્કૃપાએ અને તેના સૌભાગ્યના બળથી તે મુમુક્ષ મિત્ર અદ્યાપી કુશળ પણ હશેજ; એવું મને અનુમાન થાય છે. પણ તે સાથે આશ્ચર્ય સહિત સંદેહ પણ એટલો

મોટો થાય છે, કે જે માટે મારા મનને ઉત્તર મળી શકતો નથી. મારા મિત્રની અપરાધીની સ્ત્રી પોતાના પતિના વિયોગથી પ્રાણાર્પણ માટે નિશ્ચય કર્યો છે. ને કોઇ પણ સ્થળે મને ચેન પડતું નથી. ત્યારે આટઆટલો લાંબો કાળ એકલવાઇ સ્થીતિમાં ગાળ્યાં છતાં તેને પોતાને એ વિયોગ દુઃખ કંઈ નહિ લાગતું હોય ?

એ મહાવિરહાગ્નિ તેનાથી કેમ સહન થઇ શકતો હશે? તેની દાસીરૂપ નિરઅપરાધીની અબળાને એક પ્રેમપાત્ર શિષ્ય અથવા દાસરૂપ મિત્રને તે તદન વિસરી ગયો. કૌતક તેના પ્રત્યેક કાર્ય સમયે તેની પ્રત્યેક મનોવૃત્તિને આધીન થઇ તેની સેવામાં ક્ષણેક્ષણ તત્પર રહેનાર એવા તેના સ્વજનનું પણ તેને સ્મરણ નહિ થતું હોય ? તેને ક્ષણેક્ષણને એકએક કાર્યમાં શેવા કરનારની અપેક્ષા રહેતી. ત્યારે શું હવે તેવે પ્રસંગે પણ તેને પોતાનું કોઇ પ્રેમીજન નહિ સાંભરતું હોય ? અથવા શું પ્રવાસે નીકળ્યા પછી તેનું અતિ દયાળુ ને પ્રેમાળ અંતઃકરણ અણછાજતી કઠોરતાને પામ્યું હશે ? હે વિશ્વનાથ ! હે જગદિશ્વર ! આપને શું ગમતું હશે. ?"*

મધુરી આ વૃત્તાંત સાંભળીને બહુજ ખિન્ન થઇ ગઈ, અને આ મહાદેવીની પતિપ્રત્યેની પુર્ણ શ્રદ્ધા, તેમજ પરોપકાર વૃત્તિ ને સહનશીલતા જોઇને તેને બહુજ પ્રેમ ઉત્પન્ન થયો. પણ ઉઠીને તેને જ્યાં ભેટવા જાય, ત્યાં તો આંખ ઉઘડી ગઈ ! મધુરી ગાંડી જેવી ચોમેર જોવા લાગી. "દેવી ? દેવી ?" નો પુકાર કરવા લાગી. સુમન જાગી ઉઠયો. અને મધુરીને આમ તેમ ભટકતી અકળાયલી જોઇને બોલ્યો.

---

* આ દૃષ્ટાન્ત **ચંદ્રકાન્ત** ભાગ ૪ થા માંહેથી લીધું છે. તે માંહેની ભાષા શુદ્ધ ગુજરાતી નથી; પણ કાઠિયાવાડી ગ્રામ્ય લાગે છે. એમ વાંચનાર સહજ સમજી શકશો.

મધુરા ને દેવી.



મધુરને સ્વપ્નામાં દેવી-દર્શન.

ભા. ૧. પૃ. ૨૪૪.

"મધુરી ! હજી પણ ત્હારો સંભ્રમ ભાગ્યો નથી ? પ્રભાત થયું ! જા, પિતા–માતા જો જાણશે, તો ઉત્પાત થશે."

મધુરીને જરા વારે ભાન આવ્યું. પોતાને તો સ્વપ્નભ્રમ થયો હતો, એમ લાગ્યું; પરંતુ તેમાં તેણે જે જોયું ને જાણ્યું, તે યાદ રહ્યું; અને પૂર્વના કોઇ સારા સંસ્કારે તેને સ્વપ્નમાર્ગે પણ યોગ્ય ઉપદેશ મળ્યો.

મધુરી શુદ્ધિમાં આવી, અને વસ્ત્ર લપેટીને પિતાભૂવનમાં ચાલી. સુમન પોતાનું પ્રભાતકર્મ કરવા લાગ્યો.

ભાગ્યનો પ્રબંધ આ રીતે રચાયો. મધુરીનો ભ્રમ ભાગી ગયો. તેને સુમાર્ગ મળ્યો. કષ્ટથી કંટાળેલી ને પતિપ્રેમથી નિષ્ઠુર બનેલી મધુરી હવે શાન્તિ પામી. સ્મશાન જ્ઞાનના સ્વપ્ન પેઠેજ તત્કાળ તો તે પતિના સ્વરૂપનેજ જોવા લાગી. અને સાસરવાસમાંજ રહીને, સુખ કે દુઃખ ભોગવવું, અને પતિ સાથેજ રહીને જીવન ગાળવું, એ સિદ્ધાન્ત હાથ પકડયો. પિતા ભૂવનમાં ગઈ, અને સ્નાન ધ્યાન કરીને સતી મંડળ પુસ્તક વાંચવા લાગી. એવામાં અગ્નિમાંથી વરાળ ઉઠી. ભાવીનો પ્રબંધ ઉખડયો. કંઇ નવીન વર્તમાન ધ્વની થવા લાગ્યો. મધુરીના મનને ખેદ થાય, તેવું કર્મ પ્રારંભ થયું; ઇશ્વરની ગતિ ગહન છે.

## પ્રકરણ ૨૦ મું.

### એકાગ્રહતાનું અનિષ્ટ પરિણામ !

ભૂતકાળની પ્રજા વ્યવહાર કુશળ વધારે હતી, એમ પ્રાચીન પુસ્તકોના લેખ પરથી સિદ્ધ થઇ શકે છે. હાલના કાળમાં તર્કશાસ્ત્ર, કલ્પના શક્તિ, અને મદ્યાંજલીનો ઉદ્યોગ વધારે જણાય છે ! વિદ્વતાનો બોજો પૃથ્વીપર વધી પડયો લાગે છે, પણ વ્યવહાર કુશ-

ળતા ઘટતી ગઈ જણાય છે! ધર્મનાં રહસ્ય સમજનારાઓ પોતાને મહાન્ તત્વવેત્તા માને છે, પણ માત્ર થોડું કંઈ પોથામાં, ને થોડું કંઇ ભેજાના ભુંસામાં લાગે છે! એ જ્ઞાનથી આ સંસારને કે ખુદ પોતાની જાતને તારણ કરી શકે, એવું બહુ ઓછું દીસે છે! ભપકો અને ખોટો પ્રકાશ અતીશય છે, માંહે પોલમપોલ છે. કેળવણી હદ બાહેર વધી પડી છે, પણ તે માત્ર દેખાવનીજ છે! વ્યવહારોપયોગી મગજ શક્તિ નથી, ને તેથી ભાવીનો જે ઉદય થવો જોઇએ, તે થયલો જણાતો નથી. આયુષ્યની દોરીઓ નબળી થતી જાય છે. શોખને અંગે વ્યવહારનો વ્યય વધતો જાય છે. આપણી જીવનકળાનું સૌંદર્ય માત્ર યુનિવર્સિટીની A. B. C. વાળી ડીગ્રી પર ચાલે છે; તે ઉપર અશાન્તિ ને અસુખની ડીક્રી થતી જાય છે, તેનું ભાન નથી. વકીલ કે ડૉકટર, ઇજનેર કે માસ્તર પણ માત્ર પછવાડે બંદર કે પુછ રૉજ પ્રકટી નીકળ્યા છે; જે કંઇ તેમની કનેથી વ્યવહાર માર્ગ મળવા જોઇએ તે નથી મળતા! M. A. થઇને કદાચ સંસ્કૃતના અભ્યાસી થયા; તોપણ જ્યાં સુધી તેની વૃદ્ધિએ ધર્મ રહસ્યનો માર્ગ પકડીને, વ્યવહારીયોને ઉપયોગી થઈ પડ્યો, તે કામનો શું? સંસારમાં ઉચ્ચ પ્રકારના ને ઠરેલ બુદ્ધિના વ્યવહારીયોનુંજ કામ છે, નહિ કે પુછડીયા તારાથી સંસારમાં શાન્તિ પથરાય છે! વંટોળીયાથી તો જે તોફાની કામ થાય, તે જ થાય છે!!

વિનોદરાય સોલીસીટર ભલે ધારાશાસ્ત્રી હોય, ભલે તે અપરાધીને થતાં સાશનનો બચાવ કરવામાં કુશળ હોય, પણ તેનો વ્યવહાર એટલોજ, કે તે અસીલને કયે માર્ગે બચાવવો? વ્યવહારની વાત તેની કનેથી મળવાની નથી!

નિર્ગુણરાય ન્યાયાધિશના પદપર ભલે અપરાધીઓને સાશન કરવાની કલ્પના કરે, પણ તેને વ્યવહારનાં ઊંડાં તત્ત્વોનું જ્ઞાન નથી!

આજના ભણેલા વિદ્વાનો નકલ કરવા જાય છે; પાશ્ચિમાત્ય પ્રજાનું અનુકરણ કરવા જાય છે, સ્વતંત્ર થવા જાય છે, ન્યાયદક્ષ બનવા જાય છે; પણ આપણી પ્રજાની સ્થિતી કોઇ જુદાજ પ્રકારની છે. તેને એ નકલથી શાન્તિ મળતી નથી—મળવાની નથી; આપણી રહેણી—કરણી ને વ્યવહાર કુશળતાના ચીલા જુદા છે, તે તો થોડાજ ભાગ્યવંત ભણેલા છે, શીખેલા છે, ને તેવાઓથીજ આપણું શ્રેય છે.

" માર્શલ લૉ, જેને કહેવામાં આવે છે, એવા તરકડા બુદ્ધિના, માત્ર નામનાજ વિદ્વાનોથી આપણા સંસારને શાન્તિ નથી; તેઓ એક વિઘ્નકર્ત્તા આપખુદ સ્વચ્છંદી હોકા જેવા ગણી શકાશે, ન્યાયી બદલે અન્યાયીનાં પુંછડાં માની શકાશે—હમણાંજ આપણે જોઇશું, કે તેઓની બુદ્ધિ કેટલી આકળી ને ઉતાવળી છે ! પુરી તપાસ કર્યા વિના, કેમ જાણે પોતે મર્મજ્ઞ હોય, સર્વજ્ઞ હોય, તેમ બધી વાતની આગાહી કરી લઇને ન્યાય આપતા હોય, તેવું ડોળ દેખાશે !

પ્રભાતમાં વિનોદરાય વહેલા ઉઠયા હતા. પોતાના હાથમાં જે કેસ હતો, તે હરિફાઇ ભરેલો હતો. કોર્ટ પોતાના પ્રતિપક્ષની તરફે-ણમાં ચુકાદો આપે, એવા વલણથી તેણે કાર્યપર વધારે લક્ષ આ-પવા માંડયું હતું.

હજી આ કેસ હાથમાં લે, ત્યાં તેને ત્રણ પત્રો મળ્યા. જે કેસનો ખાસ વિચાર કરવાનો હતો, જે કેસ માટે હાઇકોર્ટના જડજ કનેથી ઇન્સાફ મેળવવાનો હતો, તે બાજુપર રહી ગયો, ને પોતેજ વકીલ ને પોતેજ જડજ થઇ ગયા !

પહેલો પત્ર આપણી ગુણીયલ ઉપનાયિકા મધુરીના પરમ-પ્રિય ભરથાર કનકરાયનો હતો. માતાનો માનીતો પણ માવડીયો ને બાયલો બનેલો, માતાના કહેવાથી પ્રિયાને રંજાડતો હતો, તેનો પત્ર હતો. મૂર્ખાએ આ પત્ર લખીને વૃથા પોતાના ભાવી—પગ પર કુહાડો માર્યો હતો. એ પત્રમાં શું હતું ?

રા. રા. વિનોદરાય !

મ્હારા જેવા બાળક વયના છોકરાના લખાણ પર ગુસ્સો કરશો નહિ! જો કે હું કંઇ તમારાથી બ્હીતો નથી. ભલે તમે મ્હારા બાપની મીલ્કતના ટ્રસ્ટી છો, ને હમારી થોડી રોકડ રકમ તમારા હાથમાં છે, તોપણ હકદાર વારસ તરીકે હવે તમારે હમને સોંપવાનીજ છે, એટલે તેથી પણ તમે હમને સતાવી શકશો નહિ! વળી તમે સોલીસીટર છો, કાયદો તમારા હાથમાં છે, ને તમે મ્હારા સસરા છો, વડીલ છો, તેથી પણ હમે ડરતાં નથી; કેમકે તમારી સામે બીજા વકીલો ઉતરી શકે છે!

સાહેબ!—તમારી છોકરીની રીતભાત સારી નથી, ને તેથી હમે હમારા ઘરમાં તેને પેસવા દેવાનાંજ નથી! આજ સુધી અમે શકની નજરેજ જોતાં હતાં, પણ બાપના કાયદાની, ને પૈસા તથા લાગવગના જોરે નીડર બનીને પોતાની સાથે કોઇ તમારાજ ઘરનો જુવાનીયો લઇ રાતના ફરે છે. અમે તેને તેજ વખતે રાત્રે કહાડી મુકી છે, ને તે સદા માટે જાણજો. હમારી મુડી હવે અમને તાકીદે સ્વાધીન કરજો.

લી. સે. કનકરાયના પ્રણામ વાંચજો.

વિનોદરાય આ કાગળ વાંચીને સ્તબ્ધજ થઇ ગયો. મગજપર એકદમ પરિતાપનો અંગાર ઉઠી નીકળ્યો, આંખ લાલ થઇ ગઇ. મગજ ઉશ્કેરાઇ ગયું. અધુરી અનાચારી! મિત્રના પુત્રને પોતાના પુત્ર તરીકે પાળ્યો, તે વ્યભિચારી!

પુરી તપાસ કર્યા વિના માત્ર કાગળનાજ અંદાજ પર ઇન્સાફની દેવડી ઉઘડી ગઇ.

બીજો પત્ર હાથમાં લીધો. કોઇ શીખાઉ સ્ત્રીના હાથના દસ્કત દેખાતા હતા. શીરનામા પર રા. રા. વિનોદરાય હતું. એ પત્ર કોનો ને કોને આપવાનો છે, તે નીચે લખેલું હતું, એ ન વાંચ્યું, ને પત્ર પોતાનો ગણીને ફોડયો! આહા! આ પત્રમાં શું હતું?

" સદાના સાથી !

તમારી વિદાયગિરી પછી અહીં બહુજ તોફાન ઉઠયું છે ! મ્હારી ભૂલને લીધે એ તોફાન જાગ્યું છે. તમારી ટ્રન્ક જોવાની લાલચે, મ્હારા હાથમાં તમારી માનીતી મધુરીની છબી આવી ગઇ, અને તે કંકાસીયણ કજીયા બહેનની નજરે પ્હડી, એટલે મ્હારા હાથમાંથી ખુંચી લીધી. મેં બહુ તકરારે પાછી મેળવી, પણ તેણે મ્હારી કનેથી જાણી લીધું, કે એ છબી તમારી પાસે છે, ને તે મધુરીની છે. કજીયા બહેને મૂર્ખાઈ કરીને બાપાજીના કાન ભંભેર્યા. મને તેમણે પાસે બોલાવીને દમથીજ પુછ્યું. છબી વિષે ખુલાસો માગ્યો. ભયથી મેં એટલું કહી દીધું છે, કે પત્ર અને છબી મ્હારા હાથમાં આવ્યાં હતાં. મેં પાછાં તેમની ટ્રન્કમાં મુકયાં હતાં ! પત્રમાં પ્રેમ–દર્શન હતું. સાત્વિક કે કુરાગી તે હું કહી શકતી નથી !

સ્વામીનાથ ! મ્હારાથી આ દોષ, જાણ્યે કે અજાણ્યે, ગમે તેમ માનો, પણ થયો છે ! જો તેમાં સત્ય હશે, તો તમને પ્રભુ બચાવીજ લેશે ? તમારો પહોંચતો પત્ર નથી. મને પણ તમે શંકામાં ગુંથી છે ! પ્રભુ આપણાં નિર્મળ સુખ નીભાવે ! આપના પત્ર પછી હું વિશેષ લખીશ.

લી. આપની ચરણાનુરજ નીરૂ. "

વકીલ સાહેબને સહજ પુરાવો હાથમાં આવ્યો, કે જોઇ લેવા વાઘરાજ ! કોર્ટમાં ધાંધલ કરીને સામા પક્ષનો જાણે કેવોયે ધાણ વાળવાનો હોય, તેવું ડોળ કરે !

વિનોદરાયને આ પત્રથી વળી વધારે માઠી અસર થઇ. સુમનની અઘટિત રીતભાત, અને પોતાની નિર્દોષ તથા રંક મધુરીની છુપી હીલચાલ પર આ પત્રે અજવાળું પાડયું; પણ તેના ગર્ભમાં કેટલી નિર્દોષતા ને નિર્મળતા રહેલી છે. તેનો કંઇ ખ્યાલ ન કર્યો !

આ બન્ને પત્ર વાંચી રહ્યા પછી ત્રીજો પત્ર ઉઘાડયો. તે પત્ર મી. નિર્ગુણરાયનો હતો.

વ્હાલા મિત્ર મી. વિનોદરાય,

હાલમાં ત્હારો પત્ર નથી. મને લાગે છે, કે ત્હારા હાથમાં રમવા માંડેલા એક વારસા–હિસ્સાના કેસમાં તું રોકાયલો હઇશ.

સુમનની સ્થિતિ સુધારવી હવે ત્હારા હાથમાં છે, મેં તને પુત્રવત્ સોંપ્યો છે.

વિપત્તિ વગર સુખ નથી, ને કસોટી વિના મૂલ્ય નથી. મ્હારો વિચાર એવો છે, કે જો તેને આપણાથી છુટો કરીને તેના બાહુ-બળ ઉપર ઝુલાવીયે તો? છાંયડીમાં રહેલું બાળક પોતાની ઉન્નતિ કરવાને આળસુ બને છે. જ્યાં જોઇએ છીયે, ત્યાં રંક વિધવાના પુત્રો બહુ ઉચ્ચે સ્થળે ચડેલા માલમ પડે છે. કષ્ટ પડયા વિના કદર થનાર નથી; જાતી અનુભવ વિના ભાવી સુધરનાર નથી.

મેં તેમની વહુંને મુંબઇ મોકલવા ઠરાવ કરેલો પણ પાછળથી કેટલાક અનિવાર્ય કારણને લીધે તેને અટકાવેલી છે. મને યોગ્ય કારણ એમ લાગે છે, કે તમારા વૈભવથી તેને અળગો રાખવો. એક ભાડાની સાદી પણ સ્વચ્છ હવાવાળી, જગ્યામાં સ્થાન આપવું, ને નોકરી તરીકે દરમાયો મળે તેમ કરવું! તેને વિલાયત જવાની હોંશ હોય તો, જાતી બળથી ભલે જાય? ગમે તો જાતપર નાણાં કહ્ડાવીને ભલે મેશર્સ ટાટાની ફોર્મ તરફથી તેના સ્કીમને તાબે થઇને તે જાય! જો કે મને તો ભય છે, કે જુવાનીયાને વિલાયત ન મોકલવા, પણ હાલમાં ઇન્ડીયા કૌંસીલે, હીંદના અભ્યાસીઓ માટે જે સ્કીમ ઉભો કર્યો છે, એ વધારે સારો છે, તેથી જવા દેવાને હરકત નથી.

મધુરીનો સંસાર સુખી નથી, પણ હવે ધીમે ધીમે સુખી થયો હશે, થતો હશે!

તમારાં ધર્મ પત્નિને અમ દમ્પતીના યથાયોગ્ય!

સુમન માટે તને જે વાજબી લાગે તે કરજે, મ્હેં તો મ્હારો અનુમત આપ્યો છે. મોટા દીકરાએ તો વ્યવહાર માત્ર સંભાળ્યો છે. કેળવણી પાછળ કરેલા ખર્ચનું સાર્થક તો સુમન છે. જો ઇશ્વર તેને સદ્‌બુદ્ધિ આપે, ને સુખી થાય તો જીવનમાં એ સંતોષ છે! આજના કાળમાં પુત્રો સારા નીવડે, એ મહદ્ ભાગ્ય માનવું! ખાસ કરીને આપણા અમદાવાદી નવી ટોળકીના કોઈ કોઈ છોકરાઓ, જેના મગજમાં અહંપદનો જુસો ભરેલો છે, ને વગર આવડતે, કોઇની પરવા વિના, મહાપદ પામવાની અહંતા-મમતા રાખે છે, તેના બાપ બહુ સુખી થાય, તેમ મ્હારૂં માનવું નથી. સુખાકારીના સમાચાર નિવૃત્તિયે લખશો.

લી. ત્હારો બન્ધુ

નિર્ગુણ.

વિનોદરાયની વૃત્તિ ફરી ગઇ. સુમન સારી ચાલનો નથી, એ તો તેના પિતાના પત્રથી સિદ્ધ થયું. ભલે તે કદાચ આડી ચાલનો નહિ હોય, પણ ઉદ્ધત તો હશે, ને કુસંગમાં ચડયો હશે, એ ખ્યાલ નક્કી થયો.

તેણે ઘોડાવાળાને બોલાવ્યો, અને રાત્રીએ મધુરી બહેનને ગાડીમાં બેસાડીને મુકવા ગયો હતો, તે પછી પાછા આવતાં સુધી જે જે બનાવ બન્યા, તે પુછી લીધા. મધુરીનું પ્રથમ સાસરે જવું, ત્યાં થોડીવાર ખોટી થવું, ને પછી માર ખાઇને મધુરીએ પાછું ફરવું. સુમન તથા મધુરીએ અકસ્માત મળવું, અને બન્નેનું એકાન્ત રાત રહેવું. આ વાત વિનોદરાયે જાણી. ઘોડાવાળાએ તે વિષે બચાવ કરવા માંડયો, પણ તેની વધુ વાત સાંભળવાને વિનોદરાયે ના પાડી. ઘોડાવાળો ચાલતો થયો.

વિનોદરાય વિચારમાં પડયો. કપાળપર હાથ મુકી ઘડીભર સ્વપ્નાવશ થયો!

તેણે પોતાની કુશળતાથી કહો, અગર કર્મપ્રભાથી કહો, પણ એક ઉપાય શોધી કહાડયો. આ ઉપાય ગમે તો ઉદ્ધત ગણાય, કે ગમે તો આપદ્દથી ભરેલો મનાય, પણ તેણે તેનો તત્કાળ અમલ કર્યો.

બીજે દહાડે પ્રભાતે યુવાન સુમન કંઇ ગુમ થયલો લાગ્યો. કેટલાક દિવસે મધુરી પણ ગુમ થઈ ગઇ. કયાં, ને કેવી રીતે ગઇ, તે હવે પછી જાણીશું.

આહા ! તે કયાં ગયાં હશે ? શું તેઓ પોતાની સ્વેચ્છાથી, માબાપના અંકુશને વશ ન થતાં, ઉદ્ધતાઇ કરીને ન્હાસી ગયાં હશે ?

ના. સમય તથા સંજોગનો ભોગ થયાં છે. વ્હાલા વાંચક ! જરા બીજા ભાગ પર દૃષ્ટિ દોડાવ, કે તને આ નિર્દોષ પંખીડાંનું સુખ–વિમાન જોવા મળે ! મનુષ્યની કસોટીથી મળતાં નિર્મળ સરોવરનાં જળ જેવાં સુખ ને શાન્તિ અનુભવવા મળે !

સુગંધીદાર ગુલાબ તે ગુલાબજ છે, તે કાંટાસળીયો નથી ! કસ્તુરી તે કસ્તુરીજ છે, તે ભૂટ્ટાનો રેસો નથી ! કંચન તે કંચનજ છે, પીતળ નથી ! ચન્દન તે ચન્દન છે, તે કાચું કાષ્ટ નથી !

ગગનના તારા ગણાતા નથી ! ઝાડનાં પત્રો ગણાતાં નથી ! માથાના વાળ ગણાતા નથી. તેમ ભાવીનો ભેદ ભણાતો નથી–જણાતો નથી–ગણાતો નથી ! કુદરતની ગતિ ન્યારી છે.

ભલાં વાંચક, હવે લગાર ધિરજ રાખીને હિમાલય પહાડની ઉંચી ટેકરી પર પગ ટકાવીને આગળ ચાલ, કે તને કૈલાસનું દર્શન થાય !

વિપત્તીથી કદીએ ડરીશ નહિ.
ભાગ્ય ખિલવવા પાછું પગલું ભરીશ નહિ.
જો ના હિમ્મત થઇશ તો કદી સુખથી હરીશ નહિ.
ધિરજ તજીશ તો કદણુ કાળમાં શાન્તિ ભરીશ નહિ.

**પ્રથમ ભાગ સમાપ્ત.**

## નિરંજની.



ઘેલી નીરૂનો દેશ-ત્યાગ.

ભાગ. ૨. પૃ. ૩૭.




હેલવાડાકર-વાર્તામાળા. નં. ૨૩.

# નિરંજની.

## ભાગ-બીજો.

સચિત્ર-હીંદુ સંસારી વાર્ત્તા.

उन्मत्तप्रेमसंरम्भादारभन्ते यदङ्गनाः ।
तत्र प्रत्यूहमाधातुं ब्रह्माऽपि खलु कातरः ॥

"સ્ત્રીઓ અત્યંત પ્રેમના વેગથી જે કાર્ય આરંભે છે, તેમાં વિઘ્ન નાખવાને બ્રહ્મા પણ ડરે છે, એ નિશ્ચય છે."

## પ્રકરણ ૧ લું.

### સાગર-સરિતાનો સમાગમ!

કુદરતે મૂળથી જે સંબંધ સાંધી દીધેલો હોય છે, તે કદી કાળભેદે વા સંયોગભેદે છુટો થાય છે, તોપણ તે સંબંધ પાછો જોડાયા પછીજ શાન્તિ પામે છે. સરિતા મહાન્ ગિરિવરમાંથી પેદા થઇને, અનેક દેશ-પ્રદેશના આડાઅવળા ને ખાડા-ખબચાવાળા ભાગોમાં વિસ્તરે છે, પરંતુ જ્યાં સાગર હોય છે, ત્યાંજ તે સ્થિતી પામે છે.

સંસારમાં સ્ત્રી-પુરૂષોનો એકત્ર સંબંધ એવોજ સુખકર છે. પ્રકૃત્ત દોષના અસરખાપણાને લીધે મન-સૃષ્ટિમાં વિવ્હળતા પ્રાપ્ત થવાથી તેઓ વિયોગ દશાને પામે છે, તોપણ અંતે તેઓની સ્થિતી એકજ અક્ષર-ધામમાં સમાપ્તિ પામે છે. આર્ય ધર્મના સિદ્ધાન્ત પ્રમાણે, અને કૃષ્ણ યજુર્વેદ સંહિતાના એક મંત્ર પ્રમાણે, જો સ્ત્રી અને પુરૂષ બન્ને હોય, તોજ ઇશ્વિરનાં કાર્યો સિદ્ધ થાય છે, તો પછી બન્નેના આત્મા વડેજ મુક્તિ મેળવી શકાવી જોઇએ. આ દૈવી શક્તિના સ્નેહમાં જે ઇશ્વિરી અંશ રહેલો છે, તેનું સુખ ને શાન્તિ, તેના ભોક્તાજનો અને તે વડે મુક્તિ પામેલાં પવિત્ર દમ્પતીયોજ અનુભવી શક્યાં હશે!

પ્રિયા, એ સ્વર્ગનો બગીચો છે. કૂટિલ સંસારમાં, કલહના સ્થાનમાં, અકાળ આફતમાં, તે નિર્ભય સુખમય પાત્ર છે; કુસુમ છે; આધારભૂત અંત છે. તેના પ્રેમનું લક્ષણ મૂક્તિ છે. તેનું સુખ નિર્ભય છે.

સન્ધ્યા સમય થઈ ગયો છે. સાગરના પશ્ચિમ ભાગમાં સૂર્યદેવ, રજનીની ઝાંખી કરાવતો વિદાય થાય છે. બીજી પૂર્વ દિશાએ ચન્દ્રમાનાં રૂપેરી કિરણો પ્રકાશ પામે છે. કવિ કાલિદાસના અલંકાર પ્રમાણે—

એક મેર ઉડુરાજ—ગિરિ પાછળ જાયે છે;
એક મેર શુભ ઉદય, અહરમણીનો થાયે છે.

સમુદ્રની શિતળતા ને ગંભીરતા, જેવી ને તેવી અચલિત કહો, કે ચલિત કહો, પણ સ્થિતીમય રહીને પોતાની પ્રકૃત્તિનાં ગુણો, જનલોકમાં દેખાડે છે; પોતાનો પરમ પ્રેમી મિત્ર ચંદ્ર તેને આનંદની રેલામાં કીરણ રશ્મિ દ્વારા હુલાવતો દેખાય છે. સ્ત્રી અને પુરૂષની મૈત્રી જેવી સ્નેહ-ભાવનાવાળી મૈત્રી ચોમેર ફેલાઇ રહેલો છે. ભરતી-ઓટ થઇ રહી છે. ન્હાનાં-મોટાં જીવડાં ઉછાળા મારે છે. મોતી અને રત્નો પોતાના પેટમાં છતાં, છલકાવીને જળ દ્વારા બહાર કહાડતો નથી. માત્ર પોતાના મિત્રને તેનો આનંદ બતાવે છે. સાગર ઉછળે છે. ચંદ્ર

મધુરી અને કનક.



સાગર–સરિતાનો સમાગમ—

ભા. ૨. પૃ. ૧.

ખીલે છે. એક મૈત્રી જળ–સરોજ જેવી, ને બીજી મૈત્રી જળ–દુધ જેવી જાણવી–જગતના ભયંકર કાળમાં વસતા કુટીલ જનોના પ્રસંગમાં જીવન ગાળતી વખતે જળ–સરોજ* જેવી મૈત્રી રાખવી; અને પ્રિયાનાં સ્વર્ગીય પ્રેમ–કુસુમોની સુવાસના લઇને વૈકુંઠ પ્રાપ્ય કરવા અર્થે, ગૃહસ્થાશ્રમ ધર્મમાં અનુકુળ રહી, મુક્તિ–સ્થાનમાં જવાને જળ દુધ* જેવી પ્રીતિ પ્રાપ્ત કરવી.

ભારત દેશના પશ્ચિમ ભાગમાં દ્વારિકાંપુરીનું મહાન ધામ છે. શ્રી રણછોડરાયજીનું મંદિર છે. ગોમતી તટ અને સાગરનો સંગમ છે. શ્રી કૃષ્ણચન્દ્ર પ્રભુની ઝાંખી કરનારાં ભક્તજનોનું આશ્રમ છે. બેટમાંહે તાપસી લોકોનો નિવાસ છે. આ સ્થાનની દક્ષિણ બાજુ, સાગરના કિનારા પર, શ્રી સુદામાજીએ બે ઘડી બેસીને કરેલા પશ્ચાત્તાપનો પડછાયો પડી રહેલો છે.

પથ્થરનો ઊંડાણ ખાડો પડી રહેલો નજરે પડે છે. સામે જ્યોતિર્મઠનું વિશાળ ધામ છે. જગદ્દગુરૂ શ્રી શંકરાચાર્યનું આશ્રમ છે. સમુદ્રની લ્હેરો પેલા પથ્થરની કઠણને અથડે છે; અને જાણે કૈલાસવાસી પ્રભુજીની મૂર્તિનાં ચરણવિંદનું ચુંબન કરવા ઉછળતી હોય, તેવી લ્હેરો ઉડે છે.

---

* કમળ, જો કે સરોવરનાં જળ ઉપર તરે છે. તે જળમાંજ જન્મ પામ્યું છે. જળમાંજ વિરમે છે. પ્રફુલ્લે છે, અને તેમાં સુકાય છે, તે છતાં જો જળનો છાંટો પત્રપર પડે છે, તોપણ તે છાંટાની પત્રને કશી અસર થતી નથી–તેમ કુટીલ મૈત્રી કરવી પડયા છતાં તેની અસર ન થાય, તેવું વર્તન કરવું !

* દુધ ગરમ થાય છે, પણ જળ પડતાં તે તરત ઉભરાવું બંધ પડી જાય છે. જો કે તેના સંયોગથી જળને અગ્નિના તાપમાં દઝાવું–દહન થવું પડે છે, તોપણ મિત્રના અંગને બચાવવાને તે ડરતું નથી; તેવીજ રીતે પોતાની સ્ત્રીને પતિયે, કે પતિને સ્ત્રી, સમયકાળે સહાયભૂત થવામાં, મૈત્ર ધર્મ ભૂલી જવો નહિ; જળ–દુધ પેઠે સર્વ કાળે સુખ સંભાળવું.

આ એકાન્ત ને રાત્રીના સમયમાં ભયંકર થઈ પડેલા સ્થળમાં એક યુવાન પુરૂષ પોતાના માનવ અવતારનો અંત લાવવાને અહિં આવી ચડ્યો છે. સંસાર સુખથી વિહીન થયેલો, પોતાને હાથેજ કનકપાત્ર ફોડીને પછી રડવા બેઠેલો, શકુન્તલાને ગુમાવીને પછી રોવા લાગેલા દુષ્યન્તની દશા પામેલો, સીતાને વનમાં ફરીને મોકલ્યા પછી રઘુવરની વિમાસણ પામેલો, યુવાન આ સાગરદેવને પોતાનો દેહ અર્પણ કરવા આવેલો હતો.

સન્ધ્યા સમય થઈ ગયો. જ્યોતિર્મઠમાં શંકર પ્રભુની આરતી થઈ ગઈ. દર્શનાતુર ભક્તજનો ઉતારે પહોંચી ગયાં. શિવાલયનો દરવાજો બંધ થઈ ગયો. પશુ પંખી પણ વિરામ પામ્યાં—અને રાત્રીના મુખમાં થતી શાન્તિ મેળવવા સૌ સ્થળ સ્થળમાં પેઠાં—

સંસારથી કંટાળેલો આ પુરૂષ હવે દેહ ત્યાગ કરવા માટે સમુદ્રના કિનારાપરના એક પથ્થરપર બેઠો. બે હાથ ગુંઠણપર ટેકાવી, બે ગાલપર હાથ રાખીને મગજ બ્રહ્માંડમાં વિચાર-વેગને દોડાવતો હતો. ક્લેશ સુચવતો હતો, કે હવે દેહત્યાગ કરવો, અવશ્યનો છે; હૃદય એમ કહેતું હતું, ભય પામતું હતું, કે

" ન વિસારીયે દયા હૃદયમાંથી રામ ન વિસારિયે !—
રંકમાંથી રાય થઇયે, કરીએ લક્ષ્મી-રાજ;
અસલ દશા ભૂલીયે નહિ, ભલે મળે શીરતાજ—
માનવનો અવતાર ફરી ફરી, નહિ આવે મન માન;
આવ્યાં તેવાં ચાલતાં થઇશું, મૂકી માન-ગુમાન—

**ચંદ્રકળા-નાટક અં. ૧. પ્ર. ૭.**

સમુદ્રના તરંગ પેઠેમ તેના તરંગ પણ ધીમા-ઉતાવળા ઉઠતા હતા. ઘડી-પળમાં ભ્રમ-વિભ્રમ થતો હતો. જીવવાથી અતી ક્લેષ પ્રાપ્ત થતો હતો. ભૂમિ તથા સંબંધીને તજી જવાથી નિંદાપાત્ર થતો હતો. અને દેહ ત્યાગ કરવાને દીલ અચકાતું હતું. આખરે ચોમેરનો

વિચારવાયુ એક થયો. વંટોળીયાનું રૂપ પકડયું. તોફાન શરૂ થયું. તરંગો ઉડવા લાગ્યા, અને આ યુવાન પણ ઉઠયો; સાગરના છીછરા જળમાં ઉભો, ને બકયો—

"જે ખાણુમાંથી જે રત્ન નીકળ્યું, અને એ ખાણુના ત્રાસથી, તેમાંજ ક્ષય થવા જાય છે. જેને માતા તરીકે કહીએ, પુત્રી વા ભગિની અથવા ભાર્યા તરીકે માનીયે, તેનાજ મળ–મુત્રના પાપરૂપ ખાડામાં જન્મ ધારણ કરવાને આ અવતારી પુરૂષ જાય છે. જે માનવો, એક સુઘડ ને સુશીલ સ્ત્રીના ઉદરમાં જન્મીને, રામ કે કૃષ્ણુ પ્રભુ, કપિલદેવ કે પ્રલ્હાદ સમાન માતાનો ઉદ્ધાર કરનારા, સીતા અને કુબજા જેવી સ્ત્રીના પ્રેમમાં તલ્લીન રહી, અંતે સુખ ધામ પામનારા, એવીજ પવિત્ર પ્રિયાથી ભાગ લ્હેનારા અવતારી પુરૂષો, જેનો સુખ આધાર સ્ત્રી હતી, પેદા કરનાર ને તારનાર સ્ત્રી હતી, તેવીજ એક મૂર્તિના ત્રાસથી આ યુવાન જળદાહ કરવાને આવ્યો" છે. આહા! મુર્ખજને અમૃતપાત્ર હાથમાંહે આવેલું ઢોળી નાખ્યું! મળ–કુંભના ભોગથી હવે તે દેહ ત્યાગ કરવા નીકળ્યો. કુભાંડી માતા–કુસંગી, કુમાર્ગી અને કુજાત માતાના અનાચારથી આપદામાં આવી પડેલો યુવાન, અંતે, પોતાની પૂર્વ પ્રિયાને યાદ કરતો–છેવટે નવે જન્મે એવીજ એ પ્રિયાને મેળવવાની પ્રભુ કને વિનતી કરતો, પોતે તે મૃતપ્રિયા સમજીને તેની કને ક્ષમા ચાહતો આ યુવાન છેવટ સમુદ્રમાં મળવા ચાહતો હતો. છેલ્લી છોળોમાં જવું, આ નિમિત્તે ઉઠયો; પણુ કુદરતનુ ધારવું જુદુંજ હતું. તે તો પ્રાણુ ઘાત કરી, જગત ને જીવનનો અંત જોવા ચાહતો હતો, પણુ કુદરત તેને એજ આશામાં ઉન્નત બનાવવા ચાહતી હતી–જેવો તેણે સમુદ્ર જળમાં પગ બોળ્યો, કે દુર કોઇ લાકડું તણાતું આવતું લાગ્યું. તે શખ્સ ખુશી થયો. લાકડાને બાઝીને દરિયામાં ઝપલાવવું, અને તે વડે ઉંડા પાણીમાં તે ખેંચી જાય, ત્યાં જવું!

આહા ! શી ઉંડી ધારણા કરી ? પેલા ખેંચાતા તણાતા આવતા લાકડાની વાટ જોતો ઉભો—અને ધીરે ધીરે ઉંડા પાણીમાં ઉતરતો—અધીરો થતો—ચાલ્યો, છાતી ભર પાણીમાં ગયો, ત્યાં પેલું લાકડું હાથ આવ્યું ! આહા ! શું કોમળ ! જાણે મખમલની ગાદી—બાથમાં લીધું, ત્યાં છાતી શાન્ત થઈ. તરત તેને લાગ્યું, કે કોઈ માણસ છે ! આહા ! માણસ કોણ ? હિમ્મતના બળે, તે પાછો ફર્યો. કુદરતે તેને પાછું ફરવાની સુચના કરી, તે કાંઠા તરફ ચાલતો આવ્યો. ઓટને લીધે તેને તક મળી. જ્યાં કાંઠાપર આવ્યો. ને હાથમાંહેના લાકડા તરફ જોયું, તો એક સુંદર મનોહર સ્ત્રી ! અને તે વળી કોણ ! પોતાની પ્રિય સ્ત્રી મધુરી ! **"મારી મધુરી ?"**

આ શબ્દનો ભયંકર પણ મનોવેધક ઉચ્ચાર કરતો યુવાન, તેણીને બાથમાં ઝાલીને ખડકપર ચડ્યો ! ( ચિત્ર—A )

શું તેના મનનો ઉભરો અને હર્ષ હશે ? જે સ્ત્રીને પૂનર્જન્મે મળવા માટે, મરવાની અણી વખતે પ્રભુ કને યાચના કરેલી, એ સ્ત્રી તેને હાથ ચડી ગઈ !—

વાંચનાર ? મધુરી અહીં ક્યાંથી ?—આ શખ્સ કોણ ? એ તેનો વર કનકરાય ! દ્વારિકાં નગરીમાં આવી વસેલો—સંસારી ખટલાના કંટાળાથી આપઘાત કરવા નીકળેલો—પ્રભુ કૃપાએ ને આયુષ્ય બળે—અથવા મધુરીના ભાગ્યે તે બચ્યો ! વાર્તાનો પ્રસંગ ભેદ અને કથા લંબાણ છે ! હાલ તેમને અહીંજ રાખીયે—અને વાર્તાનાં વિખરાયલાં પાત્રોની ધીરે ધીરે ખબર લઈને સઘળાંનો પત્તો કહાડીયે !

જગતમાં જનમ ને મરણ કંઈ સાંકડું તો નથી; પણ થોડા જીવનમાંયે શું શું બનાવો બને છે ! એક અવતારમાં કેટલા અવતારો જોવાય છે ? ચડતી—પડતી, અને જનમ—વિજન્મ ભોગવાય છે. ચાલો, ત્યારે હવે બીજાં પાત્રો જોઈયે.

---

# પ્રકરણ ૨ જું.

## ભાગ્ય-યોગની ઝાંખી.

સત્યવાદી અને નિર્દોષ રાજા હરિશ્ચન્દ્રના ભાગ્યને દાણો, વસિષ્ટ ને વિશ્વામિત્રની રકઝકડી ચક્કીનાં બે મતભેદી પડ વચ્ચે પીલાઇને આ રાજકુળની અવનતી થઈ ગઈ!

કેવળ સત્ય જીતવા માટે આ મહારાજા હરિશ્ચન્દ્ર સ્મશાનમાં ચોકી કરવા બેઠો. પોતાના મૃત પુત્રને દહન કરવા માટે, પોતાના માલિકને કર માગવાની હઠ લઈ બેઠો. રૂદનાવશ રાણી તારાનું હૃદય-ફાટ આક્રંદ, અને મૃત પુત્રની માયાને, અથવા પોતાની આ દુર્ઘટ સ્થિતીને કશો શોચ કર્યા વિના, માત્ર પોતાનાં વચન ઉપરજ મુસ્તાક રહી, સત્યનું સંશોધન કરાવતો અયોધ્યાપતિ રાજા હરિશ્ચન્દ્ર, રડતા હૃદયે પણ પ્રિયાને કર લેવા મોકલી. આહા! તારામતીયે પતિને તજ્યા, તે વેળા છુટા પડતાં થએલું આક્રંદ, પત્થર જેવી છાતીને પિગળાવનારૂં છતાં સત્યની હિમ્મતપર છુટાં પડયાં. એટલી હદ સુધી તેની સહન-શીલતાયે ધિરજ રાખી, પરંતુ અગ્નિસેન બ્રાહ્મણની આજ્ઞાથી રાજકુમાર રોહિતને જ્યારે વનમાં બિલીદર્ભ લેવા જતાં સર્પદંશ થયો, ને તે ખબર તેના વિદ્યાર્થિ ગોઠીયાઓએ તારામતીને પહોંચાડી, તે વખતનું પુત્ર-વિયોગનું રૂદન, ખરે, રામના વનવાસ વખતે કદાચ માતા કૌશલ્યાને પણ થયું ન હશે!—

આ દશાએ પહોંચેલી, એક રૂપવતી, ને શિયળવતી સાધ્વીની આપણે અહીં ચિત્રમાં ઝાંખી કરીએ છીએ—(ચિત્ર–B)

ગર્ભશ્રીમંત ઘરની આ મનોહર સુંદરી, પતિથી વિહીન થયલી અને પુત્ર ગુમ થવાથી વ્યાકુળ બનેલી હરણી સમાન જોઈ શકાય છે.

સાંજના સમયે, વાલકેશ્વરના એક શિતળ મહાલયમાં, બગીચા માંહેનાં કુમળાં છોડોથી ઉડતી પરાગ રજકણો લ્હોતી, આ સાધ્વી આવી પહોંચી.

માણેકના મંદિરમાં ભટકતી ભિખારી હાલતે આવેલી નીલમ, જાણે દમયંતી પેઠેમ દયામણે મુખડે દરવાજા પાસે આવી ઉભી હોય, તેમ ઉભી રહી. બંગલાના ચોકમાં ઝુલાપર ઝુલતી મહાદેવી સરખી ભગીરથીની દ્રષ્ટે આ યુવાન સ્ત્રી પડી. પ્રભુ જાણે ભગીરથીના હૃદયમાં દયા પ્રબળ થઇ, અને પેલી તરૂણ સ્ત્રીને પાસે બોલાવી પુછ્યું—

"બાઇ! તને શું જોઇએ છે ?"

"મ્હારૂં બાળક! મને મ્હારો પુત્ર જોઇએ છે! બા, હું અજાણી છું. મુંબઇમાં પહેલ-વહેલી આવી છું. મ્હારો પુત્ર આંગળીયેથી છુટો પડી ગયો છે, બા ? શું તે મને મળશે ? મ્હારો એ એકનો એક આધાર છે. મ્હારૂં એ જીવન છે. સધવા છતાં કલ્પિત યોગે વિધવા જેવી દશા ભોગવતી અનાથ અબળાના ભાગ્યનો એ બાળક સુખ-ચન્દ્ર છે. મને કશું નથી જોઇતું! હું પવિત્ર ધર્મ વડે પેટ ભરીશ, મહેનત મજુરી કરીશ, પણ મને મ્હારો પુત્ર મેળવી શકાય, તેવો માર્ગ કોઇ બતાવશો, બા ?"

આંખમાંથી દડદડ આંસુડાં ઢાળતી, ગોરા ગુલાબીગાલપર, ઉન્હાળાના તાપની છાંટ લાગેલી છતાં, માળીના જળ-સીંચનથી લગાર સતેજ જણાય, તેમ દુઃખથી પીડાયલી છતાં, ને પુત્ર વિયોગથી દડતાં આંસુડાંને લીધે, અમળાયલા ગાલ ધોવાયાથી સ્વચ્છતા પથરાયલી છતાં, પોતાની થોડી પણ કર્મકથા સાંભળવા ભગીરથીએ બોલાવી, તેટલી હિમ્મત આ વેળા બહુ કિમતી થયલી માનીને તે કંઇક ટટાર થયલી લાગી—

"બહેન, જરા આ ઓટલા ઉપર બેસી જા! તું દુઃખની મારી છું, દીકરો ગુમાવી બેઠી છું, પણ પ્રભુ સૌ સારૂં કરશે!" એટલું

બોલતાં ભગીરથી અટકી પડી. તેની જીભ આગળ ન ચાલી, તેનાથી રડી જવાયું!

"બા! ના રડશો! મ્હારો દીકરો મ્હારો હશે, તો મને મળશે! તમે શું કરવા રડો છો, બા? તમે ના રડો, મ્હારા સમ!"

"બહેન! મ્હારી દીકરા તુલ્યની એક દીકરી પણ દરિયામાં પડીને ગુમ થઈ છે. અરેરે, એ બિચારીને શું કોઈ ખાઇ ગયું હશે? જીવતાં હોય, એ તો પાછાં કોઇ કાળે પણ મળે, પરંતુ ડુબેલાં—

"તેનું આયુષ્ય હોય, તો તે પણ મળે! જેને રામની રક્ષા, તેને કોણે ભક્ષ્યા?"

પોતાનાજ દુઃખને મળતી આ ભલી અને રંક સ્ત્રી મળવાથી ભગીરથીને તેના પર દયા આવી. પોતે હવે બંગલામાં એકલીજ હતી. સ્ત્રી સહવાસ ન્હોતો. કોઈ લાયક ગુણી સ્ત્રી મેળવવાની શોધમાંજ હતી. ત્યાં આ દુઃખી, ને અનાથ સ્ત્રી મળી ગઈ. વળી બોલવા–ચાલવામાં નમ્ર ને ઠરેલી લાગી–દુઃખની મારેલી લાગી–તેણી આશરો શોધતી લાગી.

"ત્હારી જાત શી છે બહેન?"

"હું ઉચ્ચ જાતિની છું. નાગર કોમની છું. વખ્ખાની મારેલી છું. મ્હારી કર્મ કથા લાંબી છે. બાઈ! રાત પડી જશે. મ્હારો ગુમાયલો દીકરો રડી રડીને વાજ થયો હશે. કહોની, તેનો પત્તો શી રીતે મળે?"

"તું નચિંત રહે, ત્હારો દીકરો ક્યાંયે જવાનો નથી. હમણાં મ્હારા સ્વામીનાથ ઑફીસમાંથી આવશે, ને તને ત્હારો પુત્ર મેળવી આપશે. પોલીસને ટેલીફોનથી ખબર આપી, કે જ્યાં હશે, ત્યાંથી તેઓ શોધી લાવીને ત્હારા ખોળામાં મુકશે."

"પ્રભુ તમારૂં કલ્યાણ કરશે! પણ બા! આપના ભલા ભરથાર ક્યારે આવશે?"

" બાળક વિના અધીરી થએલી માવડી, ટળવળતી સ્થિતિએ તું ના ગભરા? બહુ ભૂખ છતાં કંઇ એ હાથે નહિ ખવાય! જો-શેઠજી આવ્યા!—

વિનોદરાય સોલીસીટરની ગાડી એકદમ બંગલામાં આવી પહોંચી. કોચબાક્ષ પરથી સિપાઈ એકદમ ઉતરી પડયો. ને ગાડીનો દરવાજો ઉઘાડયો. શંકર જેવો શોભતો સ્વામી ઝુલા પાસે આવતાંજ ભગીરથી તેને મળી-અને બન્ને અંદર ગયાં, સિપાઇએ ગાડીમાંથી બેગ તથા પેપરબોક્ષ લીધાં, ને અંદર ગયો—ગાડી તબેલા ભણી ચાલી.-

પેલી બિચારી સ્ત્રી ઓટલાપર બેસીને આ નાટારમ્ભ જોવા લાગી-" રખે મ્હારી વાત મ્હોટીબાઈ વિસરી જાય! રખે મ્હારા દીકરાની શોધ કરવામાં હું ખોટી થતી હોઉં?" આ વિમાસણ કરતી, આકુળ-વ્યાકુળ થતી સુંદરી, બંગલામાં આમ તેમ ડોકીઉં કરવા લાગી. સુખીને દુઃખિની શી ચિન્તા હોય! એમ પણ કલ્પવા લાગી!

વાંચનાર! આ સ્ત્રીને તું ઘણીજ સારી રીતે ઓળખે છે. આ ભલી બાઈ તે આપણી વાર્ત્તાની નાયિકા નિરંજની છે.

તું વિસ્મય થશે, કે નિરંજની તો હજી પિયરથી પ્રથમ પતિ દર્શન કરવા સાસરે ગઇ છે, ત્યાં તેને દશ વર્ષનું બાળક કેવું, અને તે રખડતી હાલતે અહીં કેવી?—

સમય કાળની ખુબી અજબ છે! વ્હાલા વાચક? ભયંકર જગતને તું કયારે ઓળખી શકીશ, કે જયારે ત્હારા પર લીલી-સુકી વીતશે, તાપ-છાંયડી લાગશે!

નિરંજનીનો દશ વર્ષનો બાળક સુરથ તો તેના પિતા સુમનરાયના બંગલામાં તેના પુત્ર ભગીરથ જોડે જઇને બેઠો છે. અને નિરૂ તો બિચારી ભીખારી હાલતે વિનોદરાયના ઓટલાપર પોતાના પુત્રની શોધ કરાવવાની મદદ માટે રાહ જુએ છે.

અજબ ખેલ કુદરતનો દીઠો, કહો કહું આ વારમાં!
જો હું જાઉં રેલમાં, તો ભાગ્ય જાય છે તારમાં.

નિરંજની અહીં આ હાલતે કેવી! તેનો પુત્ર સુરથ ક્યાંથી? સુમનરાયનો બંગલો કેવો! તેનો પુત્ર ભગીરથ કેવો? આ સઘળો કુદરતનો શો ખેલ હશે, વારુ?

ચાલ, ત્યારે આપણે તેઓની પૂંઠ પકડીને પૂર્વ સ્થિતી શોધી કહાડીએ!—તેના ભાગ્ય—ચક્રના આંટા કયા કયા પ્રદેશમાં ફરી આવ્યા છે, અને કેવા કેવા પવનના વેગમાં ડોલી આવ્યા છે, તે તપાસીને પાછા અહીં આવી જઇએ.

સ્વપ્નાની માયા જોઇને જાગૃત થઇ જઇએ.

---

## પ્રકરણ ૩ જું.

---

### સુખમય–સંસાર! અથવા પીંડનો પડછાયો!

" નવીન મધુ ચાખનાર દુર ક્યાં થયો?
ભૂક્ત વસ્તુ મધુપ કેમ વિસરી ગયો?—
આમ્રકલી રસ ભરેલી, લુબ્ધ થઇ તેં ચુસેલી;
છતાં નિરખી કમલાવલી, ગયો ત્યાં લોભાઇ અલી
વિરહે ઝુરે નારીથી ન જાય ધા સહ્યો–"

**" શકુન્તલા–નાટક "**

આ દશા પામેલો રાજા દુષ્યન્ત, શકુન્તલાને વિસારીને નવીન સંસારમાં આનંદ માની બેઠેલો હતો, ત્યારે તેને પૂર્વ સ્મરણ થતાં વિરહથી ઝુરતો હતો!

" નીલમ–માણેક " ની વાર્ત્તાના ત્રીજા ભાગમાં પ્રદર્શિત થયલો જયન્તીલાલ પોતાની મૃતપ્રિયા સુમતીનું અહોકાળ સ્મરણ કરતો

કરતો, કાશીપુરીમાં મૃતપ્રિયાનાં અસ્તી ગંગાજળમાં પધરાવવા આવ્યો, ત્યાં સુકુમાર મુગ્ધા ગુણવંતીનો પ્રસંગ પડયો—ને તેના સ્નેહાર્દ્રવમાં લુબ્ધ થઇને પૂર્વભાવ ભૂલી ગયો—એજ રીતે આપણી વાર્તાના નાયક સુમનરાયને નવીન સ્ત્રીના સુખમાં ઉછળતો જોઇએ છીયે—

રાત્રીના સ્વપ્નામાં નિરંજનીને શકુન્તલારૂપે યોગિની વેશે જોઈ, હાથની આંગળી પકડી ચાલતો સર્વદમન જેવો બાળક જોયો—એજ ધૂની મનમાં લાગી રહી હતી—તે બંગાલાના ચોકમાં ઇજીચેરપર લાંબા પગ કરીને પડયો હતો—સાંજનું " એડવોકેટ ઓફ ઇન્ડીયા "—વાંચતો હતો. ઘડીમાં તે પડતુ મુકીને વિચાર કરતો હતો. આજના અંકમાં એક પોતાના મન–સમાધાનની હકિકત પ્રકટ થઈ હતી. મેલબૉર્નમાં બનેલા એક બનાવની નોંધ હતી. કેટલેક વર્ષે ગુમાયલી સ્ત્રી મળી આવી હતી, પણ તેની સાથે બાળક હતું, એ બાળક પોતાનુ હોવાની ધણીએ આનાકાની કરી હતી—અને આખરે તેના પહેલા મેળાપની વાત યાદ આવી હતી—દુષ્યન્ત જેમ પ્રેમ ભેટ વિસરી ગયો હતો, ને સગર્ભા શકુન્તલાની દોષિત દશા થઇ હતી, એજ રીતે તેને થયું હતું.

સુમનને પણ આજે એવીજ કલ્પના ઉદ્‌ભવી હતી.

" નિરૂ કાં મ્હારા ગર્ભથીજ ભરાયલી ન હોય? કાં તે ગર્ભ બીજાનો ગણીને મ્હારી ગેરહાજરીમાં તેનો અંત લાવવાનો આકરો યત્ન થયો ન્હોય?"

આ કલ્પના ચાલુ છે, એટલામાં ભગીરથ પોતાની સાથે પેલા રંક હાલતે દેખાતા સુરથને લઇને પિતાની પાસે આવ્યો, અને બોલ્યો.

" પિતાજી ! આ કોઈ ગરીબ પણ ભલો અને પરોપકારી છોકરો છે. સરત ચૂકથી હું એક સાઇકલની અડફટમાં આવી જતો હતો, તે વેળાએ આ ભલા છોકરાએ ચેતવીને મને બચાવ્યો છે. એ માતા વિનાનો છે, તેમને કંઇક આપો ?"

## સુમન અને સુરથ ને ભગીરથ.



ભગીરથ, પોતાના પિતા અને સુરથને લાવ્યો.

ભા. ૨. પૃ. ૧૨.

"આપનું ભલું થશે. મ્હારી માતાથી હું છૂટો પડી ગયો છું. મને કંઈ ખાવાનું આપો? હું સવારનો ભૂખ્યો છું. હું અપવિત્ર કે અજીઠું અન્ન ખાતો નથી. કાં તો મ્હારી બા કોઈ વેળા કાચું અન્ન મળે, તો રાંધીને ખવડાવે છે; નહિતો ફળાહાર કરીએ છીયે–ને કોઈ વેળા પાણી પીને રહીયે છીયે, પણ અમે ધર્મભ્રષ્ટ થતાં નથી–થયાં નથી!"

સુરથે ઝડપથી પોતાની હકીકત કહી દીધી.—

બિચારાં ગરજાઉ લોકો પોતાની હકીકત જણાવવાને બહુ આતુર હોય છે. તેને એમજ લાગે છે, કે રખે સામો માણસ પોતાની વાત સાંભળવા ના પાડે, અને તેને અપમાન કરી કહાડી મુકે! તેથી તેઓ દયા ઉપજાવવા, તથા કામ સાધવા સ્વાભાવિક રીતે ઝડપથી વાતો કરે છે.

સુમન આ બાળકના મોં તરફ ટગર ટગર જોઈ રહ્યો, તેની વાક્–ચાતુરી, નમ્રતા, રંકપણું, ધર્માભિમાન અને ચંચળતા તરફ તાકી રહ્યો.

સુમનની નવલ સ્ત્રી વીરમતી દરવાજા પાસે આવીને ઉભી રહી જોતી હતી–સુમનની તેનાપર દૃષ્ટિ પડી—

"વીરૂ! તને આ ચ્હેરો સ્મરણમાં આવે છે?" સુમને દ્રવતા હૃદયે દયામણા શબ્દથી પૂછ્યું.

"હા, વ્હાલા! બ્હેનીના જેવો અને કંઇક આપ ખુદની છાયા છે."

"મ્હારી બાનું નામ ન્હાની બા છે!"

"હં? તે જીવતાં છે કે? ક્યાં છે વારૂ?"

"હાજ તો! મ્હારાથી તે છૂટાં પડી ગયાં છે! ત્યારેજ હું અહીં એકલો આવ્યો તો? નીકર મ્હારી બાને મૂકીને હું શા માટે આવું? મ્હારી બા બિચારી અનાથ છે. તેનું મ્હોં મને બહુ વહાલું લાગે છે. હું મ્હોટો થઇશ કની, ત્યારે મ્હારી બાની સારી રીતે સેવા કરીશ. મ્હારા એક બાપા હતા કની, તે મ્હારી બાને મુકીને ચાલ્યા ગયા છે,

તેને પણ હું શોધી કહાડીશ? દમયંતી પેઠે મ્હારી બાની દશા થઈ છે, એમ લોકો કહેતાં હતાં! મ્હારી બા બિચારી ક્યાં હશે? તે એકલી હશે, ખરૂં? મ્હારા વિના તે રડતી ને રઝળતી હશે? મને કંઈ આપવું હોય તે આપો, હું જાઉં; મ્હારી બાને શોધી કહાડું!" સુરથ વાત કરતાં કરતાં રડી પડયો.

"ત્હારૂં નામ શું? બોલ, રડ ના!" વીરમતીએ કહ્યું.

"મ્હારૂં નામ સુરથ!" સુરથે આંસુ લુછતાં કહ્યું.

"કેવું મઝેનું નામ!" ભગીરથે કહ્યું.

"મ્હારૂં નામ ભગીરથ ને તેનું નામ સુરથ! જોડી બહુ મઝાની! પણ ભાવીમાં અંતર!—

"પિતાજી! તેને આપણે ત્યાં રાખો! જો, મ્હારી સાથે તે રમશે, ભણશે, ને સુખી થશે તો આપણને આશિષ મળશે? મ્હારા સમ!" ભગીરથે પોતાના પિતાને ગળે વળગી પડીને આગ્રહ કર્યો.

"આજે હું નહિ રહું! મ્હારી બા મને મળશે, પછી જો તે કહેશે તો આવીશ! રાત પડવા આવી છે, માટે મને જવા ઘો!"

"રાત્રે ક્યાં ભટકીશ? અહીંજ રહી જા ને! તને ખાવાનું આપીશું, સુવાને બિછાનું દઇશું!" ભગીરથે કહ્યું.

"ત્યારે મ્હારી બાનું શું થશે?"

"તે પણ તને મળશે!" ભગીરથ બોલ્યો.

"સુરથ? આજે અહીંજ રહેજે!" વીરૂએ કહ્યું—

"પિતાજી? એમને રાખીયે કે?" ભગીરથે પિતાની રજા માગી—

"વારૂ, તમારી મા-બેટાની મરજી હોય, તો ભલે!"

"ત્યારે ચાલ, સુરથ!" ભગીરથ તેનો હાથ પકડીને અંદર લઇ ગયો. વીરમતી ચેષ્ટા જોવા લાગી, સુમન ઇઝીચેરપર પડી ગયો. આંખમાં ઝળઝળીયાં આવ્યાં!

"નાથ! ભગીરથ કંઈ ભિખારી છોકરાપર બહુજ પ્રસન્ન થઈ ગયો લાગે છે! જાણે બાજ્ઞે બાઈ!"

સુમનનું હૃદય ભરાઇ આવ્યું, તેનાથી પ્રત્યુતર આપી શકાયો નહિ. તેના મનને કંઇક ગ્લાનિ પેદા થયેલી જોઇને, વીરૂ પાસે પડેલી ખુરસીપર બેસીને સુમન તરફ જોઈ બોલી.

"વ્હાલા? કેમ ઉદાસ થઇ ગયા? આમ કેમ કરો છો? તમારી આંખમાં તો પાણી ભરાઇ આવ્યાં છે? તમે બહુજ કોમળ હૃદયના છો, હો પ્રાણ?"

"હા, પ્રિયા! આ બાળકને જોઇને મ્હારી છાતીનો પવન ઉભરાઈ આવે છે. તેનો ચ્હેરો કેવો જાણે નીરૂ જેવોજ છે! ફોટો રાખીને જોઇએ, તો જાણે નાકની દાંડી ને આંખની કીકી તો તેજ!"

"સરખે સરખી દુનિયાં છે! કદાચ પ્રભુ કૃપા હોય, તો જીવતાંયે નીરૂ બ્હેન મળી આવે-ને આપની કૃપાનું ફળ લીધું હોય, તો બાળક પણ મળે?"

"દશ વર્ષ થઈ ગયાં! ક્યાંયે પત્તો નથી; પણ શું કદાચ તે મળી આવે તો?"

"તો આ ઘર તેનુંજ છે. આપ તેના સ્વામી છો. મને તે બહેન જેવી છે. આ વૈભવપર તેનો પહેલો હક્ક છે. સ્વામી? તે પણ તમનેજ પરણી છે, ને હું પણ તેવીજ છું. પ્રથમ તે ને પછી હું!"

"અરે વાહરે દેવી! ત્હારા વિશાળ વિચાર અને ઉમદા ગુણનો હું ઓશીગણ છું. ક્યાં નીરૂ હોય, ને ક્યાં મળે? પણ ત્હમારા મનની કેટલી મોટાઈ છે? ધન્ય છે મ્હારાં ભાગ્યને!"

"નાથ! આજે તમે જુદાજ વિચારપર ચડયા છો. ચાલો, ભોજન તૈયાર થયું છે, પધારો!" સુમનને તેના ચાલુ વિચારમાંથી છુટા કરવાનો વીરમતીએ યત્ન કર્યો, અને બન્ને ઉઠીને અંદર ચાલ્યાં.

સગુણુ સ્ત્રીના સુખ-સંતોષામૃતથી તૃપ્ત થયલો, ને સંસાર્ણવના ભરતી-ઓટથી પછડાયલો સુમન આજે સુખી દેખાય છે, પણ તેના હ્રદયમાં જે વિયોગ ડંખ પડયો છે, તે એજ જાણે છે. જગતમાં ઉપરનું ડોળ ને અંદરની ડોલ કંઇક જુદીજ હોય છે!

વાંચનાર! સુમનનો નવો સંસાર કેવો સુખમય છે? ભગીરથ જેવો મહા મનનો બાળક, અને વીરમતી જેવી દયાળુ દીલની સ્ત્રી, તેમજ લક્ષ્મી, ને વિદ્યાની પુર્ણ કૃપાથી તે ખરે સુખીજ છે. માત્ર નિરૂ યાદ આવે છે, ત્યારે કોઇવાર તે ખીજે છે, ને કોઈવાર ડંખે છે; કેમકે નિરૂ સગર્ભા અવસ્થામાં હતી તે વેળા સદોષે સ્નેહી સંબંધ તજી ગઈ છે! કેમ ગઇ, ક્યાંથી ગઈ, તે હવે તપાસીયે! મુંબઇથી ગુજરાત તરફ નજર કરીએ.

---

## પ્રકરણ ૪ થું.

---

### અવસ્થા ચડતી કે અનુભવ?

પૂર્વના કોઈ મહાબળ પુન્યને લીધે બાળવયમાં પ્રભુ કૃપા સંપાદન કરનારાં માનવીયો, ન્હાની અવસ્થામાંયે મહાપદ પ્રાપ્ત કરે છે. ધ્રુવ અને પ્રલ્હાદ, શ્રવણુ અને ભગીરથ ઉછરતી વયમાંજ જગત્ માયાના મોહનો ત્યાગ કરી, પૂર્વાશ્રમના તપયોગે, પિતૃકૂળ તારક નિવડ્યા હતા. અને વિશ્વામિત્ર જેવા તાપસી, અનુભવને અંતે પણ વિવાદમાં હાર્યા હતા! દુર્વાસાદિ મુનીયોએ પ્રચંડ તપ કર્યાં છતાં સંસારી કર્મથી વિહિન હતા. શુકમુનિ એકાએક પ્રેમજાળ, મોહજાળમાં ફસી પડ્યા હતા. પ્રાચીન શાસ્ત્રમાંથી ઐતિહાસિક દ્રષ્ટાન્તો અનેકધા મળી આવે છે કે અવસ્થા માત્ર પૂર્વ કૃપાએ ફળદ્રૂપ નીવડે છે, ને કોઇવાર અનુભવ છતાં માયાનું બળ ભાન ભૂલાવે છે, તોપણ સંસારીયો માટે

સુખ-દુઃખનો અનુભવ બહુ લાભરૂપ થઈ પડે છે. અવસ્થાના ચડતા કાળમાં જેને જોવા, જાણવા ને સેવવાનું મળે છે, તેથી માણસનું મગજ ઘડાય છે, તેની જુવાનીના જુસ્સા નરમ પડી જાય છે. કામ ક્રોધાદિ ષડ્રિપુનો ધીમે ધીમે નાશ થાય છે, ને તેનું મરણુ થયા પછી મનુષ્ય ન્હાની વયનો છતાં બિમાર વૃદ્ધાવસ્થાયે પહોંચેલો જણાય છે. વિપત્તિ સમાન શાન્તિ નથી, અનુભવ સમાન સુખ નથી. એકજ અવસ્થામાં જીવન ગાળનારા મૂર્ખ રહે છે! સંસારની ચડતી-પડતી જેણે જોઈ નથી, તેનો ગર્વ ગળતો નથી; જ્યાં સુધી જે માણસ મદાંધ છે, ત્યાં સુધી તે પ્રભુની ખરી પિછાણ કરી શકતોજ નથી.

આપણી વાર્ત્તાના વૃદ્ધ જન, સલુણી નાયિકા નીરૂના પિતા સગુણરાય હવે વૃદ્ધાવસ્થાના સીમાડાપર ચડી ગયા છે. સુઘડ સ્ત્રી ગુજરી ગયા પછી, અને નીરૂ સાસરે ગયા પછી, તેમણે નવા જમાનાનો નવો અનુભવ જોયો છે.

વાંચનાર! તને વિસ્મય લાગશે, કે આ જગતની અણધારી ઉલટ-પાલટ શી? જો તો ખરો! મોહ માયાનો પડદો ઉંચકી લ્હે તો ખરો!

" સગુણરાય કાકા! આ તમારો શંકરીયો તો હવે દીન પર દીન બહુ લાડકો થતો જાય છે! ચોથું તો ગણેશ ચોથને દહાડે બેસવાનું છે, ત્યાં તો મને શીખામણ આપે છે. એને ખબર નથી, કે આ અમથો મહેતો ન હોત તો સગુણરાય જેવા બાપા ન મળત, ને ઘોઘી કાકીને શંકરીયો દીકરો ન મળત! "

" મહેતા, એ બાળક છે. વળી નવીનો દીકરો ખરો કને! વળી સગુણકાકા થયા ઘરડા એટલે કિમ્મત પણ ઘટી! હવે મને પસ્તાવો થાય છે, કે આ ઘરડે ઘડપણ અનુભવ ને અવસ્થા બન્નેને ડાઘ બેસાડયો! ખરૂં કહું તો અલ્યા અમથા, તેંજ મારી લાજ હીણી કરી! મારી નિર્દોષ દીકરી મરી ગઈ, અને મ્હારો હીરા જેવો દીકરો, કુસંપને લીધે ઘર છોડી ચાલ્યો ગયો! "

"જ્યારે એટલું બધું લાગે છે, ત્યારે નાળીયેર કોણે મોકલ્યું હતું, કે પરણુંજો? ચસકો તો ઘણો હતો! હવે દીકરો ને દીકરી યાદ આવે છે! ત્યારે તે વેળા ક્યાં બુદ્ધિ આમ ગઈ હતી? ખબરદાર જો હવે તેમનાં નામ લીધાં તો? શું મ્હારો દીકરો શંકરીયો મરી ગયો છે? વાહ!"

સગુણરાયની સ્ત્રી, જે દરવાજા કને ઉભી ઉભી સાંભળતી હતી, તેણે આ જવાબ આપ્યો.

"ત્હારા જેવી કર્કશા પલ્લે પડી, ત્યારેજ મ્હારા ભવાડા શરૂ થયા તો?"

"હજી શું બગડી ગયું છે? કોઈ કપાળમાં ડહામ દેતું હોય તો ભમરી મુકાવો; જાઓ! આ રડયો અમથો મહેતો તો હાજરજ છે ને! જાઓ? નીકળો—મ્હારા હાથનું ખાઓ, તો તમને હટકેશ્વરનાજ સમ! હું હવે રાંધી ખવરાવું, તો મ્હારા બાપનાજ સમ! ખબરદાર ઘરમાં આવ્યા તો!" કાળી વહુએ દરવાજા બંધ કર્યા, અને ગુસ્સામાંજ અંદર ચાલી ગઈ. સગુણરાય તો જોઈજ રહ્યા.

"કાકા! મુંજાઓ છો, શું? ચાલો, મ્હારે ત્યાં!" અમથો મહેતો બોલ્યો.

"પછી લોક પુછે, ત્યારે શો જવાબ દેવો?"

"એ તો ઘર સંસાર એમજ ચાલે! રામચંદ્રજી જેવાને પણ સીતાનો ત્યાગ કરવો પડયો હતો કને?"

સગુણરાયની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. સાઠ વર્ષે આ ભવાડો! આબરૂ ને અંતરની ધૂળધાણી થઇ ગઈ.

"અમથા! તું જા? નાહક વેવલી છંછેડાશે?"

"વારૂ, પણ જો જો હં! એ હઠીલી નાગણ કાકી તમને તપાવસે! જમવા વેળા થાય, તો ઉઠી આવજો!"

"વારૂ, બાપા !" સગુણરાયે ધીમે સાદે જવાબ દીધો. અમથો હસતો હસતો ગયો.

સગુણરાય રસ્તાપરના ઓટલા પર બેઠા હતા. ઘરનો દરવાજો બંધ હતો. માર્ગે જતા આવતા લોકોને શંકા થતી, કે કાકા આજે દરવાજા બંધ કરીને નિમાણા થઈ ઓટલે કેમ બેઠા હશે?

સગુણરાય પણ સંકોચાયા, બે ચાર વાર બારણું ઠોક્યું, આખરે ઉઘાડયું. કાકા જેવા અંદર પેસવા ગયા, તેવીજ કર્કશા ધુણી.

" ખબરદાર ! જાઓ, તમારા વ્હાલેશરીને ત્યાં !"

" એમ ! લ્હાવ, મ્હારાં કપડાં ?" ડોસાએ રીસમાં કહ્યું. કર્કશાએ તરત દરવાજો બંધ કર્યો, ને પળવારમાં પાઘડી, અંગરખું ને દુપટ્ટો આપી દીધો. ડોસાએ ઓટલા ઉપરજ પહેરી લીધાં. લોક જોતું જાય, ને કાકાને હસતું જાય ! ડોસો શરમાઈ ગયો. વૃદ્ધાવસ્થાએ આ ભવાડો ભારે પડયો. હાથે કરીને શોક્યનું સાલ૰ ઘરમાં ઘાલ્યું. પ્રભુએ સાવિત્રી સમાન પુત્રી આપી હતી, સત્યવાન જેવો પુત્ર હતો, પછી આ જંજાળ વ્હેરવાનું શું કારણ હતું ?

વાંચનાર, પ્રથમ ભાગના પહેલાજ પ્રકરણમાં તેં સગુણરાયની સાહ્યબી જોઈ છે, હવે તે આ દશા કેમ પામ્યો, તેનો અંતરભેદ જાણવા હવે આગળ વધીએ.

---

## પ્રકરણ ૫ મું.

---

### મધુરીની મન-વ્યાધી.

મનોહર બાળા-રંક મધુરીના જીવન પર આઘાત પડયો છે. અરેરે ! બિચારી તિક્ષણ ક્રોધનું બળિદાન થઈ છે. નિર્દોષ છતાં, સમયકાળે તેના પર અવળો આક્ષેપ ઘડી કહાડયો છે. માબાપની માનિતી, ને સાસ-

રીઆની લાડકવાઇ થવા યોગ્ય; પતિની પ્યારી અને જન–સમુહમાં વખણાયલી નારી થવા યોગ્ય, ભાગ્યયોગના પ્રબળથી તે કલંકિત બની છે !

માબાપના અનુમત પ્રમાણે, દીકરીયે સાસરે રહેવું જોઇએ–જવુંજ જોઇએ ! વર કદાચ વંઠેલ હોય, અથવા સાસુ કલાંઠ હોય, તોયે દીકરીયે વેઠવુંજ જોઇએ; એવા માબાપના મતનો ભોગ થયલી મધુરી, કેવી કઠણ સ્થિતીયે અટવાયલી છે, એ તો આપણે સારી રીતે જોઈ શકયા છીયે ! ખરૂં કહીયે, તો એકાગ્રહ હઠથી આ નિર્દોષબાળા દુ:ખના ડુંગર તળે દબાઇ ગઇ છે.

વિનોદરાયે, ગત રાત્રીનો ભેદ જાણી લીધો; પણ તે ભેદ ભાંગવાનો યત્ન ન કર્યો ! ઘોડાવાળાનું બોલવું અધુરૂં હતું, તેની પૂર્ણતા થવા ન દીધી. પોતાની રંક પુત્રી પર ભરૂંસો ન આવ્યો. પતિથી કંટાળેલી, રાત્રીના સમયનો એકાન્ત સાધીને, જુવાન બન્ધુને સાથી ગણીને, ગુપ્ત પડી રહી; એજ સંજોગ, માત્ર મધુરીના શીર પર અપવાદ રૂપ થઇ પડયો ! સુમન પર આ અપવાદ ચડતાં પહેલાં નિર્ગુણરાય ને નિરંજનીના પત્રે, વિનોદરાયને બહુજ ભડકાવ્યો. નિર્ગુણરાયે પોતાના પુત્રનો ઉચ્છૃંખલતાનો ઇશારો કર્યો હતો, અને નિરંજનીયે, નાદાનપણામાં શંકાને સ્વાધીન થઇને મધુરી સાથના પ્રેમ–બન્ધનની વાતનો ઠપકો લખ્યો હતો. સુમનનું ચિત્ત મધુરીમાં છે, અને મધુરી પોતાના પતિથી વિમૂખ થઈ છે, આ પુરાવો સાધનભૂત થઈ પડયો; અને વિનોદરાયનું મગજ ચક્રમ બની ગયું ! તેમની ડીગ્રીનો પારો છેક ઉપર ચડી ગયો.

મધુરી પ્રભાતમાં સુમનના ઉતારામાંથી બંગલામાં માતા કને આવી, તે સમયથીજ તેના અંગમાં કંપ અને હૃદયમાં લ્હાય બળતી હતી, આંસુ છુપાં હતાં, મન વિહ્વળ હતું, જીભ ચળવળતી હતી, કે કયારે ખુલાસો થાય ? મધુરીના મોં પર ઉદાસી છવાઇ રહેલી હતી, એટલે

ભગીરથી માતાએ તેને ન બોલાવી; કેમકે જો તેને પુછે, તો તરત શ્રાવણ–ભાદ્રપદનાં વર્ષાજળ, અશ્રુજળ તરત નીતરી પડે તેમ લાગતું હતું. મધુરીને જેમ ચોરનું હૃદય ચોર, તેમ ઠણુકતું હતું.

વિનોદરાયનું દીલ કટાઇ ગયું–ઝેરી બની ગયું! તેને સુમન પર એટલી હદ સુધી અભાવ પેદા થયો, કે સુમનનું મોં જોવાની તેની ઇચ્છા નષ્ટ થઇ ગઇ. જો પોતે ભોજન લ્હે, તો હમેશના નિયમ પ્રમાણે ભગીરથી પેલા સુમનને જમવા બોલાવે, પણ વિનોદરાયને તો તેનું મોંયે જોવું નહતું, તો પછી સાથે બેસીને શું?–તેણે અંદર કહેવરાવી દીધું, કે આજે અગત્યનો કેસ છે, માટે ઓફીસમાં નાસ્તો કરી લેવાશે. એટલું કહેવરાવી–ગાડી જોડીને રવાના થયા. ઓફીસમાં જતાં જતાં–સુમનના કાગળો તેને મોકલતો ગયો. અને મધુરીના ધણીનો કાગળ, ભગીરથીને મોકલાવ્યો.

સુમનના હૃદયમાં શક પડયો હતોજ. પેલા ઘોડાવાળાને બોલાવીને વિનોદરાયે પુછ્યું, ને તે ઘોડાવાળાએ સુમનને તે હકિકત કહી. આ હકિકતમાં પુરાવો અધુરો લેવાયો છે, તેથી જમતી વખતે ખુલાસો કરીશું, એવી ધારણા રાખીને સુમન વખતની વાટ જોવા લાગ્યો; તેટલામાં તો થોડી વારે તેના હાથમાં પિતાનો ને પત્નિનો, એમ બે પત્ર મળ્યા–આહા! તે ફોડેલા–વંચાયલા હતા. સુમને પ્રથમ નિરૂના અક્ષર ઓળખીને તે પત્ર વાંચ્યો. આહા! તેમાં મધુરીની શંકાશીલ વાત હતી, અને તે વાતનો ભેદ વિનોદરાયના વ્હેમને રોગાન લગાડનાર હતો, તે તેને લાગીને આવ્યો–બીજો પત્ર પિતાનો, વિનોદરાય પર હતો, તે વાંચ્યો. જ્યાસલેટમાં દીવાસળીથી બત્તી સળગેલી લાગી; અને ભડકો પેદા થયો હશેજ, પણ હવે કરવું શું? તરત તે ઉઠયો, અને બંગલાના નાકા કને આવ્યો, ત્યાં તો ગાડી જોરમાં હંકાયલી જોઇ! બંગલા પાસે આવીને ભૈયાને પુછ્યું તો માલમ પડયું, કે શેઠ આજે

જમ્યા વિના ગયા! તે અંદર ભગીરથી કને આવ્યો. ભગીરથી હજી તદ્દન અજાણી હતી. તેણે કશો ખુલાસો ન કર્યો. માત્ર કેસની ગડબડને લીધે ઉતાવળા ઓફીસમાં ગયા છે, એટલીજ હકીકત જાણી. હજી પા કલાક થયો, તેટલામાં ટેલીફોન આવ્યો; ને ત્યાં ભગીરથીને વાત કરવા બોલાવી. વિનોદરાયે જણાવ્યું, કે–મધુરીને પેલા સુમન સાથે મળવા કે દૃષ્ટિ પડવા ન દેવી!" ભગીરથીએ કારણ પુછ્યું; પણ તે નિરાંતે કહેવા જણાવ્યું. સુમનને ભટદ્વારા, તેમના ઉતારામાં ખાવાનું મોકલવા કહ્યું; અને તે હુકમ, ભટને ટેલીફોન કને બોલાવીને આપી દીધો. સુમન હજી ત્યાંજ બેઠો હતો. ભગીરથી નીચે ઉતરી ગઈ; અને શેઠનો હુકમ ભટજીએ સંભળાવી દીધો. સુમન તો જાણતો જ હતો. ભટજીએ ખુલાસો પુછ્યો, ત્યારે ગરજના માર્યા સુમને તુટતા અવાજે, થોડીક વાત કરી; પણ તરતજ તે ઉઠી ગયો. ભગીરથીને ખોટું લાગ્યું, પણ મોં બતાવી ન શકી; તેમ સુમનને દુર થવાનું કહેતાં જીભ ન ઉપડી. અંતે પોતાના ઓરડામાં ચાલી ગઈ. મધુરી પોતાના પલંગપર એકલી પડી પડી આળોટતી હતી, અનેક વિચાર કરતી હતી, ત્યાં ભગીરથી ગઇ; અને તેને રાત્રીએ શું બન્યું હતું, તે પુછ્યું. મધુરીયે રડતે હૃદયે સઘળી વાત કરી. તરત ઘોડાવાળાને પાછો બોલાવીને ભગીરથીએ પુછ્યું. મધુરી અને સુમન નિર્દોષ લાગ્યાં. પણ વિનોદરાય વહેમથી ઘેરાયલો છે, અને સુમન માટે તિક્ષણ હુકમ આપ્યો છે, એ વાત મધુરીને કહી. તત્કાળ તે બાળા મુર્ચ્છિત થઈ ગઇ, ને મનની વ્યાધી મનમાંજ ઘુંટાવા લાગી. સુમન પોતાના ઉતારાની બંગલીમાં આવ્યો. અને તરતજ ત્યાંથી પ્રયાણ કરીને ગયો. ભટ જમવાની થાળી પીરસી લાવ્યો. પણ કોણ હોય, કે મુકી આવે! અંતે તે પાછું લાવ્યો! અને સુમન ક્યાંક રવાના થઈ ગયો. જો કે હાલ તો તે સ્થિતી સ્થિર કરવા ગયો હતો!

---

# પ્રકરણ ૬ ઠ્ઠુ.

---

## આત્મઘાત કરવો કે દેશ ત્યાગ?

વિનોદરાય સોલીસીટરની નિર્દોષ કન્યા મધુરીના સંગનું પરિણામ સુમનના હકમાં ખોટું આવ્યું! કોયલાની ખાણમાં જતાં કાળો ડાઘ લાગ્યો! મદિરાની દુકાનમાં જતાં મહા અપવાદ લાગ્યો. ગંગાજળ પીવા જતાં દુર્ગંધ જળનું પાન થઈ ગયલું લાગ્યું. કુલીનના ઘરનો છાંયો, કુપાત્ર જણાયો. વડનો છાંયો તાડ કરતાં ખોટો નીકળ્યો. દુધ બદલે વિષ મળ્યું. સુનીતિ બદલે અનીતિનો ઉપમેય બન્યો. સંસારમાં એકાન્ત મહા દુઃખકર છે. ભાઈ–બ્હેનનો એકાન્ત સમાગમ નિર્દોષ છતાંયે અપવાદ રૂપ છે. કેવળ સાચી નીતિથી રહેવા છતાં સ્ત્રીનો સંગ અને સ્નેહ, ભારતની પાપી દૃષ્ટિમાં કલંક રૂપ છે. વહેમનું ઓસડ નથી. કેટલાક પ્રસંગો એવી રીતે નજર પર ચડી જાય છે, કે જે શંકાશીલ હોય; કેટલાક બનાવો એવા જણાય છે, કે જે નિર્દોષ છતાંયે અપવાદ રૂપ લાગે છે! સુમન કંઈ મધુરીનો મુખ આશક નહોતો–પણ હૃદયના પવિત્ર પ્રેમનો બન્ધુ હતો. મધુરીની નમણાઇ પર તે દિવાનો નહોતો, પણ તેની રંક લાંવણ્યતા પર બલિહાર હતો. તેનાં કોમલ શરીર પર તેની મોહવશતા નહોતી, પણ તેનાં કોમળ અંતઃકરણનો તે ગુલામ હતો. બાપની સાહ્યબી પર મોજ કરતી જુવાન છોકરીને તે પોતાની માનીતી કરવા મથન કરતો નહોતો, પણ તેનાં દુઃખી ભાવી પર અથડાતી બાળાને દિલાસો દેવાને તે એક ચિત્તે તૈયાર હતો. મધુરીને બાળપણથી વરાવી દેવા છતાં, ઇજતને ખાતર, યુવાન વયે નિમેલા વર સાથેજ મધુરીને પરણાવી દીધી હતી; અને તેનું પરિણામ એ આવ્યું હતું, કે કજોડાંની કહાણી થઇ પડી હતી. એક સુંદર, ગુલાબ,

કાંટાની વાડમાં, મધ્યાનના તાપમાં ચીમળાતુ હતું—એક વિશુદ્ધ રતન, ગધેડાની ગરદન પર અકિમતે લટકતું હતું. મધુરીની મન-વ્યાધી ફક્ત સુમન વધુ જાણુતો હતો. ભગીરથી દેવી બિચારી પોતાની દીકરીનાં આન્તરિક દુઃખથી અજાણી તો નજ હતી; તોપણુ જુવાન દીકરી તો સાસરે જ સારી, એ વિચારે મધુરી કચડાતી હતી. એના દુઃખથી વિનોદરાય અજાણ હતા; એમ નહોતું. તે છતાં હઠીલા મનનો સોલીસીટર સાહેબ કંઇ દીકરીના દુઃખને આડકતરી રીતે ટાળવા, પોતાની સત્તા કે કૃપાનો ખોટો ઉપયોગ દરાવી, દીકરીને લાડમાં છકાવી, તેની જીંદગીને, દમ્પતી સુખમાંથી વિરક્ત બનાવી, હરાયાં ઢોર પેઠે, છતે ધણીયે, પિયરમાં સાંઢ બનાવાની નહોતી-તે બહુ ચુસ્ત હતા. ગમે તે પ્રકારે પણુ સહનશીલતા રાખી, ધિરજથી સાસરીયાનાં દુઃખો ટાળતાં શીખે, એમ કોમળ દીકરીયોને કઠણુ બનાવવી, આ તેમનો દુરાગ્રહ હતો. જો કે તે કોઇ વેળા પ્રાણઘાતક નીવડે છે, તે છતાં આગ્રહીને અક્કલ હોતી નથી.

સુમનને વિનોદરાય બહુજ સારી રીતે ચાહતો હતો. જેના વિના ભોજન ન લે, એટલી હદ સુધી પ્યાર હતો, પણુ એક પળમાં તે પ્યાર વિખરાઇ ગયો હતો. કુદરત આડી થવાથી, પ્રેમનો અમૃત પ્યાલો ઝેરમાં ભળી ગયો હતો. નિર્મળ ચંદ્ર ઉપર કાળું ધાબું, ભલે પૃથ્વીની છાયાનું હોય, તોપણુ અજ્ઞાન જગત તેને કલંક માને છે! સમુદ્રનું જળ ભલે રસાયણતાથી નિર્મળ થઇને, આકાશ માર્ગે, વરસાદ રૂપે, જન-પ્રાણીને તરૂનાં જીવનમાં ટાઢક આપતું હોય, તોપણુ સમુદ્રને ખારો ગણીને તેને તરછોડવામાં આવે છે. જગતની આ અદ્દભૂત ને વિચિત્ર વલણથી શાણાજનો કંટાળે છે, તોપણુ માયાવી જગતમાં સુખ-દુઃખ વેઠીને સૌ પોતાનું જીવન પુરૂં કરે છે. અપવાદ વિનાનો ઇશ્વિર પણ નથી, એમ કહેવા પછી કરજ વિનાનો કાગડો, અંકુશ વિનાનું જીવડું

અને ધણી વિનાનું ઢોર, તે નકામું છે. ભલે સર્વે હોય, પણ નીતિનો તત્કાળ વિજય થઈ જતો હોય તો તે બસ છે!

સુમનનું મન અતિ ચિંતાતુર થઇ પડયું. કયે માર્ગે જવું, ને શું કરવું, એ તેને સુઝયું નહિ. પિતાના પત્રમાં લખેલી બીનાથી વિનોદરાય પર જે અસર થઇ હશે, તે કરતાં નિરૂના અજ્ઞાત પત્રથી બહુજ માઠી અસર થવી જોઇએ. એ અસર કહાડવા માટે કેટલાક ખુલાસાની જરૂર હતી, પણ તે તક મેળવવાને સુમન કશી રીતે ફાવી શકયો નહિ.

મુઝાયલા મનડાએ હવે ન્હાસી જવાનો દાવ શોધ્યો. વતનમાં જવાનું વાજબી ન લાગ્યું. વિદેશ જવું, દેશ ત્યાગ કરવો કે આપઘાત કરવો? આ સવાલો ગુંચવાડા ભરેલા થઇ પડયા. તેનો જવાબ આ-પવા કોઇ રીતે હૃદયને સુઝયું નહિ. તે છતી આંખે ઝાંઝવાથી ઘેરાયલો અંધ–પંગુ સુમન ચોપાટી તરફ ચાલ્યો. અને એક બાંક ઉપર એકલો બેઠો. એટલામાં તેની પાસે એક જુવાન વાંચનનો શોખીન, ટાઇમ્સ લઇ વાંચવા બેઠો.

સુમનની નજર ટાઇમ્સની એડવરટાઇઝ પેજ ઉપર પડી. તેમાં "ફૉર્બસ એન્ડ ફૉર્બસ કું."ની જાહેર ખબર હતી. એક હિંદુ ગ્રેજ્યુએટ કોરસ્પોન્ડન્ટ માટે જોઇતો હતો. તેની જાપાનની શાખામાં મોકલવાની તાકીદે જરૂર હતી. આ ખબર સુમને વાંચી. અને કલ્પના કરી, કે ગમે તે પગારે; ગમે તે સરતે પણ જાપાન જવું–ત્યાંથી તરત ઉઠયો. આપઘાત કરવા કરતાં દેશ ત્યાગ કરવો–આ સંકલ્પ સિદ્ધ કર્યો. હજી દશ વાગ્યા ન્હોતા, ચાલતો ચાલતો ચર્ચગેટ ગયો. ત્યાં પા કલાક વધુ બેઠો. એટલામાં લગભગ દસનો વખત થઈ ગયો. જાણીતી ફૉર્બસ કું. માં પહોંચ્યો. અને તરત સાહેબને જાતે મળ્યો. યુવાન સુમનની રીતભાત, બોલી–ચાલી, અક્ષરો, કુશળતા, ભવ્યતા, અને ગૌરવપર સાહેબ ખુશી થયો. તેણે પોતાના પિતા અને વિનોદરાયનું ઓળખાણ

આપ્યું. સાહેબે વધારે ખાત્રી ન માગી. ક્લાર્કના કામમાં બીજી જોખમદારી વચ્ચે ન આવ્યાથી સુમન ફતેહમંદ ઉતર્યો. અનાથનો બેલી ઇશ્વર થયો. સાચને આંચ ન આવી. મુઝાયલાને માર્ગ મળ્યો, અનાથને આશરો મળ્યો. એજ દિવસે પોતે જાપાનની સ્ટીમરમાં ઉપડી શકશે, એવો સાહેબને ભરૂંસો આપ્યો. સાહેબે તેને પત્ર આપવા કહ્યું, ને સુમન રવાના થયો.

આપઘાત કરવા કરતાં હાલ દેશત્યાગ કરવો ઉત્તમ લાગ્યો. 'જીવતો નર ભદ્ર પામશે.' એ સૂત્ર વધારે બળવાન લાગ્યું. પોતે આનંદ માનતો, ઉત્સાહમાં આવી ગયો. પોતાની ઉપર આવેલી આફ્ત છતાં હિમ્મતમાં આવ્યો. પોતાની પરનો અપવાદ તત્કાળ દુર નહિ થાય, તોપણ ભાવી સુધરેલું લાગ્યું. તે તરતજ વિનોદરાયના બંગલા તરફ આવ્યો. અને પાછલે દરવાજેથી રૂમમાં ગયો. તેને કોચમેને જોયો, ત્યાં જઇને તેણે શું કર્યું ?

---

## પ્રકરણ ૭ મું.

---

### બચાવના બે બોલ!

" એક મેર ઉડુ રાજ, ગિરિ પાછળ જાયે છે;
એક મેર શુભ, ઉદય અહરમણીનો થાયે છે. "

શકુન્તલા—કાલિદાસ.

---

એક તરફ સૂર્યનો અસ્ત થાય છે, ત્યારે બીજી તરફથી ચંદ્રમાનો ઉદય થાય છે. એક તરફથી આફતના આફ્તાબને આથમતો જોઇયે છે, ત્યારે બીજી તરફથી હીમતના ચેરાગને પ્રકાશતો જોઇએ છીયે. ખુદાને ઘેર કાયદો લાગે છે કે આફ્ત વેળા હિમ્મત દેવી. દુઃખ આપવું, પણ સહન કરવાની હાલતે મુકવાં.

સુમન પર માનસિક આફતનું વાદળું ચડી આવ્યું, અને કોઈ રીતે સ્થિતી સ્થીર થવાનો માર્ગ ન લાગ્યો, ત્યારે કુદરતે બીજો રસ્તો લીધો. સુમનને નીતિનો જય આપવા માટે મદદ તરીકે ફૉર્બસ કુંપની હાથમાં આપી–ને હવે આ જુવાન શખ્સ–છેલ્લી સલામ કરીને જાપાન જવા તૈયાર થયો.

પોતે નિર્દોષ છે, એવા બચાવના બે બોલ પોતાનાં વ્હાલાંઓને જણાવવા માટે, રૂમનો દરવાજો બંધ કર્યો. અને ટેબલ પર માથું મુકી–ખુરસીને પોતાની આરામ–સ્થાન માની–વિચાર કરતો બેઠો. વખત વધુ નહોતો, કોઈને ખબર નહોતી, સુમન બંગલામાં છે, એ કોઇ જાણતું ન હતું. બીજાને તો તે જાણવાની ગરજ નહોતી–પણ મધુરીને હતી. આમ પોતાના નિર્દોષ મિત્ર બન્ધુનાપર પોતાને ખાતર આફત વેઠવી પડશે, એ માટે તેની છેલ્લી માફી માગવા ઇચ્છતી હતી. તે હવે કયાં રહેવા ધારે છે, શું કરવા ધારે છે, એ જાણવા માગતી હતી, પણ બે વાર રૂમ તરફ દૃષ્ટિ ફેંકયા છતાં, બારી બંધ હતી. એટલે તે પોતાના પલંગપર દુઃખના નિસાસા નાખતી ઢળી ગઇ હતી. મધુરીના રૂમની બારી અને સુમનના રૂમની બારી–એક નજરે રહેલી હતી. જો કે માર્ગ આડો હતો, પણ આડી નજરે બન્ને જોઈ શકતાં હતાં ખરાં.

સુમને જરા વાર વિચાર કર્યો. મધુરીને મળવાને દીલ તો થયું, પણ તક નહતી. એટલે તે વિચાર લક્ષપર ન લીધો. તેણે બચાવના બે બોલ લખવા માંડયા–પેહેલો પત્ર પ્રિયાપર લખ્યો.

મ્હારી પવિત્ર પ્રિયાંગને!

તું નિર્દોષ નિરૂના નામથી મ્હારા કાનમાં રણુઝણાટ કરી રહી છું. તારી નમણી મુદ્રા રંક હૃદય અને ગૌરવ ગાત્ર માટે મને ઘણું માન છે; પરંતુ સ્ત્રી જાત મુર્ખ, સાહસીક ને નાદાન હોય છે, તેનો તેં

મને પાકો અનુભવ દેખાડયો છે. મધુરી–ભલી ને નિર્દોષ બહેન મધુ-રીની છબી–તથા પત્ર તેં મ્હારી ટ્રંકમાં ચોરી લીધાં. તે બાપાજીને બતાવી મ્હારી ફજેતી કરી ને એ રીતે તેં મને કબજે કરવા–ત્હારો તાબેદાર બનવા યત્ન કર્યો ખરી વાત, સુખ મેળવવા–સ્વાધન કરવા. હું તારોજ છું, ને મ્હારાથી બેવફા ન થવાય, તે ખાતર તેં ધાર્યું ભલે કર્યું, પણ તેમ ન કરતાં મને સીધી રીતે પત્ર લખી–આ પુરાવા રજુ કરીને મ્હારી કનેથી ખુલાસો માગ્યો ન્હોત તો તારે દમયંતી જેવી દશા પ્રાપ્ત ન થાત; ખેર–ત્હારાં ભાવી! માત્ર નિર્દોષ ભૂલ માટે હું દેશવટે જાઉં છું; અને ભાવી હશે તો મળીશું; પણ મને ખેદ એટલોજ થાય છે, કે એટલી ભૂલ માટે તને મારે એકલી કરવી પડે છે. દોષિત ગણવી પડે છે! હું મ્હારા ભાવીનો વાંક કહાડું છું, પણ નિમિત્ત તને આપું છું. તેં ભૂલ કરીને પિતાની કને જો મ્હારો દોષ બતાવ્યો ન હોત–તો મહા ભૂલ થતી અટકી પડત! અગ્નિમાં દારૂ પડતો બંધ થાત; ભાવી ભૂલાવે ત્યાં લાચાર! શીખામણ દેવાની જરૂર નથી, તું તારૂં સતીત્વ સમજે, તો પ્રભુ તને સહાય થશે! હું તો હવે જાઉં છું, ભાવી યોગ પ્રબળ છે! અફસોસ! ક્યાં નીરૂ ને ક્યાં સુમન! નદી–નાવ સંજોગે મળે છે, ને વેરાય છે.

લી. ત્હારો અભાગી નાથ—

**સુમન.**

પોતાની પ્રિયાપરનો પત્ર રડતે હૃદયે પુરો કર્યો, અને પિતાપર એ બોલ લખવા બેઠો.

પુજ્ય માતા–પિતા!

તમારો પત્ર વડીલ શ્રી વિનોદરાય કાકા દ્વારા મને મળ્યો છે. આપે જે બે શબ્દો ઘરમાં સંભળાવેલા, ને બીજું પુરાણ વંચાવેલું તે મને યાદ છે. હું બેવફા કે મુર્ખ નથી. હું કામી કે ક્રુર નથી. મને

મ્હારા પિતાની આબરૂનો ભય છે. આજના કેટલાક છકેલા છોકરા, બાપને પૈસે તાગડધિન્ના કરે છે, ને કેટલાક છટેલા થઈ, નફ્ફટ નાકે ઘરમાં બળદીયા પેઠે કુદતા ને બહાર ડોળ કરતા, ધનીયા ફનીયા ને ચમનીયા જેવા હડહડતા ગોધા જેવા બેઆબરૂ બની ફરનારા માંહેનો હું નથી, મ્હારી ફરજને મ્હારૂં ભાવી હું જોઈ શકું છું. આપે ઉતાવળ કરી–ને તે મ્હારા ભાવીએ સુચવ્યું, તો તમને દોષ નથી. મ્હારે હવે મારાં ભાવીને તાબે થવાનું છે. કમાવાનું પહેલું છે. અને ધંધો કરવો, એ પણ ફરજીયાત છે. હું ધારતો હતો, કે પિતાની દયાથી હું કંઈ અજવાળે આનંદ કરીશ–પણ ભાવીએ અંધારૂં કરી દીધું, ને હું હવે અથડાયો છું. જેણે અથડાવ્યો હશે, તેનેજ ઠેકાણે લાવવો પડશે.

હું દુનિયાના એક ઉત્તમ ભાગમાં જાઉં છું. સલામત રહીશ, તો મ્હારી બનતી ફરજ બજાવીશ. મ્હારી ફિકર ન કરશો. હું ક્રોધી થઇને જતો નથી. કોઈના પર દોષ મુકતો નથી. મને સુઝયું, ત્યાં જાઉં છું. મ્હારા પર અઘટિત અપવાદ છે, ને જો કે તે દોષ કેવળ કલ્પવાદી છે, તે જ્યારે પ્રકટ થશે, ત્યારે તમને સૌને ખેદ થશે; પણ એ નિમિત્તે મ્હારૂં ભાગ્ય ખુલવાનું હશે, અને કુદરતના છુપા ભેદમાં રહીને–મ્હારે મારો ભાગ્યયોગ બળવાન કરવો પડવાનો હશે, તેથી જાઉં છું. મારી સ્ત્રી આપની શણાગત છે. હું તો હવે નામનો પતિ છું. ક્ષમા કરજો, મારા સાહસ પર તિરસ્કાર ન દેશો.

લી. આપનો તનુ–

**સુમન.**

આ બે પત્ર લખીને બીડયા, શીરનામું કર્યું, અને ટીકીટ લગાડી. ત્રીજો પત્ર શરૂ કર્યો.

સુરબ્બી વડીલ કાકાજી શ્રી–વિનોદરાય.

આપે મને પુત્રવત્ પાળ્યો છે. એ ઉપકાર બદલ આપને આજે

મ્હારા વિષે જે ભ્રમણા થઇ છે, એ એટલી દુઃખકર છે, કે તમને જરૂર મ્હારા પર તિરસ્કાર આવે; પણ તેમાં હું અને નિર્દોષ મધુરી બહેન શુદ્ધ છીયે—નિર્દોષ છીયે. મ્હારી સ્ત્રીની મુર્ખાઇ ને અપ્રીતાઇનું પરિણામ નઠડ્યું છે, ને તેથી હવે મને ખુલાસાની જગ્યા નથી, એટલું વહેમનું બળ વધી પડયું છે; તેથી હું કોઇ બીજા પ્રદેશમાં જઉં છું. મ્હારૂં ભાવી સુધરી ગયું છે, એ માત્ર તમારાજ પ્રતાપે; તો હવે ખેદ ન કરશો. તપાસને અંતે મ્હારો વિજય છે; ને તે વેળા મને નિર્દોષ ગણજો. તમારા તથા કાકીજીના ઉપકારનો બદલો વાળવાને પ્રભુ સમય દેશે, પણ હું તે ગુણ વિસરવાનો નથીજ, ભાવી યોગ હશે, તો મળીશું.

લી. તમારો ચરણરજ સેવક,

**સુમન.**

સુમને આ પત્ર પણ બીડયો. ત્રણે પત્ર ટેબલ પર મુકયા, અને ઘડીભર આમ તેમ જોઇ રહ્યો. સાંજે પાંચ વાગે, તો હારીસમાંથી બલામણ પત્ર લઇને સ્ટીમરપર જવાનું હતું. લગભગ ત્રણ વાગી ગયા હતા. મધુરીને લખવા દીલ થતું હતું; પણ ના—હૃદયે ના પાડી—એટલે પોતાની બેગ તૈયાર કરવા લાગ્યો. સૌ સાચવી લીધું, અને તરત ગેલેરીમાં આવ્યો. નોકરને જોયો, ને તેને ગાડી બોલાવા કહ્યું. નોકર ગાડી લાવે, તેટલામાં તે કપડાં પહેરવા લાગ્યો. ગાડી આવી, સામાન મુકવા નોકરને બોલાવ્યો, અને તેને ટપાલમાં નાંખવા બે પત્રો આપ્યા. એક પત્ર શેઠને દેવા આપ્યો. પોતે તૈયાર થયો, નીચે ઉતર્યો. ને ગાડીમાં બેસવા જતાં, મધુરીની બારી તરફ નજર જઇ ચડી. મધુરી તેજ વખતે ઉઠીને જોવા લાગી, તો સુમનને જતો જોયો. તે એકદમ નીચે ઉતરી આવી, ત્યાં તો તે રવાના થઈ ગયો. કયાં ગયો, તે કોઇએ ન કહ્યું. માત્ર નોકરે ખબર આપી, કે બિછાનું ને બેગ લઇને ગયા, ગયા તે ગયા, ગયા !

---

# પ્રકરણ ૮ મું.

---

## વિધવા નણંદની રંક ભાભી !

"તારાજ પાપે ભાઈ ગુમાવ્યો ! અભાગી પગલાંની વહુ આવી, ત્યારે ભાઈ જેવો ભાઈ ગયો તો ?" કજીયાબાઇએ, રંક નીરૂને દમ માર્યો, હોળીનું નાળીયેર કજીયા હતી. કોઈ સાથે લડાઇ જગાડવી હોય, તો તે કામ એમનું હતું. વચમાં કોઇ સમાધાની પર આવે, તો તેની જોડે લડીને, કજીયામાંથી અળગાં કરી, પોતાને માથે સર્વ ભાર, અને સર્વ હક સ્વાધીન લઇ લેતી હતી. જાણે ઘરમાં સાંઢ કોઈ હોય, તો તે હતી. હિંદુ ઘરમાં વિધવા દીકરી, તેનાં ભાભીઓના ભોગ ! ભાગીરથી જેવી તો થોડીજ નણંદો હશે, કે જે ધણીના ઘરની મનગમતી દોલત છતાં, પિતાના ઘરના ટુકડા, અને મેણાં ખાય; અને જેમ બાપ–મા કે ભાઇ ભાભીયો દબાવે, તેમ દબાઇ રહે ! હીંદુ સંસારમાં વિધવા નણંદની જુલમગાર કહેવત રંક દીલની ભાનુમતી માટે ખોટી ઠરે છે ! દીકરી વિધવા હોય, તો એવીજ હજો, કે પિતા ને પતિ ઉભયવંશનું કલ્યાણ કરવા અર્થે, જગતની ને ઘરની ભલી ભૂંડી ગાળ સહન કરી, હૃદયને સતેજ તથા શાન્ત રાખી, વિધવા જીવનને કાળો ડાઘ ન લાગવા દઇ, સ્નેહી–સગાંને સાચવી રાખીને જગતને દાખલો આપે ! ધન્ય છે, એવી પુત્રીને ! ધન્ય છે એવી માતાને ! ને ધન્ય છે એવી વહુને !

"બા સાહેબ ! હું તેમાં શું કરૂં ? મ્હારા નાથ મને જો તજી ગયા તો મ્હારાં ભાવી !" નીરૂ રડતે સાદે બોલી.

"હા જ તો ! તારે શું ? તને તો હવે સ્વતંત્રતા મળી ! તું જાણતી હઇશ, કે હવે મને કોઈ કહેનાર નથી, તો ખાંડ ખાજે ! મ્હારા

ભાઇને કહાડી મુકવા માટે હજી તો તને પુછવાનું છે. પુછનાર બાર હાથ ને બત્રીસ દાંતવાળા બેઠા છે!"

"મારો વાંક હોય તો મને શિક્ષા કરો, બા?"

"શિક્ષા તો પહેલી થઇ, જીવતે ધણીયે રંડાપો."

"બસ કર, છોકરી! એ તું શું બકે છે?" શીવગંગા કજીયાનો કલહ સાંભળી બહાર આવતાં બોલ્યાં.

"તો શું મ્હારા ભાઈનું મને ન લાગે કે?"

"લાગે, પણ તેમાં બિચારી વહુનો શો વાંક? તું તેને જ્યારે ને ત્યારે વગર વાંકે વઢીને વહુને પજવે છે શા માટે? હશે, તેને જવું હશે તો ગયો, એથી શું પાછો નથી આવવાનો? એ તો સૌ સૌનાં લક્ષણે સુધરે! ઠોકર ખાય, ત્યારે ઠેકાણે આવે! નાહક ઘરનો ભવાડો શો કરવો?"

"અરે વાહરે વાહ! વહુનાં વકીલાતણ તો જબરાં આવી નીકળ્યાં! વહુનો વાંક નહિ, ને ભાઈ તો અમથો ન્હાસી ગયો—જાણે દીકરા વિનાની વહુ આવી હોય! જાણે દીકરા વિના વહુ—વંશ.

"બસ, બસ! બહુ ના બોલ! જરા વિચાર તો કર—દીકરા વિના વહુને વંશ રહેવાની વાત કરતાં લગાર લજાતી નથી! અને કદી દમ્પતી સહવાસ પછી ગર્ભ, પ્રસુતા પહેલાં ધણી પ્રદેશ નીકળી જાય, કે મરી જાય, તો શું સ્ત્રીયો બાળક જણતી નથી? આપણા પાડોસીનું તો જો? વેલી વહુનો દીકરો તેનો વર ગુજરી ગયા પછી આઠમે મહિને આવ્યો હતો. મરતી વખતે વેલીને બે મહિનાનો ગર્ભ હતો.

"સમજી! સમજી! કંઇક કાળું ધોળું છે, એટલે ભાઈ ન્હાસી ગયા, અને સાસુ ઢાંકપિછોડી કરવા બેઠાં! બળ્યું, મારે શું?" કજીઆએ અઘટિત લાગતાં વેણ કહી—મન ઠારીને, બે હાથે—ફૂલ છાંટી ચાલવા માંડી. પાપ ગયું, ને જોવા ટળ્યું; તેમ શીવગંગા શાન્ત પડી.

"માજી! મને ગમે તો પિયર મોકલી દો, હું અભાગી હવે નહિ જીવીશ! મ્હારા પર પતિને દુર કરવાનો દોષ પ્રભુએ દીધો, પછી ભલે ગમે તે કારણે નાથ વહી ગયા હોય! હવે મારૂં રક્ષણ કરનાર કોણુ બીજું છે? મ્હારી માતા તો નથી. આપ જો મ્હારી માતાની ગરજ"—એટલું કહેતાં રંક નીરૂની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. છાતી ભરાઇ આવી, જીભથી વધુ બોલી ન શકી.

"દીકરી! દુઃખી ન થા; ભાવીમાં સુખ-દુઃખ હોય, તે વેઠવું પડે! તું ગભરાઇશ નહિ. અકળાઇશ નહિ. કજીયા લગાર અલ્હેતી છે, તેમ નામ પ્રમાણે ગુણ છે, એટલે લડે, પણ તું તેનું ગણકારીશ નહિ. સુમન કંઇ તારે લીધે થોડો ગયો છે! એ તો જુવાન છોડી સાસરે સારી, તેમ જુવાન દીકરો નોકરીયે રૂડો! મફતના પાડા પેઠે બાપની કમાઇના રોટલા ખાનારા કંઈ આપણા ખડીયામાં દાદાઓ થોડા છે? મફતનું ખાવું, ચમકદાર કપડાં, પહેરવાં, ને સાંજ સવાર દાદાગીરી કરવી; નફ્ટોને કંઇ શરમ છે? એવા તો ઘરથી દુરજ ભલા! બાયલાં માબાપો હોય, તે એવા દીકરાની પરવા કરે! છો ગયો. તારા સસરા તો બહુજ ખુશી થયા. એ દુર કંઇ ગયો, તો હવે સુધરીનેજ ઠેકાણે આવશે. ફિકર નહિ, લોકની પરવા નહિ, જગતને મ્હોડે કંઇ ઢાંકણું દેવાશે? તું તારે નચિંત થા, ચાલ–" શીવગંગાએ બિચારી નીરૂને શાન્તિ આપી.

નીરૂ મુઝાતી–મનમાં સંકોચાતી ચાલી. એકાદ મહિના પછી રજસ્વલા થઇ નહતી, દહાડા રહેલા માલમ પડતા હતા, ને તેથીજ શીવગંગાએ વગર પુછે ખુલાસો કરી દીધો હતો કે, નીરૂનો, નાદાનીમાં પ્રભુ પ્રસાદીથી મળેલો ગર્ભ–ગળી ન જાય! કજીયા સમજી ગઇ, કે બા સાહેબે પ્રસ્થાનું મુકયું, માટે હવે ન બોલાય, પણ ભાભીને કંઇ છે ખરૂં! નીરૂને લાગ્યું, કે સાસુજી સમજી ગયાં જણાય છે. અને

મન-તનને ધક્કો ન લાગે, તેથી નિર્મળ ખુલાસો કરી દીધો છે! હવે સૌનાં ભાવી!

કજીયાનો કંકાસ કંઇ નવો નથી. સર્વ હક સ્વાધીન છે! કજીયાનું મૂળ છે! તેનો એ ધંધો છે. વિધવા, ને બાપ-માની માનીતી, વળી સારા ઘરની દીકરી, એટલે માબાપની શરમમાં લાડકીનાં વેણુ સૌ સાંખે-ને આ નાદાન પોતાની સફાઇમાં તણાય. તે નથી જાણતી, કે શરમ કાજીની-કૂતરીની નહિ!!

---

## પ્રકરણ ૯ મું.

---

### વર-હેલી વનિતા!

નૈષધરાયનો પરિત્યાગ પામેલી દમયંતી, જ્યાં જ્યાં ગઇ, ત્યાં ત્યાં કલંકીણી ઠરી! છતે પતિયે, જ્યારે તેને તજી દીધી હશે, ત્યારે તે કેવી અનાચારી ગવાયલી હશે?

સીતાને રામે તજી દીધી. નિર્દોષ ને રંક જનકતનયા અવદશાના કલંક-શિખરપર ચડી, ત્યારે જગતમાં તેને નિરાંતનું ઠામ ક્યાં હશે?

દ્રૌપદી પોતાના પતિની છાયામાંથી છુટી, એટલે તેનાપર હજારો શત્રુઓ હાથ નાખે, તેમાં નવાઈ શી હતી? રખેવાળ વિનાની વાડી, ગોવાળ વિનાનું ધણ, માલેક વિનાનું મંદિર, અને ધણી વિનાની સ્ત્રી તો રઝળતું ધન જ કહેવાય! તેના ગ્રાહક રસ્તે ચાલનારા થાય, અથવા તેનો ઉપભોગ કરવા કોઈ પણ હામ ચલાવે, તેનો માલેક જવાબદાર કોણ? કોઇ નહિ!

"દીકરો ગયો તો ગયો, પણ તે સાથે વહુ જશે." આ પ્રશ્ન શીવગંગાને વારંવાર થતો હતો. વહુ ઘરમાં હશે, તો દીકરાને કોઇ વાર પણ ઘેર આવવાની લાલચ થશે, આમ તેણીના મનમાં ઘોળાતુંજ

હતું; ને તેથી જેમ બને તેમ, આંખ ફૂટયા પછી ભ્રમર સામું જોવાનું ધારેલું હતું. વળી નીરૂ આશાવંતી છે, એ પણ તેની દૃષ્ટે પડયું હતું. પ્રભુ કૃપા સારી કે પુત્ર જતામાં તેને ગર્ભ રહેલો હતો! પોતાની પુત્રી કંકાસીયણ છે, ને તેથી કદી કાચા કાનના નિર્ગુણરાયને ગમે તેવું ઠસાવીને નિર્દોષ નીરૂના મગજપર દુઃખનો વધુ બોજો નાખે, માટે પ્રથમથીજ તેને શાન્ત કરવાની વાટ જોતી હતી. નીરૂ, તેના શયન-ગૃહમાં સુવા ગઇ; કજીયા જો કે પિતાજીના કાન ભંભેરવાની વાટ જોતી હતી ખરી, પણ વખત વીતિ જવાથી સવારપર વાત મુકીને સુઇ ગઇ હતી. પરંતુ નીરૂ તો સજાગૃતજ હતી! ઉંઘમાં લવતી હતી.

"મને અટુલી કરીને જશો, તો પ્રભુ દુભાશે; મુજ રંક અ-બળાનો આધાર તોડવાથી તમારી પ્રતિજ્ઞા ભંગ થશે. મને કલંક લાગશે, તો જગ તમને નિંદશે! હું અપરાધિણી નથી. હા, સ્ત્રી જાત ઉતાવળી ને વહેમી છે. વહેમનું કારણ તમે આપ્યું છે. ખુલાસો કર્યો નથી, ને એ વહેમ મને એકલીનેજ નહિ, પણ બીજાં લાગતાં વળગતાં સ્નેહી તથા મુરબ્બીયોના કાનમાં પેઠો છે. તેમના દબાણથી આપ મને તજો છો. ઠીંગણી ઉપર હિમ નાખો છો. માખણના ગાડવામાં હાથ નાખો છો. રંકને રંજાડો છો! ના; તેમ નહિ જવાય! મને સાથે લ્હો, અથવા કયાં જાઓ છો, કયારે આવશો, ને જ્યાં રહો, ત્યાં ખબર રાખશો, એવી પ્રતિજ્ઞા કરો; તો જ હું જવા દઇશ; ને તે છતાં જો મને ત્યાગી જશો, તો પાછળથી મ્હારા મગજપર દુઃખ પડશે; ને તે બોજો સહન નહિ થશે, તો હું મરીશ—એ દુઃખ તમને નડશે! પાપ નહિ, પણ શ્રાપ તો પડશે, કહો, શું કહો છો?"

"સાંભળ, ઘેલી સ્ત્રી! હું તારા રક્ષણનો અધિકારી છું ખરો, પણ તેં તારે હાથે રક્ષણ ટાળ્યું છે, તેં મને ઉઘાડો પાડયો છે. મેં વહેમનું કારણ દીધું નથી. મારી છુપી વાત જાણવાનો તને—

"બસ કરો! મ્હારા તમે ધણી છો, હું તમને પરણી છું. તમે સોગન લીધા છે, કે મ્હારા સિવાય તમે બીજી સ્રીને પ્રેમ કે હાસ્ય આપી ન શકો! મારો તમારા ઉપર પૂર્ણ કાબુ રહેવો જોઇએ. હું તમારે શરણે-તાબે છું, તેમ તમારે પણ પ્રેમ-ધર્મ ખાતર મ્હારા વિશ્વાસથી વિમૂખ થવું ન જોઇએ; તમે મ્હારાથી કંઈ પણ એવી વાત છુપી રાખી ન શકો; તે છતાં તમે યત્ન કર્યો. ઈશ્વિરે મને તે પ્રસંગ બતાવી આપ્યો. કુદરતે મને સહાય કરી, ને તે મેં તમને લખ્યું; હા, મેં તે છબી તથા પત્ર, પિતાજીને આપ્યાં-એટલા માટે આપ્યાં, કે ભવિષ્યમાં મ્હારૂં જીવન તથા તમારૂં જીવન ન બગડે, ને કલંક વ્હોરીને સુખનું સત્યાનાશ ન વળે. મ્હારાથી તમે અંકુશમાં આવો, એમ ન લાગ્યું, ને તેમ જલદીથી ઝેરનો નાશ ન કરૂં, ને વધારે જ્વાળા થાય, તો હોલાયજ નહિ, એ માટે મેં યોગ્ય કર્યું. તમને તે ન ગમ્યું, કેમકે તમે પતિ ધર્મનો ભંગ કરવા ઇચ્છતા હતા. તેથી હું કંઇ દોષિત નથી. મારા સુખના માર્ગ નિર્મળ રાખવા, અને મારા હિતના ભાગ ચોખ્ખા કરવાનો મને અધિકાર છે. મારૂં ભાવી, બીજાને શરણે જાય, ને બીજાને ભોગે, હું છતે પતિયે અભાગી નીવડું, એ શા માટે જાણી જોઇને દેખતી આંખે થવા દઉં? માટે મેં સાહસ કર્યું છે. હવે જો તેમાં મેં ખોટું કર્યું હોય, તો ક્ષમા કરો. ને તમારી પ્રિયાનો હાથ, જે હજારો માણુસો સમક્ષ પકડયો છે, તથા અગ્નિ દેવ સમક્ષ મને પાળવાની, પોષવાની, રક્ષવાની, ને બાળવાની, છેવટે મુક્તિ આપવાની પ્રતિજ્ઞા લીધી છે, તે પાળો. જો હું તેમાંથી ભ્રષ્ટ થાઉં, તો મને ગરદન મારજો. તેમાં પ્રભુદોષ નહિ લાગે. પણ હાલ તો તમારો અધિકાર અમલમાં લાવો, નાથ!"

"બસ-દુર થા! તારી ભ્રષ્ટ કે સારી ગમે તેવી રીતભાત હોય, દોષિત હોય કે નિર્દોષ હોય, પણ મારી શાન્તિ તેં હરી-માટે તને હું

કરૂં છું–ત્યાગ કરૂં છું; પ્રભુ ઇચ્છા હશે, તો મળીશું, નીકર જે જે!" એટલું ફક્ત વચન સાંભળતાં નીરૂ ઉઠી–બાઝવા ઉઠી!"

વાંચનાર! આ વર–ઘેલી વનિતા તો શયનગૃહમાં સુતેલી છે?

હા, તે સુતેલી છે; પણ સ્વપ્નામાં પોતાના પતિ જોડે લડે છે; પોતાનો દાવો રજુ કરે છે, હક્ક માગે છે, પતિયે તેનો હક્ક સ્વિકાર્યો નથી, અને તરછોડીને ચાલ્યો ગયો છે.

નીરૂ ઝબકીને ઉઠી. ચોમેર જોયું, તો ભયંકર રાત્રી ને સામે દીવો! દરવાજા બંધ. ભલી નીરૂ એક ટશે ગાભરી બની, વિભાવરી બનીને વિચાર કરતી ઉભી રહી.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### દિવાની નીરૂનો દેશ ત્યાગ કે દેહ ત્યાગ!

"મ્હારે હવે શા માટે જીવવું? શા કાજે જીવવું? શા આધારે જીવવું?–લોકનીનિંદા ખમવાને? સાસરીયાંનાં મેણાં ખમવાને! વૃદ્ધ બાપને દુ:ખનો માર દેવાને? જગતની આંગળી જોવાને? પતિ સુધી જીવન, તો પછી તેના ત્યાગ પછી સ્ત્રીએ જીવવું શા માટે? પતિ ગયા, ત્યાં સતીએ જવું! મ્હારા પતિ ન્હાસી ગયા, તો તેની પાછળ હું જાઉં! શા માટે ન જાઉં? જો ચિતામાં સાથે સળગી જાઉં, તો પછી જીવતા દેહે તેની કને ન જાઉં? જ્યાં હશે, ત્યાં જઇશ! દુનિયાના બધા ભાગો ખોળીશ–જીવ ઝબોળીશ–જીવતા હશે, તો જગ્યા ઢંઢોળીશ, ને છેવટે મરતાં સુધી તેમને મળવા યત્ન કરીશ, નીકર છેવટે બીજે કોઈ ભવ–પણ હવે આ જગ્યા કામની નહિ! મને હાય! ઘર ખાવા ધાય છે? ભયંકર લાગે છે! હું ક્યાં? મ્હારો દેહ ક્યાં? મ્હારો નાથ ક્યાં!"

નીરૂ, રાત્રીના મધ્ય ભાગ વિત્યા પછી બ્હાવરી બની ગઇ. માથાના

વાળ છુટા, રાભા જેવી બની ગઇ. બન્ધનથી હાથ ઝકડાયલા હોય, એવી દેખાવા લાગી. જુવાન વયની સુકુમાર સુંદરી, પતિના વિયોગે વિરહ ઘેલછામાં દિવાની બની ગઈ! હવે તે ઘડી પણ ઘરમાં રહેવા હઠીલી થઇ! પ્રભુ કને એક ટશે જોતી કહેવા લાગી— *

મ્હારી વ્હાર કરો જગનાથ,
અટુલી નાર તુજ શરણે;
હું દીન બની દીનાનાથ,
આવું છું તારે ચરણે;
એક વખત દે નાથનું દર્શન,
પછી તું દેજે હાથ;
આવું છું તારા ઘર સુધી,
છે મુજ, તુજ સંગાથ—૧

આ છેવટની અરજ કરતી, આંખમાં આંસુડાં ઢાળતી, દિવાની—હૃદયમાં સમજણ છતાં, બેભાન બનેલી ઘેલછામાં આવેલી, મુઝાયલી, કોઈ દીન દુઃખ ન જોવાથી, મા વિનાની દીકરી, દેશ ત્યાગ કરવા ચાલી. જો તે આ ઘેલછામાં દેહ ત્યાગ કરે, તો નવાઈ જેવું ન હતું—પણ હાલ તો તે ઘર—બાર ને વતન તજી ચાલવા માંડી!

મા વિનાની જુવાન દીકરી, સાસરીયામાં દુઃખ થાય, ત્યારે આ જ દશા પામે! તેને મા વિના બીજો આધાર કોનો? સુખ—દુઃખમાં મા સાંભરે! સારી ભાભી ખરે સારી હતી, પણ કંઈ મા થાય? બાપ તો નામનો! દીકરીનું અંતર દુઃખ કંઇ બાપની કને ગવાય? આખરે ચાલી. માનીતું પિયર પણ કોહી જવા આવેલું હતું. ત્યાં પણ સડો પેઠો હતો. મા હયાત છતાં મધુરી અટવાણી, તો નીરૂની શી દશા? મધ્યરાત્રે, ધીરે ધીરે પગલાં ભરતી, ઘર—બહાર નીકળી, ને પ્રભાતનો પ્રકાશ પડતાં સીમાડા બહાર દોડી ગઇ—ત્યાંથી ક્યાં ગઈ, તે હવે પછી જોઇએ. પણ મધુરીનું શું થાય છે, તે તપાસીયે!

# પ્રકરણ ૧૧ મું.

## દીન-મધુરી !

ગમાર કે નિર્દોષ પણ દીલવાળાં જીવડાંને કંઈક મન આધારની જરૂર છે. વિશ્રાન્તિની જરૂર છે. અવ્યવસ્થ છતાં હૃદયની શાન્તિની જરૂર છે. પંખીડાં બિચારાં સુકા વનમાંયે રહી શકે છે, તોપણ તેને સંગની જરૂર છે. એકલાનું જીવતર, તે આસાન કેદ કરતાંયે ખુરૂં છે.

મધુરીનું સંગી કોઈ નહોતું. તેના મનનું દુઃખ સાંભળનાર, ખરૂં સાથી કોઈ નહોતું. તેના ઉપર માબાપનો સખત જાપતો હતો, તે એટલા માટે કે કદી કુસંગમાં રહેવા ન પામે ! અને તે ભયથી દીન મધુરી કોઈ સખી–સહિયર સંગાથ કરતી નહતી. તેને સુમન જોડે સ્નેહભાવ ઉત્પન્ન થયો હતો, અને તે પવિત્ર, ભાઈ–બ્હેનના એક સ્વર્ગીય પ્યાર જેવો હતો. તેમાંયે કુદરતે વિઘન નાખેલું હતું, ને તેથી મધુરી દીન બની હતી.

સ્ત્રીઓના જીવનમાં બીજા મિત્રો કરતાં જો પરણેલો પતિ એ સાધક સ્નેહી હોય, તો પછી તેને બીજાની જરૂર નથી. મધુરીને તો તેનીજ મોટી વ્યાધી હતી. કાકુ તો માવડીના વેણમાં રમતો હતો. મા કહે દીવસ તો દીવસ અને રાત્રી તો રાત્રી હતી. મધુરી નઠારી તે એને મન સારી થવાનો હાલ સંભવ નહોતો. વૈરભાવ પ્રકટેલું હતું. ઘુવડને સુરજ ગમતો નહોતો. ચોરને ચંદની ભાવતી નહતી ! અપલક્ષણી સાસુને મધુરી ગમે, એ વાત અમાન્ય હતી, ને તેથી વહુ–દીકરા વચ્ચે અંતર પડાવાનું સાસુએ કામ કરેલું હતું.

મધુરી માર ખાઈને રાત્રીયે પિયર પાછી ફર્યા પછી જે બનાવો એક પછી એક તેની નજર ઉપર રજુ થતા ગયા, તેનું છેલ્લું દર્શન,

સુમનનો દેશ ત્યાગ હતો. સુમન ગયો. મધુરીએ નજરે નજર જોયું; વાયુ વેગે ઉડતો ગયો. મધુરી નીચે ઉતરી આવે, તેટલામાં તો અદૃશ્ય થયો.

પેલો ઘોડાવાળો હાથમાં એક કાગળ લઇને જ્યાં મધુરી ઉભી હતી, તે નજીક આવ્યો. બંગલાના ચોકમાં પગથી પાસે આવતાં મધુરીએ લાંબો હાથ કરીને કાગળ માગ્યો—જાણે કે તે પત્ર પોતાના ઉપર સુમને લખેલો હશે.

“ આ કાગળ તો બાપાજીનો છે! ” ઘોડાવાળાએ ખુલાસો કર્યો. મધુરીએ તે લીધો, સુમનના અક્ષર ઓળખ્યા.

“ બાપાને આલશો બા ? ” ઘોડાવાળો એટલું કહીને ચાલતો થયો.

“ અલ્યા, સુમનભાઈ ક્યાં ગયા ? ”

“ ભગવાન જાણે; ગાંહડા—પોટલાં લઇને તો હધાવ્યા, હોવે. ” ઘોડાવાળો બોલતો બડબડતો ચાલ્યો ગયો. મધુરીએ વધુ દરકાર ન કરી. કાગળ તરફ ચિત્ત ચોંટયું. બાપાનો પત્ર ઉખેડવો કે નહિ! અધીરી મધુરી અંદર ગઈ. તેણે ધિરજ ખોઇ દીધી. પોતાના રૂમમાં જઇને પત્ર ઉખેડયો. ઓહ! ભલા ને નિર્દોષ ભાઇનો, પોતાના સદોષે ભોગ થયો! તેમને વગર કારણે દેશ ત્યાગ કરવો પડયો! તેમને ખુલાસો કરવાનો સમય ન મળ્યો! અફસોસ! મધુરી મુર્ચ્છિત થઇ. દીન મધુરી આખરે હારી. રગમાં ફરતું લોહી શાન્ત પડી ગયું. કાયાનો મદ નરમ પડી ગયો. જુવાનીનું જોર શાન્ત થઈ ગયું. મગજની શક્તિઓ નબળી પડી ગઇ. આશાનો ઉમળકો અટકી પડયો. જીવનની દોરી લટકી પડી. ચોમેર જોતાં આભ ને ધરતી વિના બીજો આધાર ન મળ્યો. માતાની માયા ને પિતાનો પ્યાર છતાં, વહેવારની ખામીને લીધે, તે બિચારી અટુલી થઈ પડી. સુખ—દુઃખનાં બે આંસુ—હાસ્ય કરવાનું સ્થળ ભાગી પડયું. દારૂણ મન—વગડામાં હવે દીન મધુરી અટુલી થઈ પડી!

---

# પ્રકરણ ૧૨ મું.

## સુમનનું ભાવીબળ!

### ફકીરી તે અમીરી છે.

( ગઝલ કવ્વાલી. )

" ફકીરી ને અમીરી એ, ખલકના ખેલ ખોટા છે;
વિચારી વીચરે તો તો, ફકીરી એ અમીરી છે.—૧

હજારો દાસ હાજર છે, હુકમ જેનો ઉઠાવાને;
પરંતુ દીલ દુઃખી તો, અમીરી એ ફકીરી છે.—૨

ન પરવા કોઇની રાખે, ડરે નહી રાય રાણાથી;
મનસ્વી મોજ માણે તો, ફકીરી એ અમીરી છે.—૩

વિદ્વાન પુરૂષો કહે છે કે નિરાશનો ગમ, એ કે મોટા જખ્મ કરતાં વધારે તિક્ષણ છે; અને તે ઉપરનો બળાપો, એ જખમ ઉપર નીમકનાં જળ રેડવા જેવો આકરો ચટકો છે; સ્ત્રીનો પરમ ધાર્મિક, અને મનોહર પ્રેમ,, જ્યારે મનોવેધક શસ્ત્રનું રૂપ પકડે છે, ત્યારે તેનો ઉછાળો ને પરિતાપ, જ્વાળામુખીના ફડફડતા અંગારા માફક અંગને દગ્ધ કરી નાખે છે. મહા બળવાન યોદ્ધાનું બળ તેથી હરાયું છે. મહા સમર્થ તાપસીઓ તેથી તપહીણ થયા છે. અને મહા ગંભીર પુરૂષો પણ એજ નિરાશાના ઘાથી મગજહીણ થઈ ગયા છે! સ્ત્રીનો પ્રેમ, સાકર કરતાં ગળપણમાં ચડે છે; પણ તેનો દ્વેષ, ઝેર કરતાં પણ બુરો ત્રાસ આપે છે.

જગતમાં જીવલેણ જીવડો સ્ત્રીનો પ્રેમ છે. એ પ્રેમ એક જાતની ખાખ છે! જેને પાચક થાય, તેને ભલી છે; બીજાની પ્રાણઘાતક

છે. સ્ત્રી બિલોર કાચ જેવી નાજુક મનની છે; તેને તૂટક થતાં વાર લાગતી નથી. એ શંકાનો સાગર છે, તેને ઉછળતાં વાર લાગતી નથી. તે હલકા મનની છે, તેને હલકું મન કરતાં વાર લાગતી નથી. તે રીઝે તો રામ બતાવે છે, પણ ખીજે તો ખાસડાંનો માર ખવરાવે છે.

દેશ છોડીને વિદેશ જનારા, સ્ત્રીના સંગના નિરાશાધિકારી હશે! જગત છોડીને ડુંગરામાં ભૂખ તરસ વેઠનારા વનિતાના ઘા ખાધેલા ભમરાઓ હશે! કુટમ્બમાં કલેશ કરીને સ્ત્રીના ભરૂંસાપર સંસાર તરવા નીકળી, પાછળથી પસ્તાવના કાંટારમાં પેરનારા મુર્ખાઓ પણ સ્ત્રીથી ઘાયલ થયલા હશે! મીઠાં વચન અને ઝેરી કાતીલ મોહથી મરાયલા પુરૂષો, અંધારી રાત્રે, ભયંકર જનાવરોનો ભય તજી પ્રિયાને મળવા માટે ઉડતા જતા; તે ફક્ત રંડાની મોહિનીપરથી હશે! અફ્સોસ! ત્હારા ઇશ્કના અવેજમાં જાનની ખ્વારી થાય છે, તે જોવાને એ પાપી મોહિનીના મોહક મધુકરો તૈયાર નથી; પણ તે ક્યારે તૈયાર થશે, કે જ્યારે ઘાના મારથી ઝુરતા હશે! જગતની રચના એના ઉપરજ છે, જગત કર્ત્તાની ફતેહજ ત્યાં છે!

દુનિયામાં એવાં અનેક માણસો ન્યાયના અભાવે, પારકાના પાપનો ભાર માથે લઇને મરણ પામ્યા છે; તેઓ ઈશ્વરને ત્યાં ઇન્સાફ ભલે પામે, પણ આ લોકમાં, આ જન્મે, એવા ઘણા જનો નાસ્તિક થઇ ગયા છે! તે કહે છે કે ઇશ્વિર છે ક્યાં? જો હોય તો ન્યાય કેમ નથી દેતો? પણ તેઓ ક્યાં સમજે છે, કે ન્યાય કોર્ટનો ટાઇમ ક્યાં છે? કોર્ટમાં કેસ નીકળ્યા પહેલાં કેદી મરી જાય, તો ઇન્સાફને દોષ કેમ દેવાય? જગતની અટપટી રચના છે; બે નાળી બંદુક છે. એ મ્હોડાંની ચાકડોળ છે—સમજીને રહેવાનું છે. મુંગાનુ સ્વપ્નુ છે. ફાવેલાની ફતેહ છે. બાકી સાચાની દુનિયાં નથી—ખરાબીનો ખરાબો છે. દેખતી આંખે ખાડામાં પડવાનું છે. ભુંડાને ભુંડો કહેવાનો જમાનો નથી. દીકરાને વિવેક શીખવવા જતાં ડેફેમેશનમાં જવાનો સોદો છે.

સુમન તદ્દન ગુન્હેગાર તો છેજ નહિ; તેણે પોતાની સુનીતિને ડાઘ લગાડયો નથી. અકળાયલી અને દુઃખના ભારથી મુંઝાયલી મધુરીને એક ખરી બ્હેન તરીકે તેણે ચાહી છે; અને એ રીતે તેની ટ્રીટમેંટ કરી છે! વિનોદરાયના આકળા સ્વભાવનું પરિણામ બુરૂં આવ્યું છે. પોતાની પુત્રી ઉપર હદબાહેર દબાણ કરવામાં તે વાજબી ન હતો. ગમે તે દુઃખ વેઠીને પણ દીકરીયે સાસરે રહેવું, અને ખરે-ખરૂં કઠણ દુઃખ હોય, તેની દાદ માબાપે ન લેવી, ને દબાણ કરી, તેને તે દુઃખમાં રિબાતી કરવી, એ બાપનું વલણ ધિક્કારવા જોગ તો કહેવાશે! ભલે, દીકરી સાસરૂં વેઠે; પણ ધણી મુર્ખ કે કાચા કાનનો હોય, કોઇ પણ બદમાશ તે મુર્ખને ભંભેરીને, નિર્મળ કન્યાને સતાવે, તો તે દુઃખ દીકરીને ખમવા દેવાને બાપે દબાણ કરવાનું છે! તેની વ્હાર કરવાની નથી? જો તેમ ન હોય, તો તે પિતા નથી, શત્રુ છે!!

સુમનપર કેવળ નકામો આક્ષેપ આવેલો છે. તે બિચારી નિર્ભાગી યુવાન કેવળ વિના દોષે રવડી ગયો છે! નિરંજની જેવી માયાળુ, મનોહર અને નિર્દોષ બાળકી, કોણ જાણે કઈ ગતી પામશે; પણ તેના આકળા સ્વભાવે, અને ઉદ્ધત્ત નિર્ગુણરાયના આગ્રહી દબાણે, પુત્ર અને પુત્રવધુ ત્યાગ કરી ગયાં છે! નિર્ગુણ ને વિનોદ બન્ને ભલે સુધરેલાં ને કેળવાયલાં હોય, ન્યાયાસનપર નીતિ દેખાડનારા, ને ધારા-ધોરણના પાળક હોય, પણ વ્યવહાર દૃષ્ટિએ તે અજાણ, ગમાર, ઉદ્ધત્ત, અવિચારી, મદાંધ અને મૂર્ખ ગણાવા જોઇએ! પોતાનાં ફરજંદો ઉપર એટલી હદ સુધી સખ્તાઈ કરીને તેના જીવનપર ઘા મારવાની જરૂર નથી. અંકુશ પણ હદમાં રહેવો જોઇએ; ને તેપર અમલ થવો જોઇએ; કેવળ મગરૂરીમાં મસ્તાન બનવું ન જોઇએ. સુમન હવે મનની ફકિરી લઈ ચાલ્યો. મધુરીને મળવાથી નવું રૂદન શરૂ થશે, અને જખમપર

વધારે ઘા પડશે, તેથી તેને મોં ન બતાવીને ચાલી નીકળ્યો. મધુરી સાથે એ ખુલાસાની વાત થઇ હોત, તો મનમાં ઉછળતો ધૂમાડો-ફરકતો વાયુ લગાર શાન્ત પડી જાત. ધિરજથી કેટલોક કાળ માર્ગ શોધવાને, અથવા આજુબાજુના સંજોગ શાન્ત કરવાને યત્ન કરી શકત; પણ શંકા અને ભયથી તેમનાં બળ નરમ પડી ગયાં; ને છેવટે અંધારામાં ગોથાં ખાવાનું રહ્યું !

સુમન એક રીતે હવે છુટો થઇને પોતાના જીવનને શાન્તિના મેદાનમાં ચલાવા ગયો ખરો, પણ માનવ પ્રકૃત્તિ પ્રમાણે, વારંવાર એજ વિચાર ઘોળાયા કર્યા. છેક મુંબઈનો કિનારો મુક્યા પછી જાપાન દેશની પરસીમા જોઇ, ત્યાં સુધી કેટલાક દિવસો સુધી એજ ખ્યાલ કર્યો, ને અંતે અગ્નિનો ધૂમો અગ્નિમાંજ સમાઇ ગયો.

સારે નસીબે કુદરતે તેને યારી આપી, નીકર મુઝાયલા યુવાનને આપઘાત કર્યા વિના બીજો ઉપાય ન હતો. મુઝવણના કોથળામાં પુરાયલો માણસ, હવાની જગ્યા વિના દમ શી રીતે લ્હે, ને કેટલી વાર સહી શકે? આખરે તેમાંજ મરવું પડે !

સુમન જાપાન દેશની રીતભાતથી કેટલીક રીતે જાણીતો થયો, તેમ તેમ તેનામાં દેશાભિમાનના અંકુરો બહુજ પ્રકટવા લાગ્યા. દેશી બન્ધુ જોડે ઐકયતા અને તેનાં શું ફળ મેળવવાં, એ માટે તેને લાગણી થવા લાગી-જાપાનીસ સંસારમાં ચાલતી ઉદ્યોગીક રહેણી-કરણીથી તેના મન ઉપર બહુ ઊંડી અસર ઉતરવા લાગી. એક બાળક કે એક પુત્રી યા માતા કે સાસુ કોઇ પણ મર્યાદા ઉલ્લંઘન કરતાં ન હતાં. ઐકયતા કેમ જવળાય, ઘડી પણ સુખમાં કેમ જાય, એક પળ પણ નકામી કેમ ગળાય, એટલુંજ નહિ પણ આરોગ્યતા ને દેશકાળ કેમ સુધરે, જગત સુખી કેમ થાય, આજ વિચારો ને કામ થતું હતું !

સુમન જાણે સંસાર તજીને હવે કેવળ નિર્ભાગી સુખ મેળવવા કેમ અવતરેલો હોય, તેમ માની બેઠો હતો. તેને દેશી લોકોમાં વસવાનો સંગ મળ્યો ન હતો. જે વેપારી તરફથી આવેલો, તેની ફર્મ છેક એકાન્ત ભાગમાં હતી; ને ત્યાં એક બંગલા નજીકના કોટેજમાં સુમન રહેતો હતો. હાથે પકાવી ખાતો હતો. એક લાભ એ થયો કે તે સ્વધર્મનિષ્ઠ બન્યો! નિરાશાની ફકીરીમાં કિરતારના નામની યાદ ચાલુ રહી!

એકાદ બે માસ વિત્યા પછી એક દહાડો તે ફરવા નીકળ્યો. એવામાં રાજનગરનોજ રહીશ, મી. બળવંતરાવ નામે પોતાનીજ જ્ઞાતિનો ગૃહસ્થ મળી ગયો. બલવંતરાવ લગભગ દશ વર્ષથી જાપાનમાં આવેલો હતો. પ્રથમ તો સુમન પેઠે રેશમી કાપડના વેપારીને ત્યાં અંગ્રેજી કલાર્ક તરીકે આવેલો, પણ પાછળથી જાપાનીસ વેપારી તરીકે પંકાઇ ગયો, અને આજે તે ઇન્ડીયા સીલ્ક કું. લીમીટેડનો ધુંધી ડીરેકટર અને માલેક જેવો થઇ પડયો. ઇન્ડીયામાં જવાને હવે તે લલચાયો હતો. કેમકે પોતાને ત્યાં એકજ સંતાન હતું, ને તે પુત્રી હતી. એ પુત્રીનું નામ વીરમતી હતું. આશરે ચૌદ–પંદર વર્ષની તેની ઉમર થઇ ગઇ હતી. અને હવે તે લગ્ન યોગ્ય ગણાતી હતી, એટલા માટેજ સારો વર શોધી આપવાને સ્વદેશમાં જવા સારૂ તેની સ્ત્રી ઉતાવળ કરતી હતી.

સુમનને જોઇને બળવંતરાવને હેત ઉત્પન્ન થઈ ગયું! કુદરતીજ જાતભાઈ–સ્વદેશી જાપાનને જોતાંજ મન લલચાયું, ને તે બોલ્યો.

"કેમ ભાઇ! આપ કયાંથી, ક્યારે, ને કેમ પધાર્યા છો?"

"સાહેબ! મને બે ત્રણ માસ થયા છે. હું અહીંની ફાર્બસ કુંપનીને નામે ચાલતી યુરપીયન ફર્મમાં નોકર છું!"

હા; શહેર બહાર છે તે–પણ.

"આપનું વતન?"

"રાજનગર!"

"આપ કઈ જ્ઞાતિના છો?"

"હું નાગર જ્ઞાતિનો—મ્હારા પિતા નિર્ગુણરાય મહેતા."

"રાજનગરના જડજ સાહેબ!"

"હા, સાહેબ!"

"તેમના એક પુત્ર સુમનરાયની યુવાન સ્ત્રી, જે હમણાં એકાદ માસ પહેલાં મૅડ થઇને ઘર તજી ચાલી ગઈ તે આપના-ભાઈ.

"હા—ના—હું—"

"તમે અચકાઓ છો કેમ?"

"મને તે ખરી ખબર મળી નથી!"

"હું પણ વર્તમાનપત્ર ઉપરથી કહું છું!"

"હશે, ગમે તે હો!"

"આપ તેમના પુત્ર છો?"

"હા; મ્હારૂં નામજ સુમન!"

"બાઇ આપનાંજ ધર્મ પત્નિ—"

"પ્રભુ ઇચ્છિા! તે પત્ર બતાવશો?"

"હા; આપ મ્હારે ત્યાં પધારશો? હું પણ રાજનગરનો રહીશ અને તમારીજ જ્ઞાતિનો છું. હું સારંગપોળમાં રહું છું. મારૂં નામ બળવંતરાવ છે. મ્હારી અહીં મોટી ફર્મ છે. કું. લીમીટેડ છે. રેશમનો મોટો વેપાર છે. કારખાનું ચાલે છે. અને હું દશ વર્ષનો રહીશ થઇ ગયો છું. હું કુટમ્બ સહિત અહીં વસું છું! તમને જોઇને હું ખુશી થયો. માત્ર તમને અજાણપણામાં મનોવેધક ખબર આપવાની મેં ઉતાવળ કરી છે!"

" ચિન્તા નહિ ! જે તે દહાડે પણ બનેલું જણાતે ! પ્રભુ ઈચ્છા બળવાન છે !–માત્ર મને પેપર મોકલશો, તો ઉપકાર થશે. હું બહુજ રોકાયલો રહું છું, એટલે આવી નહિ શકીશ ! "

" તોપણ રવીવારે ફુરસદ હશે. કહો, તો રવીવારે ગાડી મોકલું; આપ મ્હારે ત્યાંજ તે દિવસ ગુજારજો ! મ્હારી પત્નિ ને કન્યા બન્ને તમને જોઇને ખુશી થશે. અહીં સ્વદેશી થોડા છે, તેમાં જ્ઞાતિભાઈ તો નથીજ!"

" વારૂ, ત્યારે રવિવારે સવારે નવ વાગે ગાડી મોકલજો, હું આવીશ ! ઠેકાણું તો તમે જાણ્યું છે ! ! "

બળવંતરાવ ખુશી થયો. બન્ને છુટા પડયા. સુમનના મનમાં નવો પરિતાપ પેઠો; પણ એક રીતે નિવૃત્ત થયો. નિરૂ પોતાના ભાગ્યને આધિન થઈ, પણ મૅડ થવા કરતાં મરી ગઈ હોત, તો વધારે સારૂં થતે ! ખેર–ગઈ ગુજરી જવા દે ! દુઃખ થાય ખરૂં, પણ અભાવનું નહિ !

સુમન છુટો પડયો. પેપર વાંચવાને અધીરો થયો. બે કલાકમાંજ પેપર તેના હાથમાં પડયું ! આખરે અભાગી તે અભાગી નીવડયો ! બાજી ગઈ તે ગઈ ! નીરૂ જેવી પ્રિયા ભલે દોષ રૂપ હતી–મુર્ખ હતી; પણ ખરી પ્રેમાળ, રંક ને વ્હાલી હતી. પ્રેમી પતિને બળાપો કેમ ન થાય ! એ રાત્રી તો વિમાસણમાં જ કહાડી ! મનની વાત મનમાંજ સમી ગઇ. ભાવી–બળ હવે આગળ ચાલ્યું !

---

## પ્રકરણ ૧૩ મું.

---

### પહેલો પ્રસંગ ! રાજયોગ !

ગરીબના નસીબમાં રાજયોગ હોય ? રાજયોગ એટલે ન ધારેલી રીતે મોટી ઉમેદ પાર પડે, ભાગ્યની કળી ખિલી નીકળે, ને જે વાત ખ્યાલમાંએ ન હોય, તે અનાયાસે આવી મળે, તે રાજયોગ !

સુમનનું મન નિરાશ હતું. તેની પ્રિય પત્નિ ગુમ થઈ ગઈ હતી, ગુજરી ગઇ, કે ચાલી ગઈ, મૅડ થઈ ગઈ, કે દેશ તજી ગઈ, પણ ગઇ; હવે તેના જવાથી સુમન એક રીતે છુટો થયો હોય, તોયે મનમાં ખેદ તો થાય! ખેદ છતાં હવે તે દેશમાં કે કુટુમ્બમાં જવા ચાહતોજ નહતો, તે તો છેવટની સલામ કરી આવ્યો હતો. ક્રોધથી કહો, જુવાનીથી કહો, આફતથી કહો, કે મુર્ખાઇથી કહો, પણ જુવાન સ્ત્રીને તજી આવ્યો હતો. જીવતે રંડાપો આપીને નીકળી આવ્યો હતો. તેને મન સ્ત્રી જીવતી નથી, એમ માનતો હશે; તેને મન સ્ત્રી ઝેરી ને અકારી છે, તેથી હવે જીવનના કામની નથી, એમ જાણતો હશે. તેનો હવે તેને ખપ નથી, એમ ગણતો હશે; ભલે ગમે તેમ માને, પણ પ્યાર વગરનું જીવન, ને લુણ વગરનુ અન્ન, કુદરતી રસથી વિભિન્ન છે, એટલે મિઠાશ નથી, ને તે વિના શાન્તિ નથી. આ સર્વ તત્વનો અર્થ એજ કે સુમને હવે સુખના બીજા રસ્તા શોધવા! નવા પ્રદેશમાં રહેવું. નવો અવતાર ગણવો, ને ઇચ્છા હોય, તો નવો સંસાર શરૂ કરવો!

સુમન, મનથી કે કમનથી પણ બળવંતરાવને ત્યાં આજના સ્વદેશી માનીતા પરોણા તરીકે પધાર્યો! બળવંતરાવે પોતાની પ્રિયાને આ નવજુવાન પુરૂષ માટે કંઇક વાત કરી હતી! સુમનને તેડીને ગાડી આવી. તેવીજ અધીરી કન્યા, બંગલાની બાજુની બારી કને આવી ઉભી રહી. જેવો સુમન ગાડીમાંથી બહાર નીકળ્યો, કે વીરમતીયે મોં મલકાવ્યું! સુમનની એકાએક ત્યાંજ દૃષ્ટિ ગઇ! પુર્ણિમાનું પહેલું દર્શન થયું! ખરે ચકિત થયો. હાસ્યવદન—ગૌરવદન, યુવાનીથી ભરાતું વદન જોયું! પોતાને હર્ષ વધે, એવી ચેષ્ટા જોઇ! હૃદયમાં ઉલ્લાસ આવે, એવું ચિન્હ જોયું! ભાવી—સુખ કંઇક ખિલતુ લાગ્યું! લોચન ને મનનો ઝઘડો શરૂ થયો.

સુમનનો આ પહેલો પ્રસંગ શરૂ થાય છે. બળવંતરાવ ચોકમાં આવ્યા. જુવાન સાથે શેકહેન્ડ કરી, ને ઘરમાં લઇ ગયા.

વાંચનાર! આ ભલા ગૃહસ્થને સુમન પર હદબાહેર પ્યાર વધારવામાં કંઇ બીજી મતલબ હતી? હા, તેની જુવાન પુત્રીનું ઋણ કહાડવાનો સ્વાર્થ હતો. સુમન જેવા અનાયાસે મળેલા કુલીન પુરૂષ જોડે, પોતાની યુવાન પુત્રીને વરાવવાની મનસ્વી ઇચ્છા હતી.

"આપણા જ્ઞાતિ બન્ધુ મી. સુમનરાય! નિર્ગુણરાયના પુત્ર, અને પેલી બિચારી અભાગી સ્ત્રીના પતિ, પણ હવે તો—" બળવંતરાવે પોતાની સ્ત્રીને સુમનની પિછાણ કરાવતાં, નાટકના સુત્રધાર પેઠે પ્રસ્તાવના કહી–મનનો ભેદ બહાર પાડયો. સુમન સમજી ગયો. બન્ને જણ કોચ પર બેઠા. સ્ત્રીએ પુછ્યું.

"આપ મરજીથી આવ્યા, કે પિતાજીએ—"

"બધું સરખું! કંઇક ઇચ્છા, ને કંઇક ફરજ!—"

"ત્યારે આપ તો એક રીતે નિરાશ થયા હશો?"

"પ્રભુ ઇચ્છા આગળ માણસ જાત લાચાર છે!"

"આપની સ્ત્રીને કંઈ એવો રોગ હતો શું?"

"હા, હશે! મારા જાણવામાં ઓછો!—"

"કદાચ આપ તેને ત્યાગીને—"

"ના, તેવું કંઇ કારણ નથી–હોતું!—"

"ત્યારે હવે તો—"

"પરણ્યા–ન પરણ્યા–આ જમાનામાં સરખુંજ."

"એમ કેમ? અંગ્રેજ–પારસીને પોસાય, કંઇ આપણે પોસાય! કન્યાની કયાં અછત છે? ખર્ચના શા કોથળા ભરાય છે? કમાવું તેટલું ખર્ચવું!

"હા, તોપણ મ્હારા વિચાર પ્રમાણે જન્મે તેટલા બધાયે પરણવુંજ જોઇએ, એવું નક્કી નથી!"

"કુદરતે શરીરનું પ્રમાણ, હવા, ઋતુ અને ખોરાક વગેરે જીવ સાથે સંબંધ રાખી કર્યું છે, તેથી દરેકને શુદ્ધ રહેવા–સ્ત્રી પરણવી જોઇએ. વળી હીંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે સ્ત્રી વિના દેવકાર્ય થતાં નથી, તેમ પિતૃઓને ખાતર સંતતિ ઉત્પન્ન કરવાને પણ સ્ત્રી પરણવી જોઇએ. વળી પુરૂષના થાકને વિસારવા, એક ખરી સોબતણ રહેવી જોઇએ. મનને શાન્ત ને એક માર્ગે રાખવા, કુસંગ ને અનીતિમાંથી બચવા, સ્ત્રી જેવું અંકુશ હોય તો સારૂં! સુખમાં ઘણું, પણ દુઃખમાં તો સ્ત્રીજ સારી!"

"હા; પણ આગ્રહ કે ફરજીયાત તો પરણવામાં લાભ નથી!"

"તમે હાલના અંગ્રેજી ચોપડી પઢેલા, ને તેમની નકલી રીતના દેખાવ સીનેમેટોગ્રાફમાં કદી જોયેલા હશે; અથવા કોર્ટમાં થતા ફારગટા-છેડા, અને અનીતિની ફરિયાદોથી કંટાળ્યા હશો!"

"તમે શું એમ ધારો છો, કે સ્ત્રી બધી સદ્દગુણી નીવડી શકે છે?"

"એ તેના ધણીપર આધાર છે. ચાલાક ઘોડાને રમાડનાર સોદાગર કુશળ હોય; તો તે રેવાલ ને વારકું ચાલ પણ ચાલી શકે છે. કંટાળેલા ને બેદરકાર પતિની સ્ત્રી, કેટલીક રીતે નિરાશાના બળે દુઃખી થાય છે; ને તેથી તે પતિની નજરમાં અસુખી માને છે. આપણો આર્ય સંસાર સુખી છે! સંતોષી છે! શાન્ત છે! ખર્ચ મોટાં નથી, મન મોટું કે ઉડાઉ નથી. જે સ્થિતિ હોય, તેમાં નિભાવ કરી શકાય છે. ફેશનેબલ જમાનો છતાં, પ્રાચીન કાળના મહા પંડિતોએ, ધારા–ધોરણ, રહેણી–કરણી, ને ધર્મપંથ એવા ઘડયા, કે ખોરાકમાં, વસવા-ટમાં, ને રહેવામાં લાંબા ખર્ચ ન થાય; તથા આરોગ્યતાથી તાજું અન્ન–ફળ ખાઇને જીવન સુખમાં ગાળી શકાય, તેવું દેશ–કાળને જોઇને બંધારણ બાંધેલું છે; માટેજ આર્ય સંસાર સુખી છે; અનેક કાળ ફરે, દેશ–વિદેશ ફરે, પણ ભારત ન ફરે, તે નજ ફરે!!"

"વાહ વા! આ વાત માન્ય છે; પણ મ્હારી તકરાર એટલીજ કે સ્ત્રી જો પ્રેમાળ, મર્યાદશીલ, અને ખરી કેળવાયલી હોય તોજ સુખ!"

આ શબ્દો સુમનના મુખમાંથી બહાર પડતાંજ વીરમતીએ આ ખંડમાં પ્રવેશ કર્યો. વીરમતીની માતા, સુમન સાથે વાતે વળગી હતી. બળવંતરાવ તો સાંભળતાજ હતા. જેની માતાના વિચાર આટલા છુટા ને કેળવાયલા, તેની કન્યા કેવી હશે ?

" માતાજી ! ભટજીએ ભાણું પુર્યાં છે ? "

" હા, દીકરી ! તું ત્યાં તૈયારી કરાવ–મેમાન આવે છે ! "

વીરમતી પાછી ફરી ગઈ ! જરા તીરછી નયને, આશાનો ઉમળકો બતાવ્યો.

" પધારો !–જમવા વેળા થઈ ગઈ ! "–બળવંતરાવે સુમનને આગ્રહ કર્યો. બન્ને જમવા ઉઠ્યા, ત્યાં તરેહવાર વાતો થઇ; મતલબ એટલીજ કે સુમનને વિવાહિતો કરવો. વીરૂને વિવાહિતી કરવી. સુમનનો પહેલો પ્રસંગ તો વિજયી નીવડ્યો.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### બીજો પ્રસંગ ! ભાગ્ય–યોગ ! !

નસીબ ફળવાનું થાય, ત્યારે સાંજ કે સવાર, રાત કે દહાડો જોતું નથી ! કથીર કે કુન્દન, બાવળ કે ચંદન, પોલાદું કે કસ્તુરી, કંઈ જોવાતું નથી. સુમન અને બળવંતરાવ જમવા બેઠા. વીરૂ પોતાના હોલમાં ચાલી ગઈ. તેની માતા, સામે પાટલો નાખીને બેઠી. ભટ્ટ પિરસવા લાગ્યો. વાતનો બીજો પ્રસંગ નીકળ્યો, પણ શો ? વીરૂનાં વખાણ ! લગ્નની વાત !

" અહીંનાં હવા પાણી તો સારાં ! " સ્ત્રી બોલી.

" હજી મને તો થોડોજ વખત થયો છે. " સુમને કહ્યું.

" મ્હારી વીરમતી તો પાણીથીજ ધરાયલી રહે છે. કેવું આરોગ્ય! કેવું તીવ્ર અને ચંચલ મગજ! દરેક વાતમાં ડાહી! જાણે સહાય થઇ હોય! ભરવા–ગુંથવામાં તો જાપાનીસ સ્ત્રીને લજાવે તેવી!"

" અને ગરીબ ગાય જેવી!" બળવંતરાવે ટહુકો કર્યો.

" એ બિચારી જો કોઈ સુપાત્રના ભાગ્યમાં જાય તો તો સારૂં!"

" આપણી ન્યાતમાં તેવા વર ક્યાં છે? જ્યાં છે, ત્યાં ફાંટાબાજ! ઇજનેરી કળા શીખવા જતાં સત્તર વખત ફેલ થાય, પણ આંકડો ન નમે? બાપ કમાય ને દીકરા ખાય! જમાઇરાજ વહુપર શૂરા! ન લાજ કે ન મર્યાદ! આખલા પેઠે ફરે, પણ ભાવી ન જુએ! આજે તો દીકરી દઇને કસાઈ ખરીદવાનું છે!"

" ને એટલા ખાતર દીકરી મોટી થઈ છે!" બળવંતરાવજી બોલ્યા. બિચારા ભલા!!–ભોળા તો ખરા!!

" ખરી વાત છે! દીકરીયોને દેવાનાં ઠેકાણાં થોડાં?"

" મને લાગે છે, કે તમે હવે ફરીને—" હસતે વદને બાઇ બોલ્યાં.

" મ્હારૂં ભાવી હાલ અથડાયલું છે. સ્થળે પડયા પછી ગુમાયલી સ્ત્રીનું શું પરિણામ આવે છે, તે જોવાનું ને હાલત પણ જોવાની! પિતાના ધન ઉપર અભાવ છે, ને દેશમાં જવાની ઇચ્છા થોડી છે!"

" ત્યારે તો અમારા ધંધામાં તમને મનગમતુ મળે તો?"

" મને પરજાતની નોકરી વધારે પસંદ છે."

" તમને એક અમારા—"

" પુત્ર કે જમાઈ–એકજ તો?" ડોસા બોલ્યા!

" પ્રસંગે વાત!" સુમને એકજ શબ્દમાં વાત બંધ કરી, ને જમી રહેતાં હાથ ધોઇ ઉઠયા. પાન–સોપારી ખાધું, બીજો પ્રસંગ પુરો થયો.

---

# પ્રકરણ ૧૫ મું.

## ભાગ્યહીણ–મધુરી !

રંક મધુરી! બિચારી એ પણ અભાગિણી! નીરૂનો પતિ સુમન તો પોતાની પરની અઘટિત અવદશાના બળે નીરૂને ત્યાગી ગયો; પણ મધુરીનો શો દોષ? શું તે કેળવાયલી હતી, તેથી કંઇ પતિ ને અ-જ્ઞાન–સ્વચ્છંદી સાસુએ ત્યાગ કર્યો? રૂપવંત ને ડાહી હતી, તેથી પતિ–પ્રેમથી તજાયલી રહી? ધનવંત પિતાની પુત્રી હતી, તેથી તે આ દશા પામી?–કંઇજ નહિ; ભાવી!

જો વિનોદરાય એટલા હદ બાહેર બચ્ચાંપર વિક્રાળ થયા ન હત, તો મધુરીનું આ પરિણામ ન આવત! સુમનની આ દશા ન થાત! સખત રીતે, નાજુક બાળાપર દબાણ કર્યું! ખંરી વાત છે કે દીકરી સાસરે સારી, પણ જો તેને નાદાન અને માવડીયો વર મળ્યો હોય, સાસુ કલાંઠ ને કુચ્છંદી હોય, ને આ સગુણી છોડીપર જુલ્મ થતો હોય, તો શું અટકાવવો નહિ? તેની વ્હાર કરવી નહિ? અલબત્ત દીકરીએ સાસરીયાં વેઠવાં જોઇએ, તે ખરૂં; પણ તેનો વાંક હોય, તો તેનાપર દબાણ ગ્યોગ્ય છે. બિચારી રીંગણી ઉપર હીમ પડે તોયે ન જોવું?

કેટલાંક હઠીલાં, આગ્રહી, ને સ્વચ્છંદી માબાપો આ રીતેજ બચ્ચાંને–હદ બાહેર સત્તામાં દાબી તેના જીવતરનું ને પોતાના વંશનું સત્યાનાશ કહાડે છે. ખરૂં કહીયે તો માબાપના કડવા મિજાજથી કંટાળીનેજ કેટલાક બાળકો કુમાર્ગે જાય છે. દરેક બાબતમાં હદ જોઇએ. વિનોદરાય તે વાત સમજ્યા નહિ! જેમ તે ન સમજ્યા, તેમ તેના મિત્રં નિર્ગુણરાય પણ મીલીટરી મીજાજમાં હાલ તરત તો પુત્ર સુખ ગુમાવ્યું.

બિચારી મધુરી, પિતાના મનમાં એક દોષિત થઈ પડી. વિનોદ-રાય સોલીસીટરના હાથમાં જે કેસ હતો, તે કેટલીક રીતે.ફતેહમંદ

ઉતરવાનો લાગ્યો. કેસ ચલાવવાની ચતુરાઇ, કાયદાની બારિકીનો રદીયો, ને કોર્ટને સગવડ કરી દેનારા પુરાવા વગેરેમાં એમણે બુદ્ધિબળ ઠીક ચલાવ્યું, ને તેથી જડજ સાહેબ પણ ખુશ થતા ગયા. આ આનંદથી તે આજે ખુશીમાં આવ્યા હતા. અને તોપણ સુમનની દાઝ દીલમાં હતીજ.

આજે મધુરી ઘણી દુઃખી દેખાતી હતી. તે જગત હારી ગઈ હોય, અને હજી તેમનાપર કેટલું દુઃખ પડવાનું બાકી હોય, તેમ નિ-રાશાથી નબળી પડી ગઈ હતીઃ

સુમન ગયો, રાત પડી, અને વિનોદરાય પણ આવ્યા. સુમનનો પત્ર મળ્યો. તે ઉપર લક્ષ ન દીધું, પરંતુ રાત્રીએ આ વાતનો નિકાલ થયો !

રાત્રે વિનોદરાય બહાર ફરીને ખુશ મિજાજમાં બંગલામાં આવ્યા. ત્યાં, રંકબાળા-દીન મધુરી રડમસ ચ્હેરે બેઠી હતી. માતા ભગીરથી તેનું ચીન્તવન કરતી હતી. વિનોદરાય તે પ્રકરણ જોતો સ્થંભી ગયો. કંઇક તેનું હૃદય પિગળ્યું, પણ હજી પેલા સુમનનો ક્રોધ દીલમાં હતો, તેથી મધુરીપર દયાએ ખરૂં રૂપ ન લીધું. *

"માતા ! તમે મને ઘણું કહો છો, પણ મારૂં હૃદય કંઇ મ્હારા હાથમાં છે ? મને રડવું આવી જાય છે, તેમાં હું શું કરૂં ?" મધુરીએ દીનમુખે પોતાની માતાને કહ્યું.

"દીકરી ! તારા બાપનો સ્વભાવ કડક છે; અને બનાવ શક-મંદ બન્યો. તેની પુરી તપાસ ન થઇ, તેમાં આ દુઃખ થાય છે. પણ તું ન ગભરા, સત્યનો બેલી શ્રી રામ છે; તારા પિતાને હું હમણાંજ વાત કરીશ !"

"કહો-હું સાંભળવા તૈયાર છું !" વિનોદરાય જે દુર ઉભો રહી સાંભળતો હતો, તે નજીક આવીને બોલ્યો. મધુરીથી રડી જવાયું !

"બેટા મધુરી ! તુ મને વ્હાલી નથી તેમ નથી. મ્હારે બે પાંચ બાળકો નથી. વંશમાં તુંજ એક સપુત પુત્રી છું; પણ તેં જે મુર્ખાઇ કરી છે-"

## ભગીરથી ને મધુરી.



મા કને મધુરાનું રૂદન—પિતાની દયા—

ભા. ૨. પૃ. ૫૪.

"પિતાજી! મને જરા કહેવા દો, મ્હારી છાતીપરનો ભાર ઉતારવા દો. હું મુર્ખ તો છું, પણ અઘટિત ચાલતી નથી; હું ઉતાવળી હઇશ, પણ છીછછળી નથી. બાપુજી! હું કઠણ સંજોગે, તમારા ત્રાસથી એકાન્તમાં રાત રહી છું ખરી, પણ ભાઇ સાથે બ્હેન રહી છે. નીરૂનો પત્ર, એક પરણેલી સ્ત્રી તરીકે વહેમ ભરેલો છે, અને હું નિર્દોષ છું. સુમન મને બહેન જેવી ચાહે છે, ને તેને હું ભાઇ ગણું છું. ઉભા રહો!"

એટલું બોલીને, આ સત્યવદની વાઘેણે, પોતાની ડેસ્કમાંથી સુમનનો રાજનગરથી આવેલો પત્ર કહાડી વંચાવ્યો. તેમાં મધુરીને એક ભાઈ તરીકે તેણે શાન્તવન કરેલું હતું. ટપાલની કવરપર જે દહાડાની છાપ હતી, તે વકીલ સાહેબે તપાસીને પુરાવાથી ખાત્રી કરી લીધી કે મધુરી નિર્દોષ છે.

"ત્યારે તું ત્યાં શા માટે સુઇ રહી. કાં સુઇ રહી?"

"હવે મને કહેવા દો! તમે મ્હારી દીકરીના શત્રુ બન્યા છો!" ભગીરથીથી રડી જવાયું.

મા! ક્યાં છે મા! દીકરીની મા ક્યાં છે? નીરૂની મા હોય તો તે આમ થાય! લોકો ધારે છે, જેમ તે મરી ગયલી મનાય!—માવડીનો જીવ, અને તે દીકરી પાછળ? તે પછડાઈ અરે વ્હાલાં ફરઝંદ પાછળ પટકાઈ મરે! દીકરીનું દુઃખ માતાથી જોવાય? ના. તેનાં આંસુ ને માતાનું લોહી! સાસરામાં દુઃખી દીકરી હોય, ને પિયર આવતી અટકાવેલી હોય, તો માવડી પાદરે જઇને મોં જોઈ આવે. ભૂખી—દુઃખી હોય, તો છુપા લાડુ કરીને ખવરાવી આવે! વાહરે મા વાહ! ક્યાં છે દીકરીની મા!

"હા, પણ મેં તેનું ખોટું નથી કીધું! દીકરીને લાડમાં લડાવીને, તેના સુખનું સત્યાનાશ નથી વાળ્યું! જગતમાં એમ નથી કહે-

વરાવ્યું, કે સારા ને સુધરેલા ઘરની કૂળવાન દીકરીએ, બાપની કુમકે, ગરીબ સાસરાનું ઘર ઉઠાડયું !

"પણ રાંડ કુંભારજા સાસુનો સંતાપ—ને માવડીયા દીકરાનો માર, આ કુમળી કળી કેમ સહે? ચાર દીનથી તેનાપર માર પડતો હતો !" ભગીરથીયે ભેદ ખોલ્યો.

"એમ! ત્યારે મને કેમ ન કહ્યું ?"

"ત્રણ દીનથી તેને કહાડી મુકેલી. એક દીન ઘરના ખુણામાં ગુંજાર્યો. બીજો દીન ઓટલાપર સુઇને કહાડયો. ને ત્રીજે દહાડે મારીને રસ્તે ફેંકી—ત્યાં સુમન આવતો હતો, તેને જોયો. ને રડી પડી—રાત વેળા નમારી તો સખ્ત મનાઇ, કે સાસરે જવું, પિયર ઘેર રાત્રે નહિ ! ત્યારે તે ક્યાં જાય ! સુમને માથે જોખમ લીધું, કે ગમે તે થાય, તું મ્હારા રૂમમાં સુજે ! તે બિચારી બ્હીતી બ્હીતી આવી. ઘોડાવાળો તથા માળી તેની હાજરીમાં હતા, સુમન ગેલેરીમાં અને મધુરી અંદર હતી.

"શું આ વાત ખરી, મધુરી!"

"હા—પિ—તા જી !" મધુરી એટલું બોલીને મુર્છિત થઇ ગઇ ! વિનોદરાયનું હ્રદય ભરાઇ આવ્યું. તેણે તેને છાતીમાં દાબી, ભગીરથીએ જળ છાંટયું, ને જરાવારે મધુરી શુદ્ધિમાં આવી. તેને અંદર શયનગૃહમાં લઈ ગયા. કોલનવોટર સુંઘાડયું. તે શાન્ત થઇ! છાતીપરનો ભાર ઉતરી ગયો. મધુરી હવે નિર્મળ થઇ! પણ સુમનની વાતનું શું થયું? વિનોદરાયે હવે નવી તપાસ ચલાવી.

દરેક માણસની ટેવ હોય છે, કે જ્યારે તે એક વસ્તુને દોષથી જુએ, વહેમ રાખીને તપાસે, તો જરૂર તે દોષિત લાગે; પણ જ્યારે તે નિર્મળ નજરે જુએ છે, ત્યારે તે માંહેના અવગુણ કરતાં સદ્દગુણ વધારે નજરે ચડે છે !

---

# પ્રકરણ ૧૯ મું.

## બે-દીલ !

કેટલાંક માણુસોનો સ્વભાવજ તેમની આબરને હાનિ કરે છે. ઉતાવળા, દુરાગ્રહી, ને મદાંધી સ્વભાવવાળાં તત્કાળ પોતાનું ને પારકાનું નુકસાન કરે છે; ને જ્યારે ધિરજથી તે સાંભળે છે; ત્યારે તેને પસ્તાવો થાય છે, ને પોતાની ઉપરજ તેને તિરસ્કાર પેદા થાય છે.

વિનોદરાયની આ બુરી ટેવ માટે તેને ઘણીવાર વેઠવું પડ્યું છે; તેમાં સૌથી વધારે મધુરીની બાબતમાં ઘણો પશ્ચાતાપ થવાનો છે !

મધુરીપર દયા છુટી. એ રંક છોકરીનાપર અઘટિત દબાણ થયું, એ વાત માન્ય કરી. હવે તેનું વેર ક્યાં લેવું ? પોતાની મુર્ખાઇ થઇ, એતો આ દંભી સોલીસીટરે માન્યુંજ નહિ હોં !

સુમનને યાદ કર્યો. ઘરના માણુસને હાંક મારી. ને સુમનને બોલાવી લાવવા હુકમ કર્યો.

"સુમનરાય તો સાંજે બહારગામ ચાલી ગયા છે, ને એક પત્ર આપી ગયા છે" તુરત તે માણુસે ટેબલપરથી પત્ર આપ્યો. જે પત્ર વિનોદરાયે ફૂંકી દીધેલો, તેજ પત્ર હવે ધીરજથી લીધો, ને તે ઉખેડ્યો. વાંચતાં તેનું હ્રદય ગ્લાની પામ્યું, ને નિસાસો નાખ્યો.

"અફસોસ ! સાહસ કરતાં બાડુ ગુમાવ્યું; આ તો અકાલની પરિક્ષા થશે. જાત વગોવાશે. હવે કરવું શું ? તેણે સુમનની શોધ માટે પોતાના મુનીમને હુકમ કર્યો. ચોમેર માણુસો ફેરવવાં, ને પત્તો મેળવવો. રાજનગર પણુ તાર કરવો. સ્ટેશને માણુસો મોકલવાં, ને છેવટે એક માણુસને મેલમાં રવાના કરવો, કે ગમે તે સ્ટેશનેથી બેસે, તોપણુ પત્તો મળે ! કેમકે કદાચ તે વતનમાં નહિ જાય ! એક માણુસ

બી. બી. માં, ને બીજો જી. આઇ. પી. માં મોકલ્યો. એક રાજનગર ને બીજો પુના સુધી ગયો.

રાત્રીના દસ વાગ્યા હતા. વિનોદરાય હજી એનાએજ વિચારમાં ઘુમતો હતો, ત્યાં શાહુકારનો દીકરો આવ્યો. એસ્કી ટટ્ટુ-હાથમાં વૉર્કીંગ સ્ટીક જાણે નવલશા નવલખીનો બેટા! એ કોણ હતો ?-જમાઈ.

* ગદ્ધે પાયાં ઘી! જમાઇને ગમે તેટલો ગુણ કરો, પણ આખરે સસરાને બારણે તો ગધેડો ભિખારીજ!-લાવ લાવ ને લાવ! પછી લખપતિ હોય! થોડાજ એવા જમાઇ છે કે જે સાસુ સસરાને પિતા-માતા તુલ્ય માને છે, અને પોતાના સંસાર-સુખને શાન્તિમાં મુકવાને, થોડાજ સમજુઓ, પોતાની પ્રિયા પ્રત્યે દયા-માયા ને છુટથી વર્તે છે. સમાન ભાવમાં સુખ છે, સંપમાં જીત છે, ને મર્યાદામાં મોટાઈ છે. આ સમજનાર જગત જીતે છે!

રંક મધુરીના પતિ-કનકરાય પધાર્યા! ખોટો હીરો ચળકે ઘણો, તેમ આ અજ્ઞાની ભૂત, કેવળ આજકાલના મુંબઈના ધનવંતના બેટા પેઠે અફડફ્ફડ બનીને, બાપ લાખ ચાલીસનો બનીને આવ્યો, જાણે સસરાપર સરદાર બન્યો હોય! દીકરી આપીને બિચારો બાપ લાચાર થયો હોય!

"શેઠજી! કનકરાય પધાર્યા છે!" નોકરે ખબર દીધી.

"આ વેળા? ઠીક આવવા દે!" વિનોદરાયને લાગ્યું, કે કદાચ પોતાની ભૂલની માફી માગવા આવ્યો હશે! સસરાજીએ સત્કાર કર્યો. પેલા નફ્ફટે લાકડી ઉંચી કરી. વિનોદરાયને અપમાન લાગ્યું, છતાં વાત વિસારી દીધી.

"છેક મોડી રાતે આવવું પડ્યું? તમારી માતા સારાં છે?"

"હા-જી! હું કંઈ તમારી દીકરી માટે નથી આવ્યો, માત્ર અમારી મીલ્કત લેવા આવ્યો છું! આપો છે કે કેમ?" કનકરાયે કડકાઈમાં વાત કરી!

"કંઈ બહુ તાપમાં છો ?"

"તમને જેમ લાગે તેમ !"

"તમારી માએ મોકલ્યા છે, કે તમે પોતાની મેળે—"

"તમારે જુબાની લેવી હોય, તો હું ગુન્હેગાર થઇને આવું, ત્યારે પિંજરામાંથી લેજો. હાલ મ્હારી મીલ્કતનું કરો—" વિવાહનું બારમું કરનારા, આ જાતના બેવકૂફો, ભણ્યા-પણ ગણ્યા નહિ, તેવાયે કંઈ થોડા નથી; ખારવા, કોળી કે કાછીયા માછીયા તો બોલે, પણ હવે તો ઉંચી વરણના અકરમીયે લાજ તજીને મોટાની મર્યાદા પગના તળીયામાં ઘાલી, નફ્ટ બની બોલવા લાગ્યા છે !

"તમારી કને જો મીલ્કત મેળવવાનો પરવાનો યા લાયકીનું સર્ટીફીકેટ હોય તો લાવો !"

"તમે તમારી દીકરી લાયક જોઇને વરાવી કે છે, નાલાયકને ?"

"જો ઘરમાં પાળો-રાખો, ને સંભાળો તો લાયક ! લાયક જોઇએ જોયાં, માબાપ જોયાં, કંઈ તમારૂં હૃદય ફાડીને જોયું નથી કે ભલા છો યા ભૂંડા !"

"અમારે તમારી દીકરીનો ખપ નથી. અમે કંઈ પરણવા માટે તમારા બારમાં—"

"ચૂપ ગદ્ધા !" વિનોદરાયથી હવે મિજાજ રોકી, રાખી શકાયો નહિ; આ ગડબડમાં મધુરી જે દુર ઉભી રહીને સાંભળતી હતી. તે એકદમ દોડી આવી. અને પિતાને પકડી લીધા. ખુરસીપર શાન્ત કરી બેસાડયા. *

"બાપુ, એમને કંઇ ન કહો ?" મધુરીએ વિનતી કરી.

"એ કસાઇને કંઇ ન કહું ? એની જીભજ કાપી નાખું ! એ બેવકૂફ—"

"શેઠ! સંભાળીને બોલજો, તમારે ત્યાં ઘર જમાઈ રહેવા નથી આવ્યો! ભીખ માગવા નથી આવ્યો! મારા બાપની મૂકેલી થાપણ લેવા આવ્યો છું!"

"થાપણ લેવાને તું લાયક નથી. જે દરમાયો મળે છે, તે મળશે. રસ્તો પકડ. બીજી વખત તું આ પગથી પર ન ચડતો, જા, જાય છે કે?"

"હા—હા—આ ચાલ્યો. તારી દીકરીનું અથાણું કરજે, ને મારી મીલકતનો સંભાર ભરજે!" એટલું બકતો બકતો—બ્હીતો બ્હીતો દોડી ગયો. પગથીયાં ઉતરીને દરવાજા બહાર નીકળી ગયો. વિનોદરાય મારવા દોડયો—પણ મધુરીએ અટકાવી દીધો.

"મારા સુખ ખાતર—પરણાવેલો પતિ છે, તે ખાતર—"

"બસ! હવે તેના ઘરમાં તારૂં પગલું નહિ, જાણજે કે તે જીવતે મુવા—જેવો.

"ના, પિતાજી! હવે તેમ ન બોલો! મારો શ્રી રામ—"

મધુરીનું હૃદય પાછું ભરાઇ આવ્યું. ભગીરથી આવી ચડી. અને પિતા—પુત્રીને અંદર લઈ ગઇ. હાલ તો આ રાત્રીયે મામલો શાન્ત થયો.

વાંચનાર! આકળા વિચારના, પછી ભલે તે ભણેલા, ગુણવંત યા જગતમાં ડાહ્યા કહેવાતા હોય, પણ વહેવારમાં અકુશળ માણસ પોતાનું સુખ ને ઈજ્જત હાથ કરીને ગુમાવે છે; શાથી? હઠીલાઇ ને મદાંધપણાથી. તે સમજે છે કે મારા જેવો ચતુર કોઈ નથી, તેમાં પોતાનુંજ નખોદ વળે છે. હવે મધુરી તો હાલ પિયરવાસ પામી—પતિ ત્યાગી બની ગઈ, પણ સુમનની શી દશા થઈ, તે તરફ જોઇએ! એ પોતાના પ્રયત્નમાં કેટલો આગળ વધ્યો છે! વિનોદરાયે તો તેની શોધ માટે ઘટતો યત્ન કર્યો છે, પણ પત્તો કયાંથી મળશે? સુમન ગયો સમુદ્રમાર્ગે, ને શોધ ચાલે છે ધરતી રસ્તેઃ—

# પ્રકરણ ૧૭ મું.

---

## નિરાશાનો નિસાસો.

પેલી વીરમતી! જાપાનદેશની વનલીલા જોતી મધુર હીંદી પં-ખિણી વીરમતી–નિરાશાનો નિસાસો નાખતી બેઠી છે!

"મ્હારી કોયલ બેની આવ, સંદેશો શ્યામનો કહું રે—
તારા કોમળ કંઠે પહોંચાડ, બોલ બે હું દઉં રે,
સુડા તણા વનમાં તું પેઠો,
કોયલ વનમાં ક્યાંય ન દીઠો,
વિરહ વિયોગે ઝુરે પ્રેમદા,
સંદેશો પહોંચાડી તું વળજે,
વ્હેલો વ્હેલો નાથને–મ્હારી.

આ રસિક વાણીનું સંગીત ગાતી હોય, કોયલને સંભળાવતી હોય, નાથને સંદેશો કહેવરાવતી હોય, એમ જણાતી હતી. તે વિ-ચાર ભ્રમમાં ગરકાવ બની હતી. તેની મુખ મુદ્રા પર ઉંડા વિચારની છાયા હતી. તેનું ગૌર ગાત્રમાં કંઇક નિરાશાએ પડછાયો પાડ્યો હતો. તેના હૃદયમાં ગ્લાની હતી. તે ભરયુવાન વયમાં, ભરચક મદથી, પંખિણી પેઠે બેઠી હતી ખરી; પરંતુ તેનું જીગર મંદ પડી ગયલું જણાતું હતું. તે આપણી વાર્તાના નાયક સુમનના પ્રેમમદમાં લપટા-યલી હતી. તેની આંખ, પ્રેમનાં પડથી છવાયલી હતી. અને વિરહમાં તે મસ્ત બની ગઇ હતી. માતપીતા જાગૃત હતાં, તોપણ સુમન લગાર ટેડો થઇ ગયલો લાગ્યો હતો, એટલે વાત ધીમી પાડી દીધી હતી. સુમન પ્રસંગોપાત આવતો જતો હતો, પણ તેના મનમાં શાન્તિ હતી, કે જરૂર આ કન્યા મળશે; ને તેથી માન લેવાને બેદરકાર ર-હેતો હતો. બળવંતરાવને તે ગમ્યું નહોતું, ને તેથી એ પણ બેદરકાર

બન્યો હતો. આ બન્ને ભેખરાડ વચ્ચે વીરમતી અને તેની માતા અથડાતાં હતાં. વીરૂની માતાની ઈચ્છા સુમન સાથે વીરૂને વરાવવાની હતી. એવો સુઘડ, શાણો, ગંભીર ને કૂળવાન વર, ઘર આંગણે આવેલો બહાર મળવા કઠણુ છે, તેથી તે ઉતાવળમાં પડી હતી.

બગીચાના એક નાના બાંક ઉપર વીરમતી એકલી બેસીને વિચાર કરતી હતી. પોતાના ભાવીનાથને કેમ ભેટવું, એનો ખ્યાલ કરતી હતી. ભણેલી હતી, ખરી કેળવાયલી હતી, નકલી ઠાઠને તિરસ્કારતી હતી. ખોટી ફીસીયારીને ધિઃકારતી હતી. તેનામાં શુદ્ધ સદ્‌ગુણ હતા. તેનામાં વિશુદ્ધ સૌંદર્ય હતું. એ ખરી ધણીયાણીને લાયક હતી. ભાગ્યવંત પુરૂષનાજ પ્રારબ્ધનું આ કિમતી રત્ન હતું. *

વીરૂના મનમાં વહેમ પેઠો, કે પિતાજીને અતી ઉતાવળ કરીને સુમન જોડે વરાવા યત્ન કરતા હતા, તે ઠંડા કેમ થઈ ગયા ? પિતાના મનની વાતનો ભેદ જાણુવાને તે આતુર હતી, પણ વાતચીત કરવાની પુરી તક મળતી નહતી. આજે તેણે તક લીધી હતી. બગીચામાં પોતે શણગાર સજીને આવી હતી. એક તરફથી પિતાને મળવું, ને બીજી તરફથી સુમનને મળવું, એવું મન ધારીને બેઠી! થોડી વારે તેમના પિતા બળવંતરાય ફરતા ફરતા બગીચામાં આવી ચડયા. તેણે પોતાની પુત્રીને ઘણાજ ઉંડા વિચારમાં બેઠેલી જોઇ, અને તે છતાં તે એમની કને ન જતાં, આડે રસ્તે, ઝાડ—પાન જોતા જોતા ચાલવા માંડયા! વીરૂએ જોયું કે જ્યાં સુધી પિતા પોતાની નજીક ન આવે, ત્યાં સુધી તેની સામુંએ ન જોવું! બળવંત સારી પેઠે સમજતો હતો કે વીરૂની અંતર્ગત લગ્ન પ્રયાણુની છે; પણ ધિરજથી કરવામાં મજાહ છે. આ ઠરાવથી વાત મુલતવી રાખી હતી. એ વાતની વીરૂને ખબર નહતી. તે એમ સમજતી હતી, કે સુમન સાથે લગ્ન ન કરી દેવામાંજ પિતાજી શાન્ત હશે.

## વીરમતી વિચાર-બાગમાં.



વીરમતી-પતિ પસંદગીના વિચારમાં.

ભા. ૨. પૃ. ૬૨.

આખરે ધીરે ધીરે ધીમે પગલે બળવંત બગીચાની બહાર ચાલ્યો ગયો. વીરૂ જોઈ રહી. સૂર્યનો અસ્ત થયો. ત્યાં ચન્દ્રનો ઉદય થયો. બળવંતરાય ગયા, પણ સુમનરાય તરતજ તે તરફ આવી ચડયો. સુમન કંઇ વીરમતી ત્યાં હતી, એમ ધારીને આવેલો હતો નહિ, પરંતુ બળવંતરાવને જોયા, એટલે બગીચામાં આવ્યો. પણ ત્યાં તે વીરૂને બેઠેલી જોઇ, અને બળવંત બહાર નીકળી જતા જોયા. કહો, હવે વધારે ખેંચાણ કોનું હોય ? પેલી નિરાશાના નિસાસા નાખતી નમણીનું ?!!



## પ્રકરણ ૧૭ મું.

### વિચાર-સંકલના.

મહાત્યાગી કણ્વમુનિ જેવાને, 'વનમાંથી મળેલી કન્યા, વયયોગ થયા પછી, પતિપરાયણી કરવામાં પોતાના યોગનો જે કાળક્ષેપ કરવો પડયો; અને દુષ્યન્તે, શકુન્તલાનો ત્યાગ કર્યા પછી જે ખેદ થયો, તેનું વર્ણન કવિ કાળિદાસે બહુ હૃદયભેદક કરેલું છે; જ્યારે વનવાસી ત્યાગી પુરૂષોને માયાનો એટલો ભેદ સતાવે છે, તો ગૃહસ્થાશ્રમીજનો, જેને સંસાર-વ્યવહારનો મહા ભય છે, તેમની યોગ્ય વયની કન્યાને પતિ યોગ્ય કરવાના વિચારમાં કેટલું મહદ્ દુઃખ થતું હશે, તે તો તેવીજ કન્યાનાં માબાપો સમજી શકે !

"વ્હાલા ! વીરમતી હવે વયયોગ્ય થઇ ગઇ ! આપણે પારકા પ્રદેશમાં, એટલે કોઈ પુછનાર નથી; પરંતુ અવસ્થાનાં યુવાનોને તેમનાં સ્થાન ઉપર મુકવાં, એ માબાપનો પહેલો ધર્મ છે. માબાપને માથે આ મહા ઋણ છે, ને તેમાંથી જલદી મુક્ત થવું; એ તેના શીરપરથી હિમાલય પહાડ ઉતર્યા જેવું છે ! કહો, હવે તમે ઉતાવળા થયલા તે ચૂપ કેમ બેઠા છો ?" વીરૂની માતાએ બળવંતરાવને પુછવા માંડયું.

"ડીયર ! ઉતાવળા સો મ્હાવરા ! મ્હારા લક્ષ બહાર એ વાત છે, એમ નથી; પરંતુ ધિરજનાં ફળ મીઠાં છે ! સુમન શાણો અને ડાહ્યો પુરૂષ છે ! પરંતુ લગાર યુવાનીના તોરમાં છે. અલબત તેનું કુટમ્બ જાણીતું છે. તેની સ્ત્રી ઘેલી થઇને મરી ગઇ, એ વાત પણ પેપરમાં વાંચી છે. તે વર છુટો છે, ને આપણી વીરૂ યોગ્ય છે, તે છતાં પણ પ્રદેશમાં આ કામ કરવાને લગાર ધિરજ રાખવાની જરૂર છે !"

"હવે લાંબી ધિરજની જરૂર નથી. બહુ તાણવા જતાં તૂટી જાય ! વીરૂ પણ તેને ચાહે છે, તો આજના જુવાન બાળકોનાં મન ન દુભાવવાં !"

હજી વિચાર-સંકલના ચાલે છે, ત્યાં નોકરે ખબર આપી કે "સુમનરાય આવ્યા છે."

"તેમને પાછળના હોલમાં બેસાડ !" બળવંતે હુકમ કર્યો. નોકરે તેનો અમલ કર્યો. આહા ! ત્યાં તો કૌતુક બન્યું !

વીરૂએ બાગમાં સુમનને જોયો. તેના મનમાં લાગ્યું કે સુમન આ તરફ આવશે, પણ તે તો બંગલા તરફ ગયો. ત્યારે બાજી તરફથી પોતે બંગલાના પાછલા ભાગ તરફ ચાલી. અને કપડાં બદલીને ચોમેર જોવા લાગી. સુમન તો આગલા ચોકમાં બેઠો. તેને ખબર નહિ કે બળવંતરાવે પોતાની પ્રિયા જોડે અંદરના હોલમાં વાતો કરે છે. નોકર જોડે તેમણે કહેવરાવ્યું; એટલે સુમન અંદરના હોલમાં ગયો, પણ તે પહેલાં તો વીરૂ ત્યાં આવીને બેઠી હતી. વીરૂ જાણે કે કેમ પ્રથમથીજ અંતર્ગત જાણી ગઇ હોય !

વીરૂએ મહેમાનનાં પગલાં ઓળખ્યાં. ટેબલપર પ્રથમથીજ પાન-પટ્ટી—મુખવાસ પડેલાં હતાં. સુમન એજ ભાગમાં આવ્યો. અને ત્યાં તો વીરૂને કોચપર બેઠેલી જોઇ. *

"અલ્લો ! તમે કંઇ એકલાં એકલાં ?"

સુમન અને વીરમતી.



ભવિષ્યનાં પતિ-પત્નિનો પહેલો પ્રેમ-પ્રસંગ.

ભા. ૨. પૃ. ૬૪

"જાણે ચકોરી પીયુની વાટ જોઇ—"

"હા, તેમજ બેઠેલાં લાગો છો !"

"પણ તમને અહીં કોણે મોકલ્યા ?"

"તમારા પિતાજીયે–પણ તેઓ એમ નથી જાણતા, કે તમારાં પગલાં અહીં બિરાજ્યાં છે !"

"ભલે–તો પધારો–હું આપની સેવામાં—"

"બસ–બહુ થયું ! બીજું કંઈ ?—"

"પાન તો લ્હો ! પેલા ટેબલ ઉપર—" એમ કહીને તે હસતી હસુતી ઉઠવા જતી હતી. ત્યાં સુમને અટકાવી, ને પોતે પાનની રકાબી લીધી.

"શાન્ત બેસો. હું જાતેજ લઇ લઉં છું ! થેંક્યું !" એમ કહીને સુમને હસતે મ્હોડે પાનની રકાબી હાથમાં લીધી. વીરૂ સલજ્જ હસતાં હસતી બોલી.

"આપને આ પાનમાં કંઈ લ્હેજત લાગશે કે ?"

"સહૃદય ભાવનાયે આપે દૃષ્ટિ ફેંકી, તેની લ્હેજત કંઈ ઓછી નથી ! પણ મને લગાર તમારા આજના હાસ્યમાં ચમત્કાર લાગે છે. એટલું તમે શું જુઓ છો, કે હૃદયમાંથી હસવું છુટ્યું છે ?"

"હું જોઉં છું, કે તમે કોઇ જોડીના તારમાં બંધાતા જાઓ છો !"

"અને તે તાર કાચા સુતરનો છે શું ?"

"હા; વરમાળ જાણે ડોકમાં ઘાલી–વરમાળ તે કાચા સુતરના તાંતણાનો જથ્થો ! સંસાર, તે કાચા સુતર જેવો–પણ તેનો જથ્થો ગળામાં પડયો–તેનો અર્થ એટલોજ કે હવે તમે ઝકડાયા–બંધાયા—

"અને તે કોની સાથે ?"

"પેલી પાન પટ્ટી સાથે—"

"આ ભવ–સુખ પાન–પટ્ટી સાથે પ્રેમ લગ્ન થશે?"* સુમને, રકાબીમાંહેની પટ્ટી તરફ, વીરૂની નજર ખેંચાવી–જાણે મેસમેરીઝમ કર્યું.

"તમારી ઇચ્છા તો છે કે?"

"હા; પણ તૈયાર પાન પટ્ટી કરતાં–તમારી પાસે પડેલી પાન-દાનીમાંથી પાન આપો–ને હું મ્હારે હાથે પટ્ટી બનાવી લઉં તો?"

"એટલી બધી તસ્દી લેવા કરતાં, હુંજ બનાવી દઉં તો?"

"તમને બનાવતાંયે આવડે છે કે?" સુમને હાસ્ય કર્યું.

"બને તેને કોણ ન બનાવે?"

"ત્યારે તો હમે બન્યા–પણ ફળ?"

"ફળ–સુફળ! હીન્દ છોડીને જાપાન આવ્યા, ત્યાં ફળ નહિ?"

"તો તે ફળ તમે મને આપી શકો તેમ છો?"

"હા! હું બગીચાની માલણ ખરી–પણ માલિકની પરવાનગી—"

"એટલી ભીંત બંધાયલી દેખાય છે ખરી—"

હજી બન્ને જોડલાં તરંગ ચલાવે છે, ત્યાં એકદમ ખબર આવી, કે ફાર્બસ કુંપનીના મકાનમાં આગ થઇ–અને મીલ્કત તથા કારખાનું તારાજ થવા લાગ્યું!

---

## પ્રકરણ ૧૮ મું.

---

### સુમનના ભાવીમાં ફેરફાર!

"ખોટું થાય છે, તે સારાં માટે" તેમ સુમન ઉપર નવું બીજું આફતનું વાદળું ફર્યું, પણ Alls wel that Ends wel "છેવટ સારૂં તેનું સર્વ સારૂં" તે રીતે, એ પુર ફતેહ પામ્યો, એટલે આનંદ થયો!—

સુમન ફતેહ શી રીતે અને શેની પામ્યો ? આ તેના ભાવીનો ફેરફાર જોવા જેવો છે. " તક જોઇને તીર તાકે " તેનું નામ તે મરદ, તેમ " સમે વરતે સાવધાન " પ્રમાણે સુમને વખત જોઈ લીધો હતો.

રેશમના કારખાનામાં ઓચિંતી આગ લાગી. ફાર્બસ એન્ડ ફાર્બસ કંપનીનો હજારોનો અસબાબ પલક વારમાં કુદરતના કોપથી બળી ગયો. જાપાનમાં અંગ્રેજી કારખાનું, તે કેમ ચાલતું હશે ? હાલના સ્વદેશીઝમ મામલામાં સ્વતંત્ર પ્રજાસત્તાક રાજધાનીમાં—પરદેશી વેપારીયોની સ્થિતી કેવી કફોડી હશે ? ઈત્યાદિ વર્ણન કરી શકાય તેમ નથી; પરંતુ એકંદર રીતે આ કંપની કારસ્તાનનો ભોગ થઇ પડી. કંપનીનો મેનેજર તદ્દન કપડાંભર બંગલાની બહાર નીકળી પડયો, એટલુંજ બચી ગયું. માલમત્તા ને ધન–દોલત સર્વે અગ્નિમાતાને શરણ થઈ ગયું ! જાપાનીસો ભલા છતાં આ અંગ્રેજનું કોઇએ ખરૂં રક્ષણ કીધું નહિ ! તેમને મી. બળવંતરાવે મદદ કરી. જો કે આ કંપનીના કારખાનાનો વીમો હતો, પણ તેમાંથી ફૂટી બદામ હાલ વાપરવા મળે તેમ નહતી. મી. બળવંતરાવની મદદથી એ ભલો અંગ્રેજ મુંબઈ રવાના થયો. કારખાનાના નોકરો રઝળી પડયા. તેમને રેલ્વે ભાડું અપાવી રવાના કર્યા. અને સુમન આખરે પોતાની ઇચ્છાથી કે કુદરતની મદદથી પણ બળવંતરાવનાજ આશરામાં રહ્યો ! તેમને માટે હાલ તુરત બીજું કોઈ સ્થળ ખાલી નહોતું ! તેમની સ્થિતિ કફોડી હતી. વળી બળવંતનું ઘર આજ તેની ફેવરમાં હતું. ને કુદરતે તેને માટે માર્ગ કરી આપ્યો હતો.

આફતકાળમાં પણ પ્રભુ શાન્તિનું કંઇક ઠામ આપે છે ! માણસનાં કર્મ, જોકે કુદરતની વિરૂદ્ધ થવાથી, સંજોગ પ્રતિકૂળ આવે છે, પણ કુદરત તો તેની તરફેણમાંજ હોય છે, ને વિજય પણ તેથીજ થાય છે. " ભાવતું હતું, ને વૈદે ફરમાવ્યું ! " તેમ સુમનને, તેમજ

વીરમતી અને તેની માતા વગેરેને ગમ્યું! હવે સુમન અહીં ઘર-જમાઈ તરીકેજ રહેવા પામ્યો!

બળવંતરાવે એકાદ માસમાં સુમનાં લગ્ન, પોતાની પુત્રી જોડે વિધીસર કરી નાખ્યાં. અને કન્યાદાનમાં પોતાની દોલતનો મોટો ભાગ આપી દીધો! સુમન ને વીરનું ભાવી ફરી ગયું. અને બળવંતરાવ તથા તેમનાં પત્નિ શાન્તિ પામ્યાં!

આહા! ભાગવિધીની ગતિ તો જુઓ! ક્યાં સુમન—ક્યાં વીરૂ? ક્યાં જાપાન ને ક્યાં ફાર્બસ કુંપની! કુદરતનો ખેલ અજબ છે.

પારકે પૈસે તાગડધિન્ના કરવાનું, મનોહર યુવાન રૂપસુંદરી સાથે ભવ કહાડવાનું, ને અનાથ હાલતમાં મહેલમાં વસવાનું ક્યા ભાગ્યવંતને મળે? જેનાપર કુદરત રાજી હોય તેનેજ મળે, હો!

પોતાની માનીતી મહેરદારનો હાથ પોતાના હાથમાં લઇને સુમનરાય, જાપાન દેશના સ્વતંત્ર ભાગ્યના બગીચામાં ફરવા જાય છે.* અને તેની મનોહર ગુણી સાસુ, દુરથી આનંદી ચહેરે વેગ જુએ છે. પોતાની પુત્રી ઠેકાણે પડી, અને તેનું જીવન સુખમય થયું, એટલોજ આ ભલી માતાને સંતોષ લેવાનો હતો, તે મળી ગયો. તેમની દ્રષ્ટિમાં અમૃત હતું. હૃદયમાં અમૃતનાં ઝરણાં વહેતાં હતાં. તેમને પેટ પુત્ર નહોતો, પણ "પુત્રી આપીને પુત્ર લીધો, પારકો હતો, તે હવે પોતાનો કીધો." આ કહેવત પ્રમાણે, સુમનને સ્થાન મળ્યું; ને બળવંતને પુત્ર મળ્યો. આ રીતે હાલ તે સુમનના ભાવીમાં ઉચ્ચ ફેરફાર થઇ ગયો; આ હકીકત, જાપાનના એક અંગ્રેજી પત્રમાં જણાવી, અને એક "હીંદુ લગ્ન" એ મથાળા નીચે, જાપાનમાં "હીંદુ ક્રિયા" થયલી, તેનાં બહુ વખાણ કર્યાં. જાપાનીસો બૌદ્ધના અનુયાયી અને આર્ય ધર્મના પોષક છે, એટલે આ પ્રસંગ તેમને મન મોટો લાગ્યો. આ વર્તમાનપત્ર મુંબાઈ પહોંચ્યું હશે, અને તે પત્રમાંથી દેશી પત્રે

ઉતારો કર્યો. તે વાત દરેક દેશી મિત્રોના જાણુવામાં આવી, ને તે વાત ઉડતે ઉડતે સઘળે પ્રસરી–પરંતુ એ લગ્નમાં સુમનરાયનું નામ પ્રકટ ન થયું. માત્ર બળવંતરાય જે એક સારા હિંદી વેપારી તરીકે પંકાયલા, ને તેમની કન્યાનું લગ્ન, એક અંગ્રેજ કંપનીના કલાર્ક સાથે થયું, આટલું લખાયલું હતું. મુખ્ય મુદ્દો, લગ્નની વિધી–ક્રિયાનો હતો. ક્રીયા કરાવનાર એક બ્રહ્મજન મળી ગયો હતો. ઉત્તર હિન્દનો કાશીવાસ ગૌડ સારસ્વત બ્રાહ્મણુ હતો. ને તેણે આર્ય વિધીસાર લગ્ન કરાવ્યું હતું. આ લગ્નની ખબર પરથી સુમનનો પત્તો જાહેર થયો હોય, કે વિનોદરાય અથવા નિર્ગુણુરાયના મનનું સમાધાન થયું હોય, એવું લાગ્યું નહિ.'

વાંચનાર! સુમનનું ભાગ્ય તો સ્થિર થઈ ગયું. તેમના પરની આફ્ત દુર થઇ ગઈ. સંસારનાં નવાં સુખમાં તેને નીરૂ પણુ વિસરાઈ ગઇ; અને મધુરીની વાત મનપર પણુ ન લીધી; પરંતુ એ નિર્દોષ નીરૂ શી દશા પામી, તે તરફ લક્ષ દઇયે! ગરીબ બિચારી નિર્ભાગી નીરૂ!

## પ્રકરણુ ૧૯ મું.

### જળ–ઘાતમાં!

અવદશાના બળે, આ ભવમાંહેનું નહિ, પણુ પૂર્વભવનું કાંઈ મહાપાપ આડું આવ્યાથી, તન–મનની સ્થિતીપર મોટો આઘાત પડે છે, ને તેનો ફેરફાર કરવાને કોઈ સમર્થ નથી–જો તેમ હોત, તો રામ–સીતાનો વિયોગ, પાંડવ કૌરવનું વૈર, અને હરિશ્ચંદ્ર, નળરાજાની અવદશા ન થાત!–નીતિનો પાયો જેણે ચુક્યો નથી, તેને અવદશા કેવી? માત્ર આ પૂર્વદત્તનો સારો ભાગ સારા ફળ માટે, ને બુરો

ભાગ અવદશા માટે ! જીવતી જીન્દગીયે મગજની અસ્થિતિ, અથવા તો આંખનો અંધાપો એના જેવી દુઃસહ શિક્ષા આ જગતમાં બીજી કોઈ નથી; પછી આ ભવનાં કર્મે યા પૂર્વે ભવનાં પાપે. ગમે તેમ !

નીરૂનું મગજ ખસી ગયું છે ! માતપિતા તરફથી કે ભાઇ ભોજાઈ તરફથી દુઃખ તો થવાનું નહોતું; જો તે પિયરમાં ગઈ હોત, તો પોસાત; પરંતુ પરણેલી પ્રમદા પીયુની હૈયાતીમાં પિયર વસે, તેનાપર પ્રભુનો કોપ ! સાસરીયામાં સદ્દગુણી વહુ સો વાર પુજાય, પણ પતિ હૈયાત હોય તો ! તેમાં પણ હીણુકમાઉ વરની બૈરી તો ગુલામડી બરાબર. તેનામાં કમ આવડત; ઓછી બુદ્ધિ, વિસરાળ, ફૂવડ, અને અભાગી પગલાંની તો ખરીજ ! પછી ભલે તેના ભાગ્ય–ભૂવન બળે, સાસરીયાંને રોટલી ખાવા પ્રભુ દેતો હોય !

અભાગી નીરૂ, પતિના વિયોગે, વિરહ–ઘેલી બનીને, અંતે સાસરવાસ છોડી, દિવાની હાલતમાં શહેર બહાર નીકળી ગઇ ! પ્રભાત થતા પહેલાં તો આ મનોહર કોમળાંગી કેટલાક ગાઉ ચાલી ગઈ ! એક ડગલું પણ ઘર બહાર નીકળેલી નહિ ! એક શેરી પણ એકલી ગયલી નહિ, ને એકવાર પણ અટુલી રહેલી નહિ; વળી જેણે તાપ, તડકો કે ટાઢ–વાયરો તો જોયલો નહિ; ભૂખ, તરસ ને વનવગડો જોયલો નહિ, રાત્રીએ નજર પણ બહાર બારીમાંથી કહાડેલી નહિ, એ ભલી યુવાન સ્ત્રી આજે વગડામાં–અંધારી રાત્રીયે ચાલી.

પણ ખરી વાત તેને કશું ભાન ન્હોતું; તે ધૂનમાં ને ધૂનમાં ચાલી. ઘર ક્યારે છોડયું, ને પોતે ક્યાં આવી, તેનો કંઇ વિચાર તેને આવતો ન્હોતો. તેને મન દિવસ ને રાત્રી, શહેર કે વગડો, ભૂખ કે ખોરાક સરખો હતો.

એક રાત્રીમાં તે લગભગ બહુ નીકળી ગઇ. લગભગ દસ બાર ગાઉ ધૂનમાં ચાલી ગઈ, તેટલામાં વિંધ્યાચલ તરફ આવી પહોંચી.

પહાડી ટેકરા, પણ ઝરણાં ઝરતાં હતાં. મોટાં જંગી જુનાં ઝાડ કોઇ સ્થળે ઉભાં હતાં. ઘેરાવ મોટો, ગંભીર વડ, જેમાં મોટી ગુફા જેવાં પોલાણ હતાં. મોટા વાઘ કે જંગી લૂટારા વસે, તેવાં સ્થાન બન્યાં હતાં. તેને જોતાં લાગતું હતું, કે કદાચ કેટલાક દાયકા પહેલાનાં આ ઝાડ હશે.

નીરૂ, આંધળી બની હતી. આંખ ને મગજ ભમણામાં બ્રહ્માંડ જોતું હતું. તે ઉઘાડે પગે અથડાતી, પશુઓની ભયંકરતાનો ભય અથવા નીચ લૂટારાના ત્રાસનો ડર તેને મન નહતો. તે પહાડોની કહણો ઉતરતી ઉતરતી હવે છેક ઝરાના પાણીના વહેળાપર આવી ચડી. અને પાણીમાં ઉતરવા જતાં–દુરથી મોટો સાદ સંભળાયો. નીરૂ ચમકી !

દુરથી કોઇ વૃદ્ધ સાધુએ નીરૂને જોઇ. દેવાંગના . જેવી રાજતરૂણીના વેશમાં, મહા પહાડી જંગલમાં આવેલી, અને તે પણ વહેળાના ઉંડા પાણીમાં ઉતરતી જોવાથી–સાધુને લાગ્યું, કે કાં તો તે ગાંડી હશે, અથવા તો તે આપઘાત કરવાને પાણીમાં પડતી હશે. એમ ધારીને બુમ મારી. જો કે નીરૂને તેના સાદની ભયંકર અસર તો ન થઇ, પણ હૃદયમાં એમ લાગ્યું, કે કોઇ તેને અટકાવે છે, ને તેથી તે ઘેલછામાં–થંભી–એટલામાં પેલો સાધુ દોડતો આવી પહોંચ્યો. *

નીરૂએ હજી વહેળામાં જમણો પગ મુક્યો, ને તળીઉં જોવા તત્પર થઈ; જો તે પગ ઠરે, તો બીજો પગ મુકવો. આ યત્ન કર્યો. પણ ત્યાં તો કુદરતે તેની વ્હાર કરી. ને સાધુની સહાયતાથી તે બચી ગઈ !

વાંચનાર ! ભલી નીરૂ અહીંથી સ્થિતી પામી. ભલા જેવા સાધુએ તેને પોતાની સાથે ખેંચી લીધી. તેના મનની સ્થિતી જાણ્યા પછી તેણે પોતાની યોગ વિદ્યાના બળે, મનને નરમ કરી નાખ્યું !

તેની ઉગ્રતા ધીમી પાડી દીધી; અને તાપસી બળે, પોતાની ઇચ્છા પ્રમાણે ચલાવા માંડી; જેને મેસમેરીઝમ વા હીપનોટીઝમ કહેવામાં આવે છે, એ ક્ષુલ્લક નામોમાં સમાયલો ઉંડો ભેદ, ભારત યોગીયોના પાસામાંજ છે. એ સિદ્ધ પુરૂષોએ સિદ્ધીથી સિદ્ધ કરી આપ્યું છે. ને તે સિદ્ધતા પ્રમાણે આ મહાત્મા સાધુએ નીરૂને બચાવી લીધી છે. નીરૂને બચાવવામાં બે ફળ પ્રાપ્ત કર્યાં છે. એક તો સ્ત્રી જાત, જેના પર પ્રભુએ પોતાનો ખેલ રચ્યો છે! એક સ્ત્રી આપઘાતથી મરે, તો પ્રભુનાં પાંચ દ્વાર બંધ પડે, એ માટે સ્ત્રીને સાત અવતાર એવા ને એવા લેવાનો શાસ્ત્રે નિર્ણય કર્યો છે; તેમાંથી નીરૂને બચાવતાં પ્રભુની પુર્ણ કૃપા મેળવી—એક આત્મા અધોગતી પામતો બચી ગયો. બીજું નીરૂના પેટમાં જે ગર્ભ વૃદ્ધિ પામતો હતો, એ જીવડો સંસ્કારી ને પિતાના વંશજનું શુદ્ધ શુભ ફળ હતું, તેનો ઉદ્ધાર કરવાની જરૂર હતી, તે પણ બચી ગયો. આ રીતે કુદરતની કૃપાથી તેમના પુન્યે વધુ વધારો કર્યો. સાધુ, આ નિર્દોષ નાજનીને પોતાના મઠમાં લઈ ગયો, અને પોતાની પુત્રી પ્રમાણે તેનું સેવન કરવા લાગ્યો ! પ્રભુને તે ગમ્યું !

વાંચનાર ! શું નીરૂપર પ્રભુની કૃપા હતી, ને તેનાપર પડતી આફતમાંથી સાધુએ બચાવી, તે પછી તેને ગમ્યું, ત્યારે પહેલું કાં ન ગમ્યું ! કાં તેના પર દુઃખ નાખ્યું ? તેને કલંકિણી બનાવી; હવે જો માયાવી પ્રદેશમાં પાછી ફરે, તો તેને ભૂતડી ગણીને માર મારી કહાડી મૂકે, એવી દુષિત બનાવી ! આટલી બધી વાત શું દયાથી થઇ ? ના, પ્રભુ સદા દયાળુજ છે; પણ કર્મ આડાં પાંદડાં, જીવના કર્મદોષેજ આવે છે. ન્યાયાધીશ સદા દયાળુ હોય છે; ઘણીવાર સજા કરતાંયે તેનું હૃદય કંપે છે. પણ ગુન્હો, ને શિક્ષા એ તેનાં ત્રાજવાં છે. ને તે ઉપર ઇન્સાફ કરવાનો તેનો ધર્મ છે. એ ધર્મ ચુકાવી શકાતો

નથી. તેજ રીતે કર્મનું ફળ મેળવવાને કુદરત આડી નથી આવતી, પણ મદદ કરતી જરૂર રહે છે.

વાંચનાર ! કહો કે હાલ તો નીરૂ એક રીતે બહુ શાન્ત ને નિર્ભય સ્થળમાં પહોંચી ! યોગ વિધાના અદ્‌ભૂત તાપસી મહાત્માના હાથમાં આ ભલી સ્ત્રી જવાથી હવે નિશ્ચિંત જીવન ચલાવશે. પરિણામ શું આવશે, તે આ કાળે શું કહીયે ! પણ પેલી મધુરીનું શું થયું ? વાત કરતાં તો વરસો વીતતાં ચાલ્યાં.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### કનકરાયની કર્મદશા !

પૂર્વના દત્ત વિના ધન કે સ્ત્રી મળતી નથી; મધુરી જેવી મનોહર સ્ત્રી મળવી, એ કનકનાં કોઇક પૂર્વ પુન્યબળ હશે, પણ અભાગી મધુરીને ભાગ્યે આ વર સાંપડવો જોઇતો નહતો ! છેવટે જે થયું, તે સંસ્કારે માની લેવાયું !

વિનોદરાય સોલીસીટર જેવો બાહોશ માણસ પોતાની પુત્રીને આ અકરમી વર સાથે વરાવે, એ નવાઇની વાત હતી; પણ પેલા મરનાર મિત્રના સ્નેહભાવે, ને એક વેળા આપેલા વચન પ્રમાણે પુત્રીને પરણાવી–તેણે એમ તો ધારેલું ન હશે, કે મધુરીની સાસુ, તેના પતિ ગુજરી ગયા પછી આડી ચાલની નીકળશે; આખરે સૌ સૌ પોતપોતાના ગુણ–દોષ બતાવવા લાગ્યાં; ને કર્મ ભાવી ભોગવતાં ચાલ્યા. કનકરાય પોતાના સસરાની કનેથી છુટયો, ને ઘેર જઇને તેની માને કહ્યું. તેની મા કલાંઠ હતી, તેણે આ કેસ હાથમાં પકડયો–પ્રભાતે તે વહેલી વહેલી દરશન કરવા મંદિરમાં દોડી, અને ત્યાંથી ભૂત ભરાવી લાવીને વિનોદરાયને બંગલે ગઈ.

વિનોદરાયે તેમની જોડે વાત કરવાને સાફ ના પાડી. તેમના કારભારી મારફતે તેમને ખબર આપી, કે તેમણે તેમની દીકરીને ઘણીજ અણુઘટતી રીતે મારી છે; અને છોકરાને પણ કુચ્છંદમાં મુક્યો છે; એટલુંજ નહિ પણ તે પોતે વ્યવહારથી અનિયમીત રીતે વર્તે છે, માટે તેના ધણીની દોલત તેમને આપવામાં આવનાર નથી; ફક્ત દર માસે સો રૂપિયાનો મુસારો આપવામાં આવે છે, એજ મળશે. પેલી કલાંઠ ન્હાસીપાસ થઈ. સોલીસીટર કને કંઈ દમ ન ચાલ્યો, અને દમભર ચાલી ગઇ.

આ પ્રસંગને કેટલોક વખત વીતિ ગયો. કનકરાયના મનમાં ભૂત ભરાયું કે, પોતાની માતાનીજ ઇચ્છાને આધીન થવું, પણ સ્ત્રી કે સસરાની પરવા ન કરવી! તેની મા કુચ્છંદી હતી, એટલે પોતાની ધારણા પાર પાડવાને તેણે કનકને હદબાહેર છુટ આપી હતી. સો રૂપિયા મળતા હતા, તેમાંથી પચાસનું ખર્ચ થતું, ને પચાસમાં કનકનો ખાનગી ખર્ચ ચાલતો હતો. કોકેન અને ગાડીભાડું તે માંહેનું થતું, પણ રેસનો જુગાર, અને બીજી બદીયો માટે મારવાડીનું કરજ થતું, મારવાડીયોને વ્યાજ મળતું, એટલે મુદ્દલ નાણાની પરવા કરતા નહોતા.

આ રીતે લગભગ બે વર્ષ વીતિ ગયાં, ને ધીમે ધીમે કરજ તથા કુચ્છંદ વધી ગયા, ત્યારે ડોસીએ જાણ્યું કે, હવે મુંબઈમાં રહેવું સલામતી ભરેલું નથી; તેથી દ્વારિકાં ઉપડી ગયાં! ત્યાં તેમનાં પિતાનો ગરાસ હતો. યાત્રાળુઓ પાસેથી કંઈ ચોક્કસ કર લેવાતો, તે કરપર તેનો હક હતો. હાલ એ કર, તેમના પિતાના કોઇ પિત્રાઇ ભાગીદાર લેતા હતા. ડોસી પોતાના પુત્રને લઇને, દ્વારિકાં ગઇ; ને ત્યાં ઘર ભાડે રાખીને રહી. સો રૂપિયા કંઈ દ્વારિકાં માટે થોડા ન્હોતા! જો કે કનકે પ્રથમ ત્યાં આવવાને વાંધો લીધો, પણ છેવટે લેણદારો તરફથી તાકીદ થતાં ન્હાસી ગયો. એક પંથ ને દોકાજ! મુંબઈની સ્મૉલકોઝીઝ કોર્ટની ડીકરી,

ગાયકવાડી રાજ્યમાં ચાલતી ન્હોતી, એ કારણે કનકરાય લેણદારોના પંજામાંથી છટકી શક્યા હતા. વળી તેમના પિતાએ કરેલા ટ્રસ્ટનાં નાણાં ઉપર લેણદારો ફાવી શકતા નહતા, એથી મા ને દીકરો નિર્ભય રીતે દ્વારિકામાં વસતાં હતાં. દ્વારિકામાં ગાયકવાડી રાજ્ય છે. દ્વારિકાં જવાનું બીજું કારણ, પેલી ડોકરીનો એક રક્ષક તે એ નગરનો હતો, તેથી તેમના આધારે આ કુટુમ્બ મુંબઈ તજી ગયું હતું.

દ્વારિકામાં બે ત્રણ ઘર આ લોકોની ન્યાતનાં હતાં. ન્યાતમાં મરનાર કનકના પિતાની સારી આબરૂ હતી; માત્ર ધનવાન તરીકે ઠીક ગણાતો હતો. ને તે આધારે કેટલાકો તેને ચાહતા હતા. વિનોદરાય સોલીસીટરના કેટલાક વિરોધી ન્યાતીલાએ, તેને ખોટું લગાડવાનો યત્ન કર્યો. મધુરીના છુટાછેડા કર્યા, ને કનકને કહાડી મુક્યો. આ આરોપ લગાડીને, એક નીચ ન્યાતીલાએ, કોઈ ગરીબની દીકરીને, કનક જોડે લગ્ન કરાવી આપ્યાં! પેલી ડોકરીએ ચીડ રાખીને કનકને ભંભેરી, સોલીસીટરની આબરૂ પર આવીને લગ્ન કરાવ્યાં! અને નિંદાખોર તથા અદેખા ન્યાતીલા સંતોષ પામ્યા!

અલબત આ બનાવથી વિનોદરાયે દર માસે અપાતો મુસારો બંધ કર્યો; અને કનક તથા તેની માતાને મોટી મુસ્કેલીમાં મુકી દીધાં. જોકે શરૂઆતના એકાદ બે મહિના તો જેમ તેમ ચલાવ્યું, પણ પછી વાંધા પડયા.

કનકની હાથ ખરચીના પાંચ પણ ન મળે! ઘરનો બહોળો ખરચ ચાલે! વહુ વળી લાડ કરે! ને ડોસીમાને મંદિરોમાં પ્રસાદ ધરવો જોઈએ! આ સર્વ ધનના ઢોંગ, હવે તે કયાંથી ચાલે? કઈ આવક ઉપર આધાર રાખે! જ્યારે ધનલક્ષ્મીનાં પગલાં દુર થવા લાગ્યાં, ત્યારે ઘરમાં કંકાસ પેઠો! ડોસીની હલકા પ્રકારની રીતભાત પેલી નવી વહુને પસંદ ન પડી; પ્રથમ તો વહુજીએ લગાર

સાંખી લીધું, પણ પાછળથી તેણે ભવાડો કરવા માંડયો. કનકને આ વાતથી જાણીતો કર્યો. અને ઘરમાં જે પેલો મંદિરનો આટીડો આવતો હતો, તેને બંધ કર્યો. ડોસી એથી ચીડાણી, અને આખરે પરિણામ એ આવ્યું, કે પેલી નવી વહુને ધીમું ઝેર મળ્યું; એથી તે ધીમે ધીમે ઝુરવા લાગી–ઘસાવા લાગી ! કનકને શક ગયો, ને અંતે પોતાની માના બુરા છંદથી કંટાળી ગયો.

એક રાત્રે તેણે નજરે નજર પોતની માના કુચ્છંદ જોયા. જો કે તે વખતે તેને ઘણો ગુસ્સો ચડયો, પણ તે ઝેર પી ગયો, અને છેવટ માતાને ન વગોવતાં પોતેજ આપઘાત કરવા ચાલી નીકળ્યો ! કુચ્છંદી કુટમ્બનું આ પરિણામ આવ્યું ! કનક પોતે દરિયામાં પડી દેહ ત્યાગ કરવા નીકળ્યો ! આ દાહક જીવન કરતાં છેવટનું શાન્તિનું જીવન પસંદ કરવા ગયો ! પોતાની પરણેતર તો ખાટમાં પડેલી હતી, તેને ખબર ન કરી. સૌનાં ભાવીપર સૌને રહેવા દઇને પોતે ચાલ્યો, ને અંતે સમુદ્ર કાંઠે જતાં–આહા ! ભાગ્યયોગની ઝાંખી કરવાનું પ્રભુ નિર્માણ્ય સામે આવી ચડયું ! તેને હાથે પોતાની પ્રિયા મધુરી આવી ચડી !

વાંચનાર ? મધુરી શી રીતે દરિયામાં પડી તે હકીકત જાણવી અધુરી છે, માટે તે તરફ લગાર નજર કરીએ.

---

## પ્રકરણ ૨૧ મું.

---

### મધુરીની મનેચ્છા !

કોમળ કળીપર તાપનો ભાર આકરો થઈ પડયો. ભલી ને ગુણી મધુરી જો કે પિતાના ભવ્ય મંદિરમાં હવે માન સહિત રહેવા પામી; નિર્દોષ ને નિષ્કલંક રહી, પણ તેના મનની અતી અસ્થિરતાયે તેનું

શરીર કેવળ સુકાવા લાગ્યું! પોતાને ખાતર સુમનનો દેશ ત્યાગ, ને તેને લીધે પેલી નિરંજનીનું અબૂડ મરણ, આ બે બનાવે તેના મન પર અજબ અસર કરી દીધી. દિવસે દિવસે આ બળાપામાં ઝુરવા લાગી! જોકે તેને પતિ સુખ તો સાંપડયુંજ નહતું, અને વિલાસ–સુખ પર તો દવ લાગ્યો હતો, એટલે એ ભવ–સુખના વિચાર તો આવતાજ નહતા, પણ પોતાને માટે બીજાં જે જીવન–સુખ ગુમાવી બેઠાં, એ બળાપો બહુ થતો હતો, તે તેમાં તે ઝુરતી હતી. આ ઝુરાપો જોઇને માતા ભગીરથીને પણ બહુ બળાપો થતો હતો.

કેટલોક સમય એમને એમ વીતિ ગયો. તે ધારતી હતી, કે કંઇક પ્રસંગ પછી પોતાનો પતિ સુધરશે; સાસુ જીવી જીવીને કેટલું જીવશે? પણ કંઇ મરવાના દહાડા ગણાય છે. પરિણામ તો ઉલટું આવ્યું! સાસુ ને સ્વામી પ્રદેશ ચાલી ગયાં, ને "દારૂમાં દેવતા મુકે" તેમ વળી બીજી કોઇ કન્યા, કનકને પરણાવી. મધુરીપર અણધારી શોક્ય આવી, ને હવે તે વિચારમાં એનું શરીર ઘણુંજ નખાઈ ગયું. આખરે ધારે ધારે તે પણ મનથી મુઝાવા લાગી. તેને ગુપ્ત રોગ લાગુ પડયો, ને તેથી પ્રકૃતિ શાન્ત કરવા માટે ડાકટરે એ બાનુને કોઈ શિતળ પ્રદેશમાં લઇ જવા, સોલીસીટરને સમજાવ્યા. મધુરીને એ વિષેની ઇચ્છા પુછતાં તેમણે દ્વારિકાં યાત્રાં કરવા જવાની માગણી કરી! મધુરીના મનમાં એટલુંજ આવ્યું કે, આ શરીર તો હવે પડી જશે; પણ તે દરમ્યાન પોતાના સ્વામીની–ગમે તેવો પણ પતિ–તેની ઝાંખ કરવી; ને પોતાથી કંઈ અપરાધ થયો હોય, તો તેની ક્ષમા ચાહવી; ને એ નિમિત્તે દ્વારિકાંધીશ શ્રી રણછોડરાયનાં દર્શન કરવાં. ગૌમતી સ્નાન કરવું, ને જો પતિની ઇચ્છા હોય, તો ગરીબ સંસારે પણ સ્વામી અને સાસુની સેવા કરવાનો માર્ગ મેળવવો. આ ભલી ઇચ્છા લક્ષમાં રાખીને તક મળવાથી કહી દીધું. ભગીરથને તે વાત ગમી; ને વિનોદ-

રાયે તે વાત સ્વિકારી; પણ તેને મોકલવી શી રીતે? રેલ્વે માર્ગ તો નથી. સ્ટીમરમાંજ જવાનું ધાર્યું. કરાંચી મેલ જે દ્વારિકાં બંદર કરે છે, તે મેલમાં પોતાના કારભારી તથા એક નોકરડી સાથે મધુરીને દ્વારિકાં યાત્રા કરવા મોકલવાનું ઠરાવ્યું; જોકે ભગીરથીયે પોતે જવાને વિચાર કર્યો, પણ વિનોદરાય એકલા ન રહે, ને વળી રજાના દિવસોમાં ફરી તે મોટું પ્રયાણ કરવાનું હતું, તેથી હાલ મધુરી એકલીજ દ્વારિકાં તરફ ચાલી.

કુદરતની ગતિ ન્યારી છે! લગભગ દ્વારિકાં દસ-વીસ કોસ દુર હતું; પ્રભાત તો થઇ ગયું હતું. પરંતુ બનવાકાળ તે મધુરી, તૂટક ઉપર મોં ધોવા ગઇ, ત્યાં મગજનો આંચકો લાગવાથી તમ્મર ખાઇને પાણીમાં પડી ગઇ! એકદમ સ્ટીમરમાં હો-હાકાર થઈ ગયો. સ્ટીમરે લંગર કર્યું, ને તત્કાળ સઘળા ભાગમાં તપાસ કરી, પણ મધુરીનો કશો પત્તો ન લાગ્યો! અફસોસ! કારભારી તથા નોકરડીએ ઘણુંજ કલ્પાંત કર્યું. પણ ભાવી બનાવ આગળ લાચાર થઈ ગયાં; તેઓ બહુ દિલગીર થયાં, તેમ સ્ટીમરનાં પેસેન્જરો તથા કપ્તાન વગેરે સર્વે નારાજ થયા. સૌથી બનતું કર્યું, પણ ઉપાય ન રહેવાથી સ્ટીમર હંકારી-કારભારી વગેરે દ્વારિકાં ઉતરી પડયા. અને ત્યાંથી તારદ્વારા વિનોદરાયને આ બનાવની ખબર આપી. અંતે મધુરી તો સાગરમાં પડી; પણ ભાગ્ય યોગ પ્રબળ હશે, એટલે તે ખાડીમાંજ તણાતી-ભરતીનાં જોરે, કિનારા તરફ ધસડાણી, અને એક ખડક તરફ અથડાતી આવી ચડી; કે જ્યાં તેનો સ્વામી કનકરાય પણ એજ દશા મેળવવા આવ્યો હતો.

આહા! કુદરતની કેવી કળા? જે પ્રાણીના હ્રદયમાં શુદ્ધ ભાવના તેજ ભાવના સામા માણસને થાય છે! જે લાગણી મધુરીની, એજ કનકની! કેવાં નદી-નાવ સંજોગ પર તેઓ મળી ગયાં! કુદરતે કેવો યોગ કરી આપ્યો?

વાંચનાર ! તું વાર્ત્તાનાં પાત્રોમાં હવે ઘણોજ ગુચવાયો લાગે છે ! એક પછી એક એમ નવા નવા બનાવોથી, પુર–સાગરના ભરતી ઓટ પેઠે, વાર્ત્તાના વમળમાં ગુચવાયો છું, પણ ચિન્તા નહિ; હજી તને થોડી મુસાફરી તો કરવી પડશેજ. આ બીજું બંદર યાને બીજો ભાગ વાર્ત્તાનો પુર્ણ થાય છે; હવે આપણે ત્રીજા ભાગ પર આવીએ, અને કિનારે આવેલાં પાત્રોની સુખ સ્થિતી તરફ નજર કરીએ. કુદરત કોઇને મારતી નથી, પણ કેવી રીતે તારે છે, તે જોઇએ. સંસારમાં સુખ–દુઃખના પછાડા છતાં, જો નીતિ, ધિરજ ને હિમત રાખે, તો જરૂર તેનું છેવટ મનગમતુંજ આવે છે.



# દેલવાડાકર ( સચિત્ર ) વાર્તા-માળા.



૧-નીલમ-માણેક ભાગ ૧-૨ ( સચિત્ર આવૃત્તિ ) ... રૂ. ૨-૦-૦
" " ૩-૪ " ... રૂ. ૧-૮-૦
" " ૫-૬ ( " રંગીન ) ... રૂ. ૨-૦-૦
" " ૭-૮ " " ... રૂ. ૨-૪-૦
" આઠ ભાગ સાથે લ્હેનારને... ... રૂ. ૭-૦-૦

---

૨-નીલમ-માણેક અને સન્તતિ ભાગ ૧-૨ ... ... રૂ. ૧-૮-૦
૩- " " " " ભાગ ૩-૪ ... ... (છપાય છે.)
૪-બૅરીસ્ટરની ડૈરી-( સચિત્ર ) પાકું-પુઠું. ... ... રૂ. ૨-૦-૦
" " " કાચું-પુઠું. ... ... રૂ. ૧-૮-૦
૫-ચંદ્રકળા-( સંસારી સચિત્ર-નવલકથા ). ... ... રૂ. ૧-૮-૦
૬-નવલ-ગંગા ( સુધારેલી-આવૃત્તિ ) ભાગ ૧-૨ ... રૂ. ૨-૦-૦
૭-કુસુમાવતી ( ઇતિહાસિક નૉવેલ ). ... ... ... રૂ. ૧-૮-૦
૮-વિક્રમ-સંભ્રમ ભાગ ૧-૨ ( વેદાન્ત )... ... ... રૂ. ૧-૦-૦
૯-નરગીજ-નાટકકાર ( સચિત્ર ). ... ... ... રૂ. ૧-૪-૦
૧૦-શાન્તિ ( સચિત્ર નવલકથા ).... ... ... ... (છપાય છે.)

---

૧-કિન્ડરગાર્ટન-ગ્રંથમાળા-નંબર ૧ થી ૨૦ આખો સેટ રૂ. ૪-૦-૦
૨-પ્રેકટીકલ કિન્ડરગાર્ટન બોક્સ ( ગાઇડ સહિત ). ... રૂ.૧૫-૦-૦
૩-કિન્ડરગાર્ટન-સેટ બોક્સ ( રમત ગમત ). ... ... રૂ. ૨-૮-૦
૪-ફ્રૉબેલીયન ગીફ્ટસ-બોક્સ ( સ્કુલો માટે ). ... ... રૂ.૩૦-૦-૦
૫-બહાદુર કલો (ઇતિહાસિક નવલકથા). સચિત્ર છપાય છે. રૂ. ૧-૮-૦
૬-સરોઝની ( " " ). " રૂ.૦-૧૨-૦

કિન્ડરગાર્ટન-સ્ટોર્સ,
ગિરગામ બેક રોડ-મુંબઈ.

ગો. ક. દેલવાડાકર.
કિન્ડરગાર્ટનીસ્ટ.

# નિરંજની

અથવા

# વર-ઘેલી વનિતા.

## ભાગ-ત્રીજો.

### સચિત્ર-હીંદુ સંસારી વાર્ત્તા.

Alls wel that Ends wel.

## પ્રકરણ ૧ લું.

### ભાગ્યવંત-ભગીરથી. *

સુઘડ નાર સંસારમાં, સાચાં સુખની ખાણ;
જે ઘર નાર કુભારજા, તે ઘર મરણ-મસાણ;
પૂર્વદત્ત વિણ ના મળે, નાર કાર વહેવાર;
કર્મ વિના પામે નહિ, કરૂણા શુભ કિરતાર.

વિનોદરાય સોલીસીટરની પવિત્ર ભાર્યા ભગીરથી જે એક મહાદેવી જેવી શુદ્ધાત્મા અને સુશીલ પતિવ્રતા છે. એમનો સામુદ્રીદેવી જેવો ભવ્ય ચ્હેરો, એમની ઉદાર મનવૃત્તિ, એમની શાન્ત પ્રકૃતિ, અને એમનાં

સદાચરણ અનુકરણ કરવા લાયક છે. એમનામાં ધૈર્યનો ને ક્ષમાનો મોટો સદ્દગુણ છે. એમનામાં દયાનું પ્રભુત્વ છે. એ પોતાના પતિને ભાવથી ભજે છે. એ પોતાનાં બાળકને વ્હાલથી રિઝાવે છે. એ પોતાના નોકરને પોતાના ગણે છે. એ કુટુમ્બીને અમૃત નજરે જોઇને સત્કાર કરે છે. તેમને મન જનલોક પરાયાં નથી. એ પશુનો પણ તિરસ્કાર કરતી નથી. તેને મન ઝાડ–પાન એક પ્રભુ પ્રસાદી ગણીને તેનો હર્ષથી સ્વિકાર કરે છે. જળ–વાયુ ને અગ્નિ તેનાં વહાલાં દૈવ છે. અને ચંદ્ર સૂર્યને ઘણા હેતથી પુજે છે.

ભગીરથીને પ્રભુએ આરોગ્ય અખંડ આપ્યું છે, તે નિયમિત આહાર–વિહાર અને વહેવારમાં રહે છે. તેમણે હજી સુધી કશી દવા લીધી નથી. તેમણે એક દિવસ આજારી દાખલ પથારી સહેવી નથી. પ્રભુની તેના ઉપર મહેર છે; તે પ્રભુ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા, ભક્તિભાવ અને ભરૂંસો રાખે છે.

આજે તે સુખી છે! આહા! સુખની શી સીમા! તેમનું વય લગભગ ચાળીસ ઉપરનું છે, છતાં તેમની તંદુરસ્તી જુઓ, તેમની કાન્તિ જુઓ, તેમના ચ્હેરાપર પ્રભુત્વની ભવ્યતા જુઓ, સુખની સુઘડ નિશાની મુખપર છાઈ રહી છે; કાન્તિની કોર, ચન્દ્રમા કીરણસમ લપાઈ રહી છે. તે સુખી શાથી? પ્રભુએ તેને પુત્રદાન દીધું છે! ચાલીસ વર્ષની મોટી વય પછી પરણ્યાને પચીસ વર્ષ થયા પછી, મધુરી જેવી કન્યા વીસ વર્ષની થયા પછી, એકની એક દીકરી મધુરી, છતે પતિયે દમયંતીની દશા પામ્યા પછી, અને તે અરસામાં ગમગીન મધુરી ગુમ થઈ ગયા પછી, ભગીરથી મહા કલ્પાંત કરતી, ટળવળતી, તરફ્ડતી રહેતી હતી. એ મહાદેવી આજે આનંદથી કલોલ કરતી નજરે ચડે છે! મધુરી, કંટાળીને જ્યારે સમુદ્રપાત કરી વિદેહ પામી, એ ખબર જાહેર થયા. એ પછી પોતાને અભાગી માનનારી ભગીરથનું

શરીર સુકાવા લાગ્યું! સદ્‌ભાગ્યે એક ભલા પગલાંની પ્રમદાનો તેને ત્યાં નિવાસ થયો, ને ત્રીજેજ મહિને ભગીરથી સગર્ભા થઈ.

યોગ્યકાળે પ્રસુત થઇ, ને તેમને પ્રભુએ પુત્રદાન દીધું. આ બાળકનું નામ કૃષ્ણગોપાળ પડયું. પણ વ્હાલો ગોપાળ એક માસનો થયો. માતા ભગીરથી ન્હાઈ ઉઠયાં. એટલામાં ખબર આવી, કે મધુરી પોતાના પતિની છાયામાં અખંડ સંસાર-યાત્રા કરે છે, અને તે વ્હાલી પુત્રી બે બાળકની માતા બની છે! આ બન્ને બાળકો સુકન્યકા છે! અને તે આરોગ્યવંતાં છે. પ્રીય મધુરી બહેન કલકત્તામાં પોતાના એકવારના છાકટ પતિ કનકરાય જે હાલ લખપતિ અક્કલવંત શેઠીયો છે, તેની ઉમદા ધણીયાણી આ મનોહર બાળક સાથે વસે છે. આહા! કુદરતનો કેવો ફેરફાર! જળ ત્યાં થળ, ને થળ ત્યાં જળ! આ ભલી ભગીરથીને ત્યાં કુમકુમ પગલાનું કયું માણસ આવ્યું છે? જો! પેલી, બાળકને વિનોદતી, હસતે હસતે હિંચોળતી નિરૂ— *

---

## પ્રકરણ ૨ જું.

---

### કુમકુમ પગલાંની નીરૂ.

માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે,
ગાયે રઘુવરનાં જસોદા રૂડાં ગીત;
બાંધ્યાં તોરણ રૂપેરી રંગીલાં બારણે. ૧

“ જેના ઘરમાં બાળકોનાં રૂદન નથી, જેના શહેરમાં પંખીનો કલ્લોલ નથી, જે નગરીના પાદર નદીમાં થતો કોલાહલ નથી, અને જે વગડામાં પશુઓનો શોર નથી, તે જગ્યાએ કદી પણ વસવાટ કરવાનું નથી! ”

નીરૂ બિચારી અભાગિણી, પોતાના પ્રિય સ્વામીથી વિખુટી પડેલી સગર્ભા અને હિવાતી, અગાઉ પગલાની ફેહવાણી, તે આજે કુમકુમ પગલાંની બાઈ બની છે! તે સદા ઉદાસીજ રહે છે, તેનું કારણ કોઈ જાણતું નથી, એમ નથી; તેનો પુત્ર સુરથ વિખુટો પડી ગયો છે; માત્ર પોતાનો મનનો આધાર તૂટી ગયો છે. પોતે નિષ્કલંક હતી, એ આશા લુટાઈ ગઇ છે, એથી તે ચક્રમ જેવી ભમે છે; એટલું છતાં તે પોતાની ફરજ ચુકતી નથી. ધણીની સેવા કરવાનું ભૂલતી નથી. ધર્મ કાર્યો કરવા આળસુ બનતી નથી. નિરાશાના બળે, વ્યવહારનાં કામોમાં ભૂલ કરતી નથી. ભગીરથી પણ તેને ચાહે છે. એક તેની દીનમુખની લલિતાવળી, ને બીજી તેના ભાગ્યની અભાગ્યતાથી તે દયાને પાત્ર બની છે.

ભગીરથીનું બાળક પારણામાં ઝુલે છે નીરૂ તેની સારવારમાં છે. રમાડવું, હસાવવું, બોલાવવું, અને ગાઇને રીઝાવવું, એજ તેનું કામ છે! કોઈવાર ભગીરથીની ગેરહાજરીમાં ધવરાવતીયે હતી; તેને આ બાળકપર અથાગ પ્રેમ લાગ્યો હતો. અને તેની કુદરતી ખુબી જાહેર રીતે જણાતી હતી. માલેકની ખુશામત ખાતર બાળકને રિઝાવાનો અકુદરતી ઢોંગ કરતી નહતી. તેને મન સુખનાં વહાણ ભરવાં નહતાં. તે તો સુરથના વિયોગ પછી સુખડું હારી બેઠી હતી, પણ તેના માયાળુ અંતઃકરણમાં બાળ–પ્રીતિનો ઝરો ઝરતો હતો, એટલે કેવળ નિઃસ્વાર્થવૃત્તિથી સ્વાભાવિક તેને બાળ–પ્રેમ ઉદ્દભવતો હતો. વિનોદરાય સોલીસીટરની કરણી જો કે ઉંચી નહતી, કાળાં–ધોળાંમાંજ જીંદગી વ્યતિત થતી હતી. પણ ભગીરથી જેવી ભલાં પગલાંની સ્રીથી–લોખંડને પારસમણી અડકયાથી કંચન થાય, તેમ તેની દશા થઇ હતી. આ બાળકનું પગલું ને વંશનું રક્ષણ થવામાં ભગીરથીનુંજ તપ હતું. જે વિનોદરાયને પુત્રદાન દેવામાં ભગીરથીનીજ પ્રભુ કને યાચના હતી,

એવી સતી સ્ત્રીને ખાતર; સાવિત્રીની યાચનાથી જેમ યમરાજે સત્ય-વાનનું જીવન આપેલું; તેમજ વિનોદરાયને પ્રભુએ વંશ આપ્યો હતો.

નીરૂ તેને દરરોજ લાડ લડાવતી હતી. બાળક પણ ત્રણેક વર્ષનું થવા આવ્યું હતું. પારણામાં ઝુલતું હતું. ભગીરથી અને વિનોદ તેને જોઇને હરખાતો હતો. નીરૂનાં પગલાં પછી આ હોંશ ઉત્પન્ન થઈ હતી. નીરૂ તેને બાગમાં લઇને રમાડતી હતી. માયાળુ નીરૂ એકવાર તેજ બાગમાં ખુરશી નાંખી સુવરાવી દઈ જોતી હતી. વિનોદ તેના માયાનું દુરથી દર્શન કરતો હતો. *

ગરીબ પણ ગરવી નીરૂ ગમે તો અભાગી હોય, પણ વિનોદના ઘરમાં તો તે કંકુ પગલાંની ગણાવા લાગી હતી. થવું તો પ્રભુ હાથ હતું, પણ નીરૂ નિમિત્ત માત્ર હતી! નીરૂનાં પગલાં અહીંજ શુભ હતાં, એમ ન્હોતું; તે જ્યાં જ્યાં ગઈ હતી; ત્યાં ત્યાં તેમનો શુભ યોગ ને પ્રૌઢ પ્રતાપ જાહેર થયો હતો. જે કેતકી હતી, તે પરસુગંધ આપનારી નીવડી હતી. પોતાને સુખ નહોતું, પણ પારકાંને સુખ કરી બતાવતી હતી. કુદરતની એટલી પણ મેહેર હતી.

વાંચનાર! ત્યારે આપણે નીરૂની મૂળ વચલી સ્થિતી તપાસી આવીયે! એ દિવાની હાલત લઇને અહીં સારી કેમ થઈ આવી હશે?

---

## પ્રકરણ ૩ જું.

---

### નીરૂને બાળકની ભેટ!

નિરંજની દિવાની હાલતે નગર બહાર નીકળી ગઇ. તેના હૃદયમાં શુન્યતા હતી. મગજપર આગનો ગોળો ફરતો હતો. તેને ચોમેર ચોદિશા ખાવા ધાતી હતી. પોતાનું સાસરૂં સ્મશાન કરતાં

વધુ ભયંકર લાગતું હતું. તેને એ ઠેકાણે પાણી પીવાને પણ ઉભી રહેવા ગમતું નહતું. પતિની શોધ કરવા કે મરવા માટે નીકળી જવું, એવું તેને કશું ભાનજ નહોતું! મગજની ભ્રમણા વધી પડી હતી. તેને મન પોતે નિરાધાર હતી. અને હવે પછી કંઈ કંઇ વીતક થશે, એવો ભય રાખતી હતી. કજીયા તેને કલંકિણી ઠરાવશે, વગોવશે, એવો બહુ ભય હતો. કાચા મગજની નાદાન નીરૂ આ કારણે ભટકતી થઈ ગઇ હતી. ભયંકર પહાડી જંગલમાં પહોંચી ગયા પછી, જે પેલા સંત જને તેને સહાય કરી હતી, એ મહાત્મા તેણીને પોતાના આશ્રમમાં લઇ ગયા; નીરૂનું મગજ અસ્થીર હતું. યોગબળથી આ સ્રીને તેણે કબજે કરી; એટલી હદ સુધી તેના મગજમાં પોતાની શક્તિનો જોશ ઉમેર્યો કે જેમ મેસમેરીઝમના યોગે, એક માણસ ચાવીનાં પૂતળાં પેઠે કબજે થાય, જે હલાવ્યાં—ચલાવ્યાંજ કામ કરે, તે રીતે નીરૂની હાલતં પરવશ બની ગઇ હતી. સંત સમજી ગયો હતો, કે કાચા મગજની, ઉગ્ર વાયુથી આકળી બનેલી તેની હાલત છે. વિયોગ ને વિરહ ઘેલછામાં મગજની સ્થિતી ગુમાયલી છે; પણ તેના પેટમાં જે ગર્ભ છે, તે સલામત રહેલો જોવાને સંત યત્ન કરતો હતો. દીનપર દીન નીરૂનો ગર્ભ વૃદ્ધિ પામવા લાગ્યો. જંગલમાં ફક્ત નીરૂને ફળાહાર મળતો હતો. નિર્મળ જંગલનાં પાણી પીવાનાં હતાં; અને એક સાદડી પર સુવાનું મળતું હતું. મહાત્મા ભલો ને વિશાળ બુદ્ધિનો ભલો જન હતો. પારમાર્થિક વૃત્તિનો હતો. લગભગ નવ માસ નીરૂના ગર્ભને થવા આવ્યા. એવામાં એક વૃદ્ધ સાધુડી ફરતી ફરતી ત્યાં આવી. સંત જને એ ડોસીને પોતાને ત્યાં આશ્રય આપ્યો. ને આશ્રમમાં રાખી; એટલાજ માટે કે નીરૂના પ્રસવકાળમાં તે ઉપયોગી થઇ પડે!

એકાદ માસમાં નીરૂ પ્રસુતા થઈ; ને તેણે બાળકનો જન્મ આપ્યો.

આહા! આ બાળક જન્મ્યા પછી નીરૂની મગજ સ્થિતી સુધરી ગઈ. અને પેલી ડોસી તથા સંતની સારવારથી તે આરોગ્યતા પામી!

જેનો કોઈ ધણી નહિ, તેનો પ્રભુ ધણી છે. જેનું કોઇ રક્ષણ કરનાર નથી, તેનું દૈવ રક્ષણ કરનાર છે; મારનાર કરતાં ઉગારનાર હજાર હાથવાળો છે.

નીરૂ બિચારી જીવતી જીંદગીયે, સુખી આરા ઉપર આવી. તે આશાનાં નિર્મળ જળ પીવા લાગી. કલંકનાં કાળાં વાદળાંમાંથી તે છુટી થવા લાગી.

અભાગીનાં નસીબ કઠણ તો હોય, જ્યાં જાય, ત્યાં પ્રથમ સુખ જણાય, પણ વચમાં કાંટા પડેલા હોયજ! નીરૂનું બાળક લગભગ ચારેક માસનું થયું, ત્યાં સંત મહારાજ દેવલોક પામ્યા. નીરૂ અને પેલી ડોસી બન્ને ફક્ત આશ્રમમાં રહ્યાં! ભર જંગલમાં બે બાઇયોથી કેમ રહેવાય! તેઓએ ઠરાવ કર્યો, કે કોઈ નગર તરફ જવું, અને એ વિચાર પર બન્ને જણ આશ્રમ છોડીને ચાલતાં થયાં.

કમનસીબે માર્ગે ચાલતાં પેલી ડોસીને ઠેસ વાગી, અને તે તો રામશરણ પામી ગઈ. બિચારી નીરૂ વળી અટુલી પડી ગઈ. તે બહુ મુઝાણી. વનમાં એકલી રૂદન કરવા લાગી. પેલી ડોસીને મુકીને ક્યાં જવું, કેમ જવું, એ વિમાસણ કરવા લાગી. તે તો થાકી, અંતે સાંજ પડવાનો સમય થયો. મરનાર તો મરી ગયું, પણ જીવતાંનું શું કરવું? તે તો પેલી ડોસીને ત્યાંજ મુકીને ચાલી. અને એક નદી નજદીક વાડીમાં આવી ચડી. રસ્તાપર રડતા બાળકને ખોળામાં લઇને ધવરાવતી બેઠી. * હાથમાં કપડાંની ઝોળી અને થોડીક જણસો હતી. કોઈ પણ માણસની મદદ મળે, એ આશાએ બેઠી બેઠી રૂદન કરતી હતી. આંખમાં ચોધાર આંસુ હતાં, મોં નિમાણું થઇ ગયું હતું. પોતાના જીવન કરતાં બાળકની ચિન્તા વધારે હતી. પ્રભુએ ત્યાં પણ તેને સહાય કરી. વાડીવાળો ખેડુત

એક ભૈયો હતો, તેની નજરે આ સૌંદર્યવતી બાઈ આવી ચડીઃ તરત તે વાડીના દરવાજા પાસે આવ્યો, ને ધિરજથી તેનું રૂદન સાંભળ્યું.

જરાવારે તે ખેડૂતે નીરૂને બોલાવી અને તેનું વૃત્તાંત પુછ્યું. નીરૂએ ગદગદતે સાદે, મદદ માટે વિનતી કરી. ખેડૂત ભલો હતો, તેણે તેને ધિરજ આપી. મ્હોંડાપરથી લાગતું હતું, કે આ કોઈ કુળવાન બાઈ વખ્ખાની મારેલી હતી, ને તે નાના બાળક સહિત બહુ દુઃખી હાલતમાં હતી. ખેડૂતને બાળક ન્હોતું, ને તેથી પેલા સુંદર બાળકપર તેને અતી હેત આવ્યું હતું. ખચીત એ બાળકપર તેનો મોહ થયો હતો. જેને જે વસ્તુની અછત, તેનાપર કુદરતીજ તેનો મોહ હોય છે, ને તે રીતે ખેડૂતે નીરૂને ભરૂંસાદાર મદદ આપવા ખાત્રી આપી. દયાળુ ખેડૂતની મીઠી જીભપર નીરૂ ચાલી. ખેડૂતે બાળકને પોતાના હાથમાં લીધું. આહા ! એ બાળકને તેડતાંજ જાણે કુદરતે તેને હસતો કર્યો ! આ ભલો ખેડૂત, ને પુત્રવતી માતા સહર્ષે ચાલ્યાં.

## પ્રકરણ ૪ થું.

### સભાગી પગલાની નીરૂ–ખેડૂતને પુત્ર લાભ !

"બેન ! મારૂં જરાક હરખું હાંભળી લેજે ! મનમાં ઓસું કે ખોટું લાવે તો મારાં હમસે !" ખેડૂતે રસ્તે ચાલતાં ચાલતાં નીરૂને નમ્ર સાદે કહ્યું.

"ભલા બાઈ ! કહે, હું ધિરજથી સાંભળીશ. જો મને આશરો આપતાં તમને કંઇ નુકસાન કે હરકત થાય, તો જરાયે શરમ રાખ્યા વિના મને કહી દેજો. દુઃખીને આશરાં ઘણાં ! તાપ પડે, ત્યારે કોઈ ઠેકાણે છાંયડો મળે ! પાસે નહિ તો બે ડગલાં આગળ મળે !" નીરૂએ ખેડૂતના બોલવાપરથી તોલ કર્યો.

"બેન! તમે તો કોઈ ખરાં પરમેહરનાં હાચ્ચાં હગાં લાગોસ! મારા મનની વાતે તમે ચ્યમ જાણી લીધી, કે હુ આવું કંઈ કહેવાનો સુ, હેં?"

"ભાઈ! મેં હજી ખરેખરૂં જાણ્યું નથી, પણ તમે વાત કરવામાં સંકોચ ને શરમથી બોલતા હોય, હું જાણે કંઈક ભારે પડવાની હોઉં, એમ મને તો લાગે છે. પછી ભૂલતીયે હોઉં."

"બા! તમે ભારે તો નથી પડતાં, ને પડવાનાંયે નથી; પણ રોંડ મારા ઘરની ધણીયાણી કજાત ને બડી કલાંઠસે-હોવે!"

"ભાઈ! તમારી નીતિ ને રહેણી-કરણી સાચી છે, તો આ રંક બેનડી ભારે પડવાની નથી; ને તમારી વહુનો સ્વભાવ પણ સુધરી જશે!"

"પરભુ કરે, ને તારાં પગલાંને જહ મળે બા! હું તો પરભુનો બંદો સું! આજ હુધી મેં તો નાની એટલી દીકરી, જુવાન એટલી બહેન અને ઘરડી એટલી મા જાણેલી સે! ને ઇ હસાબે મને ભગવાનીયે બટકું હખની રોટલી આલીસે. બે ખેતરાં સે, ને હર વરહે અન્ન આલેસે. દકાળ પડે પણ મારી વાડી તો લીલુડી ને તાજી, ચ્યમ કે વાવડીનાં પાણી પીવરાવીને ધરતી માતાને રાજી કરૂં સું, ને તે મને થોડું અનાજ દેસે બાઈ! હોવે!"

"ત્યારે તો મારા જેવાં માટે પણ પ્રભુએ તમારા અનાજમાં ભાગ સાંધ્યો હશે."

"હા, બા! કણે કણે હોનાં નામ. કોનાં નહીબનું ને કોણ ખાય! કંઈ મેં વાવેલું ને લણેલું, તેથી મારા બાપનું થીયેલું કે! નારે મા-તેમાં તો હજારો ને લાખોનાં નામ લખાયલાં હોહે! કીડી, મંકોડી હોનો ભાગ! વળી તારા જેવી ભાંયગવંત તો હોયજ કની?"

"ભાઈ! અભાગી છું-નિરાધાર છું!"

"બેન! તારો દીકરો તો હજી બાળકસે, તેને આવો ફુલફુલીયો સોકરો મૂકીને ઇનો બાપ નાહી ગીયલ્લો ય્યમ હોહે? કેવો રૂપાળો!"

"ભાઈ! મારો ઇતિહાસ લાંબો છે. હું કોઈ વેળા નિરાંતે તને કહીશ–"

"ભલે બેન! હખે રહેજે, ને નિરાંતે કહેજે; પસી સે કને તે હું તને ગમહે, ત્યાં લઈ જવાહ. ને તારે ઘેર મુકી આવાહ! બેન! હું હવે તારો ભાઈ, ને તું મારી બેન! તું તારે ઘેર જાહે કની, તીવારે હું તને ખીહરનો ખીસડો આપહ; તને કાંગવાં–કોદરા ગમહે કે! મારે છેતરે ઈ બહુ થાય જો–હોવેં!"

"ભાઇ! તારી મીઠ્ઠી માયાની આ ભલી ભેટ હું માથે ચડાવીશ. જગતમાં તારા જેવા ભાઈ બધી બહેનોને હોય તો કેવું સારૂં! ભાઈ જા, મારો આશિર્વાદ છે કે તારૂં ઘર દીકરાથી શોભો ને ભંડાર ભરાઓ."

"ભલે બેન ભલે! તારો આ આહરવાદ ફળે, ને તારાં પગલાંને જહ મળે; હું તો ગરીબ બંદો સું, પાપી સું, બહેન! જંજાળમાં પરભુને પણ યાદ કરી હકતો નથી! પણ બેન, ફરી એકવાર કહી દઉં! તારી ભાભી કને, તે તને યા મને કંઈ બે બોલ ઘૂણીને કડવા હંભળાવી દેય, તો મનમાં ખોટું ન લાવતી હોં, એ તો ઇનો હભાવ દાધાબલીયો સે!"

"કેવો ભલો ભાઈ! બાપુ! બ્હી ના. હું એવું સાંભળીનેજ ધરાયલી છું. હવે મને તેનો રાગદ્વેષ નથી, તું બેફિકર રહે; પણ પ્રભુજી એવો વખત નહિ આપે!"

"પરભુ કરે ને ઇને હારી મતી હુઝે. તારા જેવી હતી બેનને જોઇને રખે ઇની મતી હુધરી જાય! લ્હે, જો હવે ઘર ઢુંકડું આવ્યું હોં!"

ખેડૂતનું ઘર પાદરમાંજ હતું. નીરૂને ત્યાં તેડી ગયો. મનમાં તો બ્હીક હતી, કે રખે ખેડૂતાણી હડકાઈ કૂતરી પેઠે ભસતી બાઝી પડે!

કુદરતની કંઈ અકળકૃતી છે. જ્યારે ભલું થવાનું હોય છે, ત્યારે સ્વભાવ પણ ભલો થાય છે.

ખેડૂતને નીરૂ હજી ચોકમાં આવ્યાં, ત્યાં ખેડૂતાણી ઘરમાંથી બહાર નીકળી, અને ઓશરીમાં આવી ઉભી. પ્રભુ જાણે તેના મનમાં શું ઉગી આવ્યું, કે નીરૂને જોતાંજ જાણે અથાગ વ્હાલ પ્રકટયું. ને કેમ ઘણા વરસથી વિખુટી પડેલી બહેન આવતી હોય, તે રીતે પ્રેમ ફુટયો. નીરૂ ને ખેડૂત પાસે આવ્યાં, તેવીજ તે સ્ત્રી બોલી.

"આ ભલી બેન કોણ, ને આ સૈંયો કેવો મજાનો સે! લાવો તો?" ખેડૂતાણી સામે આવીને નીરૂના બચ્ચાંને હાથમાં લીધો. આહા! શો ફેરફાર! ખેડૂત તો દંગજ થઈ ગયો. ખરે આશ્ચર્યભૂત થયો.

"બેન, એ મ્હારો અભાગી પુત્ર છે; હું વખ્ખાની મારેલી છું. આ મારો ભાઇ, તમારો ધણી, મને આશરો આપવા લાવેલા છે, પ્રભુ તમારૂં ભલું કરે, ને તમને પણ આવો પુત્ર પ્રભુ આપે!"

"તારી વાણી ફળે બેન, આ મારો અભાગીયો નથી, પણ ભાગીયો સે. આવ બેન આવ, તારાં પગલાં મારે ઘેર કયાંથી?" એમ કહેતી બાળકને હુલાવતી ખેડૂતાણી ઘરમાં ચાલી. ખેડૂત ને નીરૂ સામસામું જોઇને હસ્યાં. પ્રભુનો ઉપકાર માન્યો. એ કાળીયા દેવનો ખેલ તો જુઓ!

* વાંચનાર! કુદરતનો ફેરફાર જુઓ. જ્યાં ભલાઈ છે ત્યાં ભલુંજ છે. જરા આ પાસેના ચિત્ર તરફ નજર કરી જો. ખેડૂતની સ્ત્રીને પુત્ર પ્રાપ્ત થયો છે! નીરૂ તેની સારવાર કરે છે. ખેડૂત આ ભલી બહેનનાં પગલાંને જશ આપે છે. નીરૂનું બાળક જો પેલું રમે છે! એ ક્યારે પ્રાપ્ત થયું, એ વિષે હવે આપણે આગળ જાણીશું. હાલ તો સુમન તરફ નજર કરીએ.

---

# પ્રકરણ ૫ મું.

---

## સુમનની સ્વારી વતનમાં!

સુમનના ભાગ્યનો મોટો ફેરફાર થઈ ગયો. લક્ષ્મી પગલાંની વીરૂ પ્રાપ્ત થયા પછી, તેનો સીતારો ચમકી ઉઠયો. ખોટું થાય તે સારા માટે, તેમ અંગ્રેજ પેઢીમાંથી છુટો થઈ ગયો. ને બળવંતરાવ મળી ગયો.

સુમન તો પારકે ઘેર ભાગ્યબળે સર્વ સંપત્તિનો અધિકારી થઇ ગયો. વીરમતી જેવી સુઘડ, સુશીલ, સુશિક્ષીત, અને માયાળુ પ્રિયા સાંપડી; એટલુંજ નહિ પણ પિતા તુલ્ય સસરો પ્રાપ્ત થયો. અને ધન પણ કર્મે ચોટયું.

વીરૂ અને સુમનનાં લગ્ન થયા પછી એક વર્ષમાં મોટો ભાગ્ય યોગ ફળિભૂત થઈ ગયો. લગ્ન પછી વીરૂને બીજે મહિને ગર્ભ રહ્યો. અને દશમે માસે પુત્ર પ્રસવ થયો. તેનું નામ ભગીરથ પાડયું. હજી ભગીરથ બે માસનો થાય, ત્યાં તેમનાં મોટી મા, યાને વીરૂની માતા, જે સુમનની સાસુ એકાએક ગુજરી ગયાં. સાસુજીને એકાદ મહિનો થયો, ત્યાં સસરાજી પથારીયે પડયા. બળવંતરાવ ભલો ને જ્ઞાની હતો. તરત તેણે પોતાની મીલ્કતની વ્યવસ્થા કરવા માંડી. લીમીટેડ કંપનીનું સઘળું કારખાનું એક જાપાનીસ શાહુકારને વેચી નાખ્યું. ને સવાલાખ રૂપિયા ઉપડ લઇ લીધા, વળી પોતાની કને આશરે લાખ રૂપિયાની પુંજી હતી. સવાબે લાખમાં-દોઢ લાખ દીકરીને આપી દીધા, ને પોણો લાખ-જુદા જુદા ધર્મ ખાતામાં આપવાનું વીલ કરી લીધું. એક માસમાં તો તે પણ કુચ કરી ગયા, અને ધણી-ધણીયાણી તથા પુત્રનું કુટમ્બ થઇ ગયું. સુમને વિચાર કર્યો, કે હવે વતનમાં જવું-ઠીક છે, પણ ક્યાં જવું? કેમ જવું? છેવટે એવો ઠરાવ

કર્યાં કે મુંબઈની જાણીતી ફાર્બસ એન્ડ ફાર્બસ સોલીસીટરની પેઢી મારફતે કામ લેવું. ને તેનીજ મારફતે બેંકમાં નાણાં ભરાવવાં—સુમને એ સંબંધી કોરસ્પોન્ડન્ટ કરવા માંડયું. જાપાનની બેંકમાંથી નાણાં, મુંબઈની બેંકમાં ટ્રાન્સફર કરી દીધાં. હાઉસ એજન્ટ કનેથી પોતાના સોલીસીટર મારફતે બંગલો—ચોપાટી સી. ફેસ. ઉપર ખરીદી લીધો. અને આ ભાગ્યવંત નર, થોડાજ વરસના અંતરમાં લખપતિ શેઠીયો બનીને પાછો સ્ત્રી—પુત્ર સમેત મુંબઈમાં આવી ચડયો. એ હાલ કેવળ શાન્ત—એકાન્ત જીંદગી ગુજારતો હતો. હજી તેના કુટુંબને કે વિનોદરાયને ખબર પડી નહોતી, કે સુમન આ સ્થિતિયે મુંબઈમાં મોજ કરે છે.

ભાગ્યકળી ખિલે છે, ત્યારે કશી વાર લાગતી નથી. પ્રભુની કૃપા હોય છે, તો તે રંકમાંથી રાય બનાવી શકે છે.

વાંચનાર! સુમન કરતાં અધિક ચડતી હાલતે આંપણે મધુરીને જોઈ શકીશું; માટે હાલ તેની તરફ નજર કરીએ. એ બિચારી ભલી ને સદ્‌ગુણી બાનુ કયા સુખ માર્ગપર કલ્લોલ કરે છે, તે જોઇએ.

---

## પ્રકરણ ૭ મું.

---

### મધુરી બે બાળક સહિત બાગમાં! *

“મમ્મા! મને ફૂલ આપોની તો?”

“હજી ધરાતો નથી કે?” મધુરીએ દમ માર્યો.

એક બાળકે એક, બીજા બાળકે બીજું માગ્યું! બીજું પોતાનું કામ કરતું હતું. મધુરી હસતે ચહેરે તેમનાં લાડ પુરાં કરવા લાગી. અહા! કુદરતનો શો ચમત્કાર! જે બિચારી ફૂલ-કળી જેવી મધુરી, કનકના હાથના કઠોર માર ખાતી હતી, તે આજે પતિભાવનાથી પુજાતી હતી!

"સમય સમય બળવાન છે, નથી મનુષ્ય બળવાન" એ વચન ખરાં છે! મધુરી આ દશા કેમ પામી, એ વિસ્તાર ટુંકમાં પતાવીયે!

કનક પોતાના સસરા વિનોદરાય જોડે લડીને રાત્રીયે ગયો. તે પછી સર્વ હકીકત તેણે તેની માને કહી; ને પોતાની હાલત મુંબઈમાં બરાબર નહિ રહે, તેથી દ્વારિકાં, જ્યાં તેમની માતાના વારસાનો ગરાસ હતો. ત્યાં કનકને લઇને તેની મા ગઈ! કનકની મા કુછંદી હતી. તેને એક હવેલીના મુખીયા સાથે સ્નેહ હતો. એ મુખીયો દ્વારિકાંનો હતો. હવેલીમાં હરામખોરી કરવાથી ત્યાંથી તે છુટો થઈ ગયો હતો. હવે તેને મુંબઈમાં સ્થાન નહોતું, તેથી આ ડોકરીને ઉલટ–પાલટ સમજાવીને દ્વારિકાં ઉપાડી હતી.

કનકને દ્વારિકામાં મનગમતી મોજ ન મળી; તોપણ તેની માયે તેને ઝકડીને રાખ્યો. કનકે થોડા દહાડા તો સહન કર્યું, પણ પછી મુંબઈ જવાને માથું ફરવા લાગ્યું; એટલે તેની માયે નવો માર્ગ લીધો. દ્વારિકાંમાંથી એક ગરીબની કન્યા શોધી કહાડીને કનક જોડે પરણાવી દીધી. અને કનકની કોટે લગડું લગાડી દીધું. હવે એ બાઇથી કયાંયે જવાય તેવું રહ્યું નહિ. છોડીના દિદાર તો જુઓ? એક આંખે કાણી, મ્હોડે શીતળાના ડાઘ, ને કાળી તો જાણે અસાડી અમાસની રાત્રી! કનકે તો દર્શન કરતાંજ પાણી મુકયું; પ્રતિજ્ઞા કરી કે આ રંડાથી તો વાંઢા રહેવું સારૂં! બીજેજ દહાડે મા દીકરાને લડાઈ થવા લાગી, પણ ડોકરીયે વહુને સમજાવીને ભૂત ભરાવી દીધું, કે ગમે તેમ થાય, પણ કનકને ગામ બહાર જવા ન દેવો! આ રીતે વહુજીયે અમલ કરવા માંડયો. એક તરફથી વહુનો સંતાપ ને બીજી તરફથી માતાનો જુલ્મ તથા અનાચાર વધી પડયો. હવે મુર્ખ કનકને ભાન થયું, કે આ મહા પિશાચણીયો કરતાં મધુરી લાખ દરજ્જે સારી હતી, પણ મળે ક્યાં? બિચારો પસ્તાયલો મધુકર હવે શોચમાં પડયો. પ્રભુએ તેની

દાદ લીધી. એકાદ વર્ષ તો તે રિબાયો. પણ પછી મધુરી ને તેના માબાપના મનમાંજ શ્રી રણછોડરાયજીએ વાત ઉતારી, ને મધુરીને દ્વારિકાં યાત્રાએ મોકલી.

આ સમયમાં કનક તદન કંટાળી ગયો હતો. છેવટે સમુદ્રમાં જળ-ઘાત કરવા માટે આવી ચડયો હતો, અને પ્રભુ કૃપાએ તેને મધુરી સાંપડી હતી.

મધુરીને લઇને પાસેના દેવાલયમાં સારવાર કરવા લાગ્યો. દેવાલયના લોકોએ પણ મદદ આપી. હાલ તુરત તેણે મધુરીને ધર્મશાળામાંજ રાખી. બીજે દિવસે આ લાંબી જીંદગીની મધુરી તૈયાર થઈ. હવે તેણીને અહીં તો રાખવાનું ઠીક ન લાગ્યું! પ્રભુ કૃપા જુઓ! દ્વારિકાંના એક ભાટીયા વેપારી મુંબઇથી આ સ્થળે યાત્રા માટે આવેલા, તે આ જ ધર્મશાળામાં ઉતર્યા હતા. પ્રસંગોપાત કનકને મધુરી સાથે પ્રસંગ પડયો. ભાટીયાની સ્ત્રી ઘણી માયાળુ હતી. તેને મધુરી સાથે પ્રીત બાઝી, ને પરિણામ એ આવ્યું કે ભાટીયાની કાપડની દુકાનમાં કનકને નોકરી અપાવી, અને મધુરીને પરભારાં કલકત્તે ઉપડી ગયાં! આ વાતની કનકે મા કે સ્ત્રીને કશીયે ખબર ન કહી. એકાદ માસમાં તો નવું જુનું થઈ ગયું. દ્વારિકામાં કોલેરા થયો; ને તેમાં મા તથા સ્ત્રી બન્નેં રામશરણ પામી ગયાં. કનક નિવૃત્ત થઈ ગયો.

હવે ભાગ્યયોગ જુઓ! કનકના મનમાં એમ હતું, કે જ્યાં સુધી સ્થિતી બંધાય નહિ, ત્યાં સુધી મુંબઈમાં મધુરીના પિતા માતાને ખબર ન કરવી. મધુરીને પણ પતિની વાત માન્ય કરવી પડી. જો કે તેનું દીલ આછું થયું, ને મનમાં ઓછું તો આવ્યું; પણ પતિપ્રેમી સ્ત્રીયે માન્ય કર્યું. દૈવ કૃપા વધી પડી. ભલા આદમીયે સેંટ લેઝરની લોટરીની એક ટીકીટ ખરીદી. ભાગ્યયોગે ત્રણ લાખનું પહેલુંજ ઇનામ કનકને લાગ્યું! “મધુરી” ના ઉપનામથી ઘોડો લાગ્યો. ને કનક તો આજે શેઠનો

શેઠ બની ગયો—અને કંઈ પણ લાંબા ધંધા વગર, કલકત્તામાં સુંદર બંગલો લઈને ઠાઠમાઠથી રહેવા લાગ્યો.

પ્રભુ કૃપાએ તેને સંતતિ પણ પ્રાપ્ત થઈ. વર્ષે વર્ષને અંતરે બે પુત્રો પ્રાપ્ત થયા. ચન્દ્રકાન્ત ને સૂર્યકાન્ત તેનાં નામ પાડયાં. કનકરાય આજે ઉત્તમ ગૃહસ્થાશ્રમી ને ભાગ્યવંત ગણાયો. આ વાતને લગભગ ત્રણ વર્ષ વીતિ ગયાં. તે અરસામાં ભગીરથીને પણ પુત્ર પ્રાપ્ત થયો. હવે વચ્ચે આપણી ભાગ્યહીણુ નીરૂનો પ્રસંગ રહી જાય છે, માટે તેની છેવટની ઝાંખી કરવા જઇયે, એ બિચારી અભાગીની કર્મકથા જાણીયે!

---

## પ્રકરણ ૮ મું.

---

### ગુમાયલું બાળક!

ગરીબનાં નસીબ ગરીબ! સુખની રોટલી ખાવાને જેના નસીબમાં સરજેલું હોય, શાન્તિથી સુખ ભોગવવાને જે ભાગ્યવંત હોય, તેનેજ સઘળી અનુકુળતા સરખી રહે છે; નીકર વાત વાતે, અને ડગલે પગલે અણધારી આફતો આવી નડે છે.

નીરૂ બિચારી ખેડૂતના ઘરમાં આવીને નિરાંતે રહી. જગતની આધી–વ્યાધીથી વિમૂખ થઇને ભાગ્યને તાબે રહી. તેમને હવે પિયરમાં કે સાસરીયામાં જવાનું શેનું સુઝે? પોતાને પુત્ર પ્રાપ્ત થયો છે, એ પુત્ર પોતાના પતિના પ્રેમનું બિંદુ છે, એની ખાત્રી શી રીતે આપી શકે? વળી પતિ પોતે ક્યાં છે, તેની તો ખબરજ નથી. આપઘાત કરવાનો સમય નથી. બાળપુત્રપરની વાત્સલ્યતા વધતી જાય છે.

કેટલાક માસ ખેડૂતના ઘરમાં વિત્યા પછી પેલી રંક ને ભલી ખેડુતાણીને મહિના રહ્યા. દશ માસે ગર્ભ પ્રસુતા થઇ. અને એક પુત્રને

જન્મ આપ્યો. આહા ! ખેડૂત તથા ખેડૂતાણી કેવાં પ્રસન્ન થયાં હશે ! આ સર્વ માન નીરૂના પગલાંને મળ્યું.

જ્યાં દીલ મળે છે, ત્યાં જાત–ભાત કે ઉંચ–નીચનું પ્રમાણ રહેતું નથી. ખેડૂતાણીનો ભાવ શરૂઆતથીજ કંઈ નીરૂપર બહુ થયો હતો; અને બાળક થયા પછી તો બહુ ભાવ વધ્યો; એ રીતે નીરૂ પણ સંભાવનાથીજ વર્તવા લાગી.

ખેડૂતના બાળકની સારવાર પોતે કરતી. અને એ રીતે બાળકની ઉંચા પ્રકારની સંભાળ કરતી જોઇને ખેડૂત તથા ખેડૂતાણીને તેના ભલા ખવાસ, ઉમદા વિચાર, ને સદ્ભાવના માટે બહુ માન પેદા થયું. અને એક બહેન તરીકે આખી જીંદગી ગુજારવાનું સાથે રાખ્યું. નીરૂ કંઈ એમના એકજ આ કામમાં નહોતી આવતી. અનાજ જેટલું ખાતી, તે કરતાં ડબલ કામ કરતી. રસોઇ કરવાનું કામ તેને માથે હતું. રસોઇમાં સવારે રોટલી ને દાળ અથવા શાક તથા રાતે કઢી અને કોદરા થતા હતા. ઘઉં અથવા ચોખા તો કોઇવાર તહેવારેજ થતા હતા. આ રીતે નીરૂએ અહીં લગભગ ત્રણ ચાર વર્ષ ગુજાર્યા હશે !

પોતાના બાળકનું નામ પેલા મહાત્માએ સુરથ પાડયું હતું ! સુરથ પાંચેક વર્ષનો થયો, ત્યારે કોઈ ચાણ્ડાલ જાતકી વહેમી માણસે, માતાનો ભોગ આપવાને બહાને તે બાળકને ઉંચકી ગયો; કેટલીક વારે નીરૂને આ વાતની ખબર પડી. ખેડૂત તથા તેની સ્ત્રી તો ખેતરમાં વાવણી જોવા ગયાં હતાં. વરસાદ સહજ આવતો હતો. નીરૂ વ્યાકુળ બની ગઇ. અને ઉઘાડે પગે એમની એમ માતાના મંદીર તરફ દોડી. ઝુંપડીથી બે માઇલ ઉપર એ માતાનું મંદિર એક ઘોર ગુફામાં હતું; અજાણી છતાં પુછતી ને શોધતી ગઈ ! ગરીબ બિચારી નીરૂ, જંગલમાં કયાં ભટકતી હશે ? પગમાં કાંટા વાગતા હતા, વરસાદની ઝાપટ ખાતી હતી. વાવાઝરડું ને વીજળીથી ભય પામતી છતાં

લાયકની વાત્સલ્યતાને લીધે દોડતી જતી હતી. ઠેસ ને કાંકરાનો માર ખમતી હતી—

પ્રભુ બચાવે–રામ રાખે તેને કોણ ચાખે? જે માણસ સુરથને પકડીને ન્હાસી જતો હતો, તે લગભગ ગુફા કને આવ્યો, કે તરત તેને એક પથ્થર નીચેના સાપે ડંસ કર્યો, ને સુરથ બચી ગયો! આહા! કેવી અણી વખતે પ્રભુએ ઈન્સાફ આપ્યો. એક નિરાધાર માતાના નિર્દોષ બાળકનું ઈશ્વરે કેવી વખતે રક્ષણ કીધું? વાહરે પ્રભુ વાહ! પણ હવે એ બાળકને બિચારાને જવું ક્યાં? સહજ સાંજ પડવાનો સુમાર થયો હતો, પણ આકાશ ઘેરાયલું હતું, એટલે દિવસ છતાં અંધારા જેવુંજ લાગતું હતું. નિર્દોષ બાળક એકલું રડતું રડતું જંગલમાં ચાલ્યું! કોણ તેનો માલેક! કોણના આધારે! પ્રભુના–એ દેવ, જેણે જીવ આપ્યો છે, તેના રક્ષણ તળે ચાલ્યું! કેટલાંક ડગલાં દુર જતાંજ, નીરૂના જોવામાં કોઈ બાળક આવ્યું! એજ મારો સુરથ!

નીરૂએ, સુરથને લાંબો હાથ કરીને ચાલતો અટકાવ્યો! *

“બેટા! તું અહીં ક્યાંથી, કેમ આવ્યો?” સુરથ તો ઘડીભર જવાબજ આપી શક્યો નહિ; થંભી ગયો, પછી બોલ્યો.

“બા, મને કોઈ ચોર ચોરી જતો હતો. તે તો પેલે ઠેકાણે પડેલો છે. હું ન્હાસી છુટયો!”

નીરૂએ જાણ્યું કે તે પાપનો ભોગ થયો હશે. નીરૂએ તરત બાળકને તેડી લીધો, ને બકી કરીને પાછે પગે ચાલવા લાગી. રાત પડવા આવી હતી. અંધારૂં થતું જતું હતું. જંગલમાં વરસાદ પડતો હતો. ચોમેર ઘેરાયલું હતું. દીસા સુજતી નહતી. આ ભયંકર કાળ વખતે ગરીબ નીરૂ બિચારી બચ્ચાંને લઈને ઝુંપડી શોધતી હતી. ક્યાં હોય રસ્તો કે તે પગલે ઘેર પહોંચે! આહા! રસ્તો ચુકી, ચીલો ચૂકી! તે આડે રસ્તે ફરી; અને ઠોકરો ખાતાં ખાતાં છેક મધ્ય રા-

ત્રીચે એક સ્ટેશન નજદીક આવી. ત્યાં તે અને બાળક બેઠાં! સ્ટેશન પણ વચગાળેનું અને ગામડાંની સગવડ માટે તકલીદી નામનુંજ હતું. ત્યાં તે જઈ પહોંચી. એક ભિખારી જેવો નોકર ને બુઢ્ઢો માસ્તર હતો. નીરૂને જોઇને તેઓ તો હસવા લાગ્યા. અને અલપચારી પણ શરૂ કરી. નીરૂને વળી વધુ ભય લાગ્યો, પણ જવું કયાં? ગાડીમાં બેસવાને પાસે પૈસાચે ન્હોતા! નીરૂથી રડી જવાયું, અને પેલા બુઢ્ઢા માસ્તરની કને આજીજી કરવા લાગી. પ્રભુની કૃપા થઇ, ને બુઢ્ઢાને દયા આવી. તેણે આ મા–દીકરાને રહેમ દીલે, એક આવતી ગાડીમાં બેસાડી દીધાં. જરા વારે ત્યાં જે ગાડી આવી. તેમાં તેને દાખલ કરી દીધાં. ગાર્ડને ભલામણ કરી, કે કોઇ સારા સ્ટેશને, સવાર થતાં ઉતારી દેવાં. આખરે પ્રભુયે દાદ લીધી; ને નિર્દોષને બચાવી લીધાં. તે તો મા દીકરો લગભગ કલ્યાણ સ્ટેશને આવી પહોંચ્યાં; ને ત્યાંથી ચાલતાં ચાલતાં મુંબઇમાં આવ્યાં; પણ ખરે, અહીં પાછાં રઝળ્યાં! તેઓ દાદરને રસ્તે ચાલતાં ગ્રાન્ટરોડ સુધી આવ્યાં; પણ ત્યાં સરસાદ ને તોફાન શરૂ થયું; મોટાર અને ગાડીચોના તોફાનમાં મા–દીકરો પાછાં છુટાં પડી ગયાં!—અફસોસ!

નીરૂનું બાળક પાછું ગુમાઇ ગયું:—વાંચનાર! તેં પ્રથમ વાંચ્યું. તેમ નીરૂ તો સોલીસીટરના બંગલામાં પહોંચી, અને ભગીરથીના માનનું પાત્ર થઇ પડી; અને સુરથ તો પોતાના પિતા સુમનને ત્યાં તેના પુત્ર ભગીરથના મિત્ર તરીકે રહ્યો. હવે તેનું શું થાય છે, એ તપાસીયે! હાલ તો મા–દીકરો તદ્દન જુદાં પડી ગયાં છે! મા જાણે દીકરો ગયો, ને દીકરો જાણે મા ગઈ! કુદરતના અજબ ભેદને પહોંચવા કોણ સમર્થ છે? ભાવી લેખ ટાળવા કોણ સમર્થ છે?



# પ્રકરણ ૯ મું.

---

## નીરૂનો નવો અવતાર !

નિર્દોષ ને નિર્મળ મનની નીરૂ મુંબઇમાં આવી. કવેળાના સંજોગે તે પુત્રથી વિખુટી પડીને, અંતે વિનોદરાયના બંગલામાં ચડી આવી. અહીં તેના ભાગ્યયોગે આસ્વાસન મળ્યું ! ભગીરથીના હૃદયમાં દયા–માયાએ વાસો કર્યો, અને પૂર્વની લેણુ–દેણીના સંસ્કારે માયા પ્રબંધથી નીરૂપર તેણીને પૂર્ણ ભાવના ઉત્પન્ન થઈ. કોઇ વખાની મારેલી પણ કુળવાન કુટુમ્બની બાઇને આશરો આપવામાં પ્રભુ કૃપા મેળવવા જેવું છે, એમ ધારીને તેને પોતાને ત્યાં ઉતારો આપ્યો. વિનોદરાયની ગાડી હાફીસમાંથી આવતાંજ ભગીરથીએ પેલી ગરીબ બાઈ સંબંધી દયા-જનક વાત કહી. ભાગ્ય સંયોગે વિનોદરાયના મનમાં પણ ઉતર્યું; ને નીરૂને આશરો આપવા ઇચ્છા બતાવી. એ બાઈ હીંદુ ઉંચા કુળની છે. તેમના કહેવા પ્રમાણે તે બ્રાહ્મણ જ્ઞાતિની છે. મગજની અસ્થિ-રતાને લીધે ચોખ્ખું કહી શકતી નથી, પણ તેનો દેખાવ કોઈ નાગર કે બ્રાહ્મણ કોમનો છે એમ લાગ્યું, ને તેથી તેમણે નીરૂને રાખી; તેના ગુમાયલા પુત્રને શોધી કહાડવા માટે લક્ષ દેવાશે, એટલી ધિરજ આપી. નીરૂ લાચારીથી સઘળું કબુલ કરવા લાગી. બીજો કંઇ ઉપાય નહોતો. દશ લાખ માણસની કચડાકચડી, અને ગાડી–ઘોડા, મોટાર–સાયકલની ભચડાભચડીમાં તે બિચારી ક્યાં જાય ? ગરીબ અને વળી ભિખારી હાલત, તેનો અનેક પાપી ખોટો લાભ લ્હે, સિપાઇઓ નડતર કરે, અને ધર્મશાળા અથવા અન્નક્ષેત્રમાં પણ આ કુળવાન બાનુને શા-ન્તિથી રહેવા ન દે, આ સર્વ સંજોગે, ભલા માણસના આશરામાં નિર્ભય લાજ મર્યાદથી રહેવાશે. આ વિચાર કરી પોતાના પુત્રની

ઝખના કરતી છતી, એ મારૂં એકનું એક બાળક રખે ગાડીમાં કચડાઈ જાય! આ બ્હીક છતાં પોતાના શિયળવ્રતને સંભાળવાને આ આશ્રમમાં અટકી પડી.

રાત્રીયે તેણે ખાધું તો નહિજ! મ્હારા બાળકનો પત્તો ક્યાં મળશે? આ વારંવારના પ્રશ્નમાં ધિરજનોજ જવાબ મળતો; ને તોપણ ધિરજ ગુમાવતી બેઠી. વિનોદરાયે પોલીસને ખબર આપી દીધી, ને પોલીસ તપાસમાં રહી, પણ સુરથ તો પોતાના પિતાના બંગલામાં પેલા ભગીરથ જોડે સ્નેહી તરીકે મોજમાં પડી ગયો. માતા યાદ ન આવી! નિરૂ અહીં કેટલાક દિવસો સુધી ચાલુ એવી ને એવી હાલતે દિન ગાળવા લાગી. પુત્રનો પત્તો ન લાગ્યો, ત્યારે મન મુકીને સ્થિર થઈ. પોતાના પિયેર કે સાસરાની કશી વાત ન કરી. ગરીબ હાલતે અજાણ થઈ રહેવામાં સલામતી માની. તોપણ ચંચળ નીરૂએ વિનોદરાયના ઘરની વાતો જાણી લીધી.

અફસોસ! પોતેજ અપરાધણી છે, અને પોતાની મૂર્ખતાથી વરને ગુમાવ્યો, અને મધુરી જેવી નિર્દોષને દોષ દેવા જતાં, તેનું પાપ પોતાનેજ નડયું, ને પોતે સદોષે આ સ્થિતિપર આવી, એમ તેને ખરેખરૂં લાગી આવ્યું! તે અહોકાળ પસ્તાવોજ કર્યા કરતી. કોઇ વાર બકી જતી, કે "હાય હાય! હાથનાં કર્યાં હૈયેજ વાગે!" ભગીરથી કોઈવાર ગમ્મત માનતી, ને કોઇવાર દયા ખાતી હતી. સુમનનો પ્રેમ, મધુરીનું શયનગૃહ, તેમનો પ્રીતિભાવ, અને નિર્દોષતાથી હવે તે પુરેપુરી શકહીણ થઈ, અને પતિ હજી જીવતો છે, એટલીજ ધિરજ રાખીને રહી.

દુઃખના પ્રસંગ વીતવા માંડયા. પ્રભુ ઇચ્છાએ ભલી નીરૂની સ્વચ્છતા, ધર્મ પરાયણતા, વિશ્વાસ, નીતિ, અને સેવ્ય ભક્તિથી વિનોદરાય અને ભગીરથી બહુ પ્રસન્ન થયાં. પ્રભાતમાં વ્હેલું ઉઠી ઘરકામ

તપાસીને ન્હાઈ–ધોઈ, સૂર્યનારાયણ ઉગતાંજ તેની ઝાંખી કરી લેતી. અને મંદિરની પુજા–આરતિથી પરવારી, ચા બનાવી, દમ્પતિને આપતી. કેવળ વિશુદ્ધ મન ને આરોગ્યવંતી યુવતીના પવિત્ર હાથની ચા પીતાં ઉત્તમ પ્રેમી કહેતાં, કે બિચારી અભાગી, પણ જો પતિ ઘરમાં હોત તો નક્કી સાક્ષાત્કાર પ્રભુ દર્શન કરાવે, એવી પવિત્ર દેવડી છે.

વિભૂતિ ધારણ કરીને સહજ ચંદન કપાળમાં લગાડતી, ત્યારે જાણે નિરૂ પરમયોગિની ન્હોય, એવી લાગતી હતી.

કેટલાક સમયને અંતરે એવો યોગ બન્યો, કેવી સાવિત્રીવ્રતનો સમય આવ્યો. નીરૂ તો એ વ્રત અખંડ કરતી હતી. ભગીરથીને તેણે સુચના કરી. વિનોદરાયના પ્રસંગ પછી દેવ–દેવલાં અને વ્રત અપવાસનું ટીંખલ તેણે છોડી દીધું હતું. નીરૂના પ્રસંગ પછી તે ફરીને જાગૃત થયું. એકાદશી કરવા લાગ્યાં. અને નીરૂ કંઇ કંઇ વ્રત કથા કહે; કંઇ ધોળ–મંગલને ગીત સંભળાવે. સાથી મળ્યું, એટલે સંગતથી કંઈ કંઇ મન લલચાયું, અને આ સત્સંગથી સુધરેલું ઘર એક ભક્તમંદિર જેવું બની ગયું. ઉતરતી અવસ્થાએ ઘરની આ સ્થિતિ જોઇને વિનોદરાયને પણ લાગ્યું, કે આ કોઈ મહાદેવી નવો અવતાર આપવા આવી છે!

ખરે, એમજ થયું. પચાસ વર્ષ પુરાં વિનોદરાયને થઈ ગયાં હતાં. અને બેતાલીસમું ભગીરથીને બેસવાનું હતું, તે અરસામાં–યાને મધુરીના જન્મ પછી લગભગ વીસ વર્ષે ભગીરથીને ગર્ભ રહ્યો!

આહા! કુદરતની કૃપા જુઓ! તેને દસ માસે પુત્ર અવતર્યો! આજે તે દમ્પતી કેવાં હર્ષિત થયાં હશે? ઉતરતી અવસ્થાએ વંશહીણ દમ્પતીને આ વિભુ વરદાન મળ્યાથી તેના મનને કેટલો આનંદ પ્રાપ્ત થયો હશે! ઇશ્વર સઘળાં એવાં આશાવંતાં જોડાંને પુત્રદાન દે, ને સદા સુખી થાય!

દમ્પતી તો હરખાઈ જાય, તેમાં નવાઈ નહિ, પણ પટેલને ઘેર

વિવાહ, ને પાંચાભાઈને હણુહણાટ વધારે ! ભગીરથી ને વિનોદરાય કરતાં નીરૂના હરખનો પાર ન રહ્યો ! પોતાની બાઈને પુત્ર પ્રસવ, અને પોતાના શેઠનો વંશ–વૃદ્ધકાળે ! વાહ વા ! કેવું પુન્ય ! બસ ! આ વાક્યોમાં નીરૂ તો ગાંડી–ઘેલી બનતી હતી ! જ્યારે નીરૂને આ રીતે હર્ષ–ઘેલી જોવાને ભગીરથી ને વિનોદને તક મળતી, ત્યારે આ ભલી બાઈ તરફનો તેનો કેટલો ભાવ વધતો હશે ?

પારકાંનું ભલું જોઈને રળીયાત થનારાં લાખે એક હશે; ને જે હશે, તે સદા સુખી હશે ! !

ભગીરથી બહેન સુવાવડમાંથી મુક્ત થયાં. પછી ભાઈને સાચવવા સંભાળવાનું કામ નીરૂનું–“મ્હોટાં બહેન ! હું એક ખેડૂતને ત્યાં રહી, ત્યાં પણ તેને દીકરો આવ્યો ?” એટલું કહીને નીરૂ પ્રથમ હસી, પણ પાછળથી રડી પડી. તેને પેલું સુખ અને આશ્રમ યાદ આવ્યો. જ્યાં રહી હતી, તે સ્થાન યાદ આવ્યું. ભગીરથીએ જાણ્યું, કે પોચા મનની નીરૂ પાસે એ વાત કહડાવતાં રખે તેને વધારે લાગણી થઈ આવે ! એટલે વાતને વધુ ઉત્તેજન ન આપ્યું.

નીરૂ પર દમ્પતીનો હદ બાહેર ભરૂંસો, એટલે બાળકની કશી દરકાર કરતાં નહિ; પણ હવે નીરૂ જ્યારે આ કામમાં ગુંથાણી, ત્યારે દેવ–સેવાનું કાર્ય પડતું રહેવા લાગ્યું. ભગીરથીને તે ન ગમ્યું. રાત્રીએ બાળકને પોતાની પાસે રહેવા દીધું, ને પોતાની જોડે એક નોકરડી પાર્વતી ઘાટણને રાખી. તે બાઈ રાત્રે બાળકની સારવાર કરે. જ્યારે નીરૂ દેવ–સેવામાંથી પરવારે, ત્યારેજ બાળક તેને સોંપે, પણ તેટલાં સુધી કંઈ નીરૂનો જીવ રહે કે ? તે તો એટલા વખતમાં ચાર પાંચ વાર બાળકનું મ્હોં જોઈ આવે. જો તે જાગતો હોય, તો કદી પણ નીરૂ વિના ન રહે. પણ નીરૂ જોતી જોતી પગલું ભરે, કે રખે ભાઈ જાગી જાય !

બાળક છ માસનું થયું, તે દરમ્યાન એકવાર શીવગંગાનું આવાગમન થયું. બાળકને જોવા માટે તે મુંબાઈ આવી. નીરૂએ તેને પુરી રીતે પિછાણી, પણ નીરૂનો નવો અવતાર શીવગંગા પિછાણી શકી નહિ ! હા, નીરૂ વારંવાર શીવગંગા સામું જોયા કરતી, અને શીવગંગાને નીરૂના ચ્હેરા માટે ભાન થતું, પણ કશું બોલી શકતી નહિ ! અપવાદી નીરૂ પોતે પણ કંઈ પિછાણ દેવા રાજી ન્હોતી. બે દિવસ શીવગંગા રહી; તે અરસામાં નીરૂનાં હદબાહેર તેણે ભગીરથીને મ્હોડેથી વખાણ સાંભળ્યાં ! અને તે પછી શીવગંગા પોતાને વતન જતાં જતાં એટલું કહી ગઈ, કે જાણે આ મ્હારી વહુ નીરૂ ન્હોય ! એવી લાગે છે. અહીં નીરૂનું નામ **નિર્મળા** ગવાતું હતું !

નીરૂ અહીં નવો અવતાર પામી હતી. હવે તે માત્ર યોગિની તરીકે, નિઃસ્વાર્થ જીવન ગાળતી હતી. તેને મન સંસાર દઝાયલો, ભસ્મ થઈ ગયલો લાગતો હતો. હવે પેલા બિચારા સુરથ તરફ નજર કરીએ.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### સુરથ અને ભગીરથ.

મનોહર બાળક ભગીરથ, કુદરતી પ્રેમ ભાવથી રંક સુરથને ચાહતો હતો. માર્ગમાં રઝળતા સુરથે જ્યારે ભગીરથને ગાડીમાં દબાતો બચાવ્યો, ત્યારે ભગીરથને તેના ઉપર કુદરતી હેત ઉત્પન્ન થયું. ભગીરથ ક્યાં જાણે છે, કે એકજ પિતાના બન્ને પુત્ર છીયે; માત્ર માતા જુદી છે ! પોતાના પિતાની કને સુરથના બચાવની તેણે ભીક લીધી. માતાને સારી રીતે સમજાવી. અને જો કે અલબત એક ભાઈ તરીકે તો નહિ, પણ સોબતી તરીકે તેણે પોતાની પાસે રાખ્યો. સુરથ જોડેજ ભગીરથ

જમવા બેસતો, પણ પરજાતનો ગણીને તેને રસોડા બહાર ચોકમાં બેસાડતા હતા. ભગીરથને તે ગમતું નહતું, પણ ઘરના રિવાજ કને તે લાચાર હતો, તોપણ છેવટે જ્યારે તેના હૃદયને તે માન્ય ન થયું, ત્યારે એ બહાનું કહાડયું, કે જમતાં જમતાં સુરથ સાથે વાતો કરવી પડે, તે વાત કરતાં મ્હોં ન દેખાય, તેથી પોતે પણ સામે પાટલો નાખીને ચોકમાંજ જમવાનો. એ માર્ગે સુરથ સામે જમવા બેસતો, એટલી હદ સુધી મિત્રતા જામી હતી. ભણવામાં હવે શું કરવું ? હજી ભગીરથની શરૂઆત હતી. કિન્ડરગાર્ટન પદ્ધતિ પ્રમાણે, સુમને પોતાના વ્હાલા પુત્રને કેળવણી આપવાનું પસંદ કર્યું હતું; અને તે માટે દેલવાડાકરના કિન્ડરગાર્ટન સ્ટોલમાંથી અનેક જાતનાં સાહિત્યો ખરીદી લાવ્યા હતા; એટલુંજ નહિ પણ એક પારસી બાનુ કિન્ડરગાર્ટનીસ્ટને એ કામના શિક્ષણ માટે રાખી હતી. સુરથ પણ જોડે જોડે જ્ઞાન મેળવતો હતો. બંગલા અને બીજી મીકેનીકલ રમતોમાં, ફીગરલેઈંગ અને મોઝેઇકની રમતમાં, બૉલ અને કસરતની રમતમાં ભગીરથને સુરથ બહુ મદદગાર થઈ પડતો હતો. આ રીતે બન્ને મિત્રો બન્યા હતા. ભગીરથ સુતો, એજ રૂમમાં સુરથ સુતો હતો. ભગીરથ પલંગ પર સુતો, અને સુરથ ભોંયપર પથારી નખાવીને સુતો હતો. એક દહાડે મધ્ય રાત્રે બંગલાની બારી ખડખડી. ઉનાળાનો દિવસ હતો. બંગલાની પાછળ ખુલ્લું મેદાન જેવું હતું. ગરમીને લીધે પવન માટે રૂમની બારી ખુલ્લી હતી, ને તેથી પવનના સપાટાને લીધે કોઈ કોઈ વાર વીનીઝર કે સળીયા ખડખડતા હતા. આ ખડખડાટ જુદો હતો. ને તે સુરથના કાનમાં અવાજ ગયાથી ચમકી-જાગી ઉઠયો હતો. આહા ! જ્યાં જોયું-આંખ ઉઘાડીને બરાબર બારી તરફ નિહાળ્યું, તો કોઈ નીચ બદમાશ અંદર દાખલ થતો હતો. સુરથે તરત ચોર ચોર કરીને બૂમ મારી. હજી ભગીરથના ગળામાં હાથ નાખીને ઉતાવળો

ઉતાવળો ચોર કંઠી કહાડી નાસવા જાય, ત્યાં તો સુરથે રમખાણુ કરી મુક્યું–ભગીરથ જાગી ઉઠયો. સુરથે રૂમનાં બારણાં ઉઘાડી ચોકમાં બૂમરાણુ કરી દીધું. સુમન, વીરમતી, અને નોકર–ચાકરો ઉઠી આવ્યાં. પાસેનાં લોકો પણુ જાગૃત થઇ ગયાં. દરમ્યાન ચોર તો પાછલે રસ્તેથી પલાયન થઈ ગયો. અલબત ભગીરથ ગભરાયો. અને બૂમાબૂમ પાડવા લાગ્યો, પણુ જાનમાલથી બચી ગયો. જો સુરથની દૃષ્ટિ પડી ન હોત, જો તે ગાફેલ થઇને સુઇ રહ્યો હોત, તો જાનનું તો કદી નહિ, પરંતુ માલનું નુકસાન થાત; ચોરને આગળ વધવાની હિમ્મત આવત, અને પાપી પકડાવાની ધાસ્તીપર આવત, તો અલબત આડકતરૂં બીજું નુકસાન કરત. સુરથના પગલાંથી સુમનને આ મોટો લાભ થયો. ને તે કરતાં ભગીરથના બચાવ માટે તેણે રાખેલી સાવચેતી માટે વીરમતીનો અને ભગીરથનો તેણે અનહદ વિશ્વાસ તથા પ્યાર મેળવી લીધો. છતાં ભાગ્યદેવી ઉલટી નીકળી.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### સુરથપર સુમનનો રોષ !

"મારનાર કરતાં બચાવનાર સમર્થ છે" એ રીતે રંક સુરથપર આવેલા આક્ષેપમાંથી તેને બચાવવા માટે વીરમતી સમર્થ થઈ હતી.

એક વાર એવો પ્રસંગ આવ્યો, કે ભગીરથ અને સુરથ રમતા રમતા થાકી ગયા. પછી તેઓ વાર્તા કરવા બેઠા. સુરથે એક ભૂતની વાત કહેવા માંડી. અને ભૂતથી નિર્ભય રહેવા માટે તેણે કંઠ માંહેનું માદલીયું બતાવ્યું. પોતાની માતાજીએ આ માદળીયું બાંધેલું છે, તે એટલાજ માટે કે જો કોઈવાર રાતે જંગલ કે ભયંકર જગ્યામાં ગયા હોઇએ, તો કોઈની બ્હીક ન લાગે ! ભગીરથે આ વાત માન્ય ન કરી.

ભૂત ને ડાકણ વગેરે હલકા લોકોનાં ધતિંગ છે, આ સુમનના ને વીરમતીના ચાલુ વાતોના કર્ણસ્વરથી ભગીરથ પણ માની બેઠેલો, એ તેણે કહ્યું; અને સુરથ ઘણો બ્હીકણો તથા વહેમી થઇ જશે, એ માટે તેણે માદળીયું ખેંચીને દોરો તોડી નાખ્યો; એટલુંજ નહિ પણ રમત ગમતમાં મશ્કરી–ઠઠ્ઠા કરતો ભગીરથ તે માદળીયું ઉખેડવા લાગ્યો. માદળીયું કપડાનું બનાવેલું હતું. સુરથે ઘણું ના કહ્યું, પણ તેણે માન્યું નહિ; ને એ ભૂત માદળીયામાં શું છે, તે જોવા ઇચ્છા રાખી. સુરથ તે લઇ લેવા બાઝવા લાગ્યો, અને ભગીરથ તે ન આપવા માટે દોડવા લાગ્યો. બંગલાની ચોમેર દોડાદોડી થઈ રહી. અંતે ભગીરથ બંગલામાં પેઠો, તેવોજ સુમને જોયો. હાંફતો હાંફતો સુમન હૉલમાં આવ્યો. ત્યારે સુમને પુછ્યું.

"બેટા! એટલી બધી દોડાદોડ શી છે?"

"બાપુજી! સુરથના ગળામાં ભૂતનું માદળીયું હતુ, તે મેં તફડાવી લીધું; જુઓ તો તેમાંથી આ કાગળ નીકળ્યો!" ભગીરથે તે પત્ર સુમનને આપ્યો. સુમને તે વાંચ્યો, અને ખરેખર ભવાં ચડાવતો ચમકવા લાગ્યો! ભગીરથને ધમકાવી કહાડયો, અને જાણે કાગળ ફાડી નાખતો હોય, તેની દરકાર ન હોય, તેમ ચેષ્ટા કરતો તેને દૂર કર્યો. ભગીરથે જાણ્યું કે બાપા નાહક ચીડાયા! સુરથ કને તે ધીમે ધીમે ગયો, ને બોલ્યો, કે યાર મેં તો નાહક તને દુભાવ્યો. માફ કરજે દોસ્ત! પપ્પા તો ઘણા ચીડાયા!! સુરથને મન ઘણું લાગી આવ્યું, તે રડયો. ભગીરથે માફી માગી. અને બીજી રમતપર ચડી ગયા. પણ કોણ જાણે સુરથના હૃદયમાં તે વિષેનો બળાપો ચાલુ રહ્યો.

માદલીયાના કાગળે સુમન ઉપર જબરી ખરાબ અસર કરી. સુરથ નીરૂના પેટનોજ પુત્ર છે, પરંતુ તે હરામી પુત્ર છે, એમ તેને લાગ્યું!! પોતાની નબળા મનની સ્ત્રી હજી જીવતી છે, અને કાં જાણી-

તપાસીનેજ આ પુત્રને પોતાને ત્યાં મુક્યો નહિ હોય! કાં ઘરની બાતમી જાણવા અજાણ બનીને છોકરા જોડે છોકરાને બેટાડી દીધો નહિ હોય! શંકાનાં ઓસડ છે! તે તો સુરથપર ચીડાવાજ લાગ્યો. અને બીજે દહાડે કાંઇ વાંક કહાડીને સુરથને ઘરબહાર જવા, તથા ફરીને ન આવવાનો હુકમ કર્યો. સુરથ રડી પડયો. ભગીરથને તે વાતની ખબર કરી. ભગીરથે તેની માને કહ્યું; અને વીરમતી પોતાના હોલમાં ઉભાં ઉભાં બડબડયાં. એ સુમને સાંભળ્યું! સુમન સાંભળે, એવીજ રીતે વીરૂએ સુરથની ભેર તાણી. સુમને જાણ્યું, કે હવે તકરારમાં ન ઉતરવું. એ પ્રસંગ તો જવા દીધો. જાણે પોતાનો ક્રોધ ઉતરી ગયો છે, એમ બતાવીને વચમાં થોડા દીનનો ગાળો ઘાલી દીધો.

એકાદ અઠવાડીયા પછી એકવાર બપોરના સુમન સુતો હતો, ત્યાં ખરાબ સ્વપ્ન આવ્યું. અને જાણે નીરૂ એક પિશાચણીરૂપે તેની સાથે આવી હોય, ને પુત્રની બ્હાર કરતી હોય, એવો દેખાવ થયો. સુમને તેણીને જાણે લાકડીનો માર મારીને કહાડી મુકી હોય એમ લાગ્યું. જરા વારે ખડખડાટ થયો. તેથી તે ચમકી જાગી ઉઠયો. આંખ ઉઘાડીને જોયું તો સુરથ! એકદમ પાટ ઉપરથી ઉઠીને સુરથને પકડયો. સુરથ તો દડે રમતો હતો. દડો અંદર બારીવાટે પડી જવાથી ધીમે ધીમે લેવા આવ્યો હતો, પણ સુમનને તે કાળરૂપ લાગ્યો હતો. તરત સુમને તેને ગરદનમાંથી પકડયો. મોં બંધ કરી દીધું, ને ક્રોધના બળે તેનું ખૂન કરવા તત્પર થયો. જરા એક શબ્દ સુરથના મોંમાંથી નીકળી ગયો, ને તે દબાયલો અવાજ વીરમતીએ સાંભળ્યો. તરત તે રૂમમાં દોડી આવી, તો પોતાનો પતિ, પેલા સુરથની ગરદન દાબતો હતો.* તે ચમકીને બોલી—

"અરે નાથ! આ શું કરો છો? મુકો–મુકો એ ગરીબ છોકરાનું ખૂન?"

"ચૂપ! એ પાપી હવે આ જગતમાં ન જોઇએ!" સુમને રીસમાં વીરૂને અટકાવીને કહ્યું. એટલામાં સુરથ જોરથી છટકી ગયો. વીરૂએ સુમનને પકડી લીધો. સુરથ એકદમ ન્હાસી ગયો. અને સુમન ખરે મુર્છિત થઈ ગયો. વીરૂએ તેને પકડી લીધો.

વાંચનાર! આ મહા ક્રોધનું ખરૂં કારણ તું જાણે છે; સુમન એ કલાકે શાન્ત થયો, ત્યારે વીરૂને મૂળ વાત જણાવી. પણ ડાહી અને ભલી વીરૂએ તેને સમજાવીને ધીરો પાડયો. સુરથ વિના ભગીરથ અકળાવા લાગ્યો, પણ સુરથ તો ગયો તે ગયો. ક્યાં ગયો હશે?

---

## પ્રકરણ ૧૨ મું.

---

### વ્હાલી માતાનો માનીતો દીકરો.

કવિવર તુલસીદાસ કહે છે કે–" જયસો સુખ સુગરી કો, અયસો સુખ મઘવા કો!" જે સુખમાં ઇંદ્રિ મસ્ત છે, તેવીજ રીતે પોતાના સુખમાં ભૂંડણાં પણ મસ્ત છે! અર્થ કે ઇંદ્ર વૈભવ સુખમાં અતી આનંદી છે; તેમ જો કે ભુંડણાં પાદરપરની ગંદી જગ્યામાં રહે છે, તોપણ જ્યારે તે પોતાનાં બચ્ચાં સહિત આનંદમાં લટે છે, ત્યારે તે પોતાના સુખને ઇંદ્રિ લોકના જેવું માની લે છે! જો તેમ સૌ જગત માનતું ન હોત, તો પૃથ્વી ભાર ઝીલી શકતજ નહિ.

મોતના પંજામાંથી છુટેલો સુરથ હવે અટુલો થઈ પડયો. તેનું હ્રદય ધડકતું હતું. તેનો શ્વાસ માતો ન્હોતો. તે ભયંકર ધાસ્તીમાં લાગતો હતો. ચોપાટીથી વાલકેશ્વર અને ત્યાંથી હેન્ગીંગ ગાર્ડનને રસ્તે થઈ મહાલક્ષ્મી તરફ તે વળી ગયો હતો. તેના મનમાં એમજ લાગ્યું, કે જો કોઈ સ્થળે છુપાવવાનું નહિ મળે, તો નકી તેને પાછો પકડીને

મારશે ! શા માટે તેના ઉપર આ જુલ્મ થયો, એ બિચારો કશું કળી શકયો નહિ. કદાચ તોફાન મસ્તી કરતાં, અથવા તો ભગીરથ જોડે માદલીયા માટે લડતાં કાકાજીને ગુસ્સો ચડયો હશે ! ગમે તેમ પણ હવે તેને સુમનના ચ્હેરાની ખાત્રીજ લાગી ગઈ, અને મહાલક્ષ્મીના મંદીરમાં છેક પાછલે ભાગે, દરિયાના પશ્ચિમ મોઝામાં લપાઇને એક ખુણે પાળપર બેઠો. તેને ભૂખની ચિન્તા ન રહી. માત્ર પેલો ભયંકર દેખાવજ વારંવાર તેની નજરે પડયા કર્યો. છેક બપોરથી તે સાંજના છ વાગ્યા, હવે તે અકળાયો, અને ભૂખથી પિડાવા લાગ્યો. કોઈ પણ આશ્રમમાં ખાવાનું મેળવવા ઈંતેજાર થઈ ગયો. જો કુરમરા મળી જાય, તો તેટલેથીજ પેટ ભરીને મંદિરમાં વિશ્રાન્તિ લેવા તૈયાર થયો. પોતાની જગ્યાએથી ઉઠયો. પ્રયત્ન કરવા વિચાર કર્યો. મંદિરમાં દર્શન કરવા આવનારની કને ભિક્ષા માગીને આજની રાત અહીંજ પસાર કરવા ઠરાવ કર્યો. મંદિરના મુખ્ય દર્શન આગળના પગથીયાં પાસે ઉભો રહ્યો, તેવામાં પોતાનીજ માયાળુ માતાને જોઈ !

"બા ! તમેજ મ્હારાં બા નીરૂબેન કે ?"

"કોણ મ્હારો સુરથ ?"

"હા, બા. હું તમારો સુરથ !" એટલું કહેતાંજ તે રડી પડયો. દડ દડ આંસુ અને ડુસકાંનો પાર નહિ.

"કોણે મ્હારા બાળકને દુભાવ્યો, મ્હારો દીકરો."

માયે દીકરાને છાતી સરસો ચાંપીને બકી કરી. મા કયાં છે ? માનું હેત કયાં છે ? ઘણે દહાડે ગુમાયલો બાળક મળ્યો !

"બા ! મને કયાંયે લઇ જાઓ !"

"તું કાં બ્હીયે છે ?"

"હા. મને કંઇ બ્હીક લાગે છે. મને કંઇ લઇ જાઓ, તો હું બધી વાત કહું !"

" ચાલ બેટા ! " નીરૂ તેને પોતાની સોડમાં દાબીને લઈ ચાલી. સુરથ માતાને જોઈ નિર્ભય થઈ ગયો.

" આપણે ક્યાં જઈયે છીયે ? "

" વિનોદરાય સોલીસીટરને બંગલે, હું તેમને ત્યાં નોકરડી છું. તેમનાં વહુ બહુ સારાં છે.

" ત્યારે તો ઘણું સારૂં. તેઓ ક્યાં રહે છે ? "

" અહીંજ, પાસે છે, બેટા ? ને વળી તેની ગાડી પણ જો સામેજ ઉભી રહી છે, તેમાં બેસીને જઈશું ! " નીરૂ આજે દર્શન કરવા આવી હતી. ગાડીમાં બેસીને આવી હતી. ભગીરથી બહેને આગ્રહ કરીને નીરૂને માટે ગાડી જોડાવી આપી હતી.

મા દીકરો ભેટયાં. સુરથ અંતે માતાને મળ્યો ખરો ! ગાડી બંગલા પાસે આવી. નીરૂ ઉતરી, પણ સાથે છોકરો કોણ? નીરૂ દોડતી દોડતી ભગીરથી કને આવીને બોલી—" બહેન ! મ્હારો કીકો આવ્યો હોં ! મહાલક્ષ્મી માતાજીએ મને હાથોં હાથ સોંપ્યો. "

" ભલે બહેન, જીવતો રહે ! " ભગીરથી બહુજ ખુશી થઇ. નીરૂને રાજી થયેલી જોઇને તેમને પણ ખુશાલી થઈ. કેમ ન થાય ? નીરૂ જ્યારે ભગીરથીના ભાગ્ય–ભૂવનો જોઇને રળિયાત થાય, ત્યારે તે ન થાય ! સુરથને બોલાવ્યો. પાસે લીધો. બકી કરી. આશિર્વાદ આપ્યો. નીરૂ, બાળકને લઇને અંદર પોતાના રૂમમાં ગઈ. અને ખુરસીપર બેસીને પોતાના બાળકના ખભાપર હાથ રાખી પુછવા લાગી *

" બેટા તું આજ સુધી ક્યાં હતો ?"

" બા ! સુમનરાય કરીને કોઇ નાગર છે, તેને ત્યાં હતો. તેનો દીકરો ભગીરથ મારો મિત્ર થાય છે; પણ આજે સુમનરાય મને મારી નાખતા હતા. ભગીરથે મારૂં માદળીયું ખેંચીને તેમને આપી દીધું; ને તે માંહેનો કાગળ વાંચીને તેઓ ગુસ્સે થઇ ગયા ! "

"ફિકર નહિ; તેનું ઘર મને કાલે બતાવજે હં!"

"પણ તે પાછા મને મારશે તો?"

"હું સાથે હઇશ કની? ફિકર ન કરતો હં!" એમ કહી, તે સુરથને રસોડા તરફ લઇ ગઈ. અને જમાડીને નિરાંતે સુવરાવ્યો. નીરૂને લાગ્યું કે નક્કી એ સુમનરાય પોતાનો ભરથારજ હશે, ને માદળીયા માંહેનો લેખ વાંચ્યા પછી તેને આ પુત્ર કાળરૂપ લાગ્યો હશે. તોપણ તપાસ કર્યા પછીજ કંઇક પ્રયત્ન કરવો,એમ ધારીને તે પણ નિદ્રાવશ થઈ. રાત્રીએ ભગીરથીએ પોતાના પતિને નીરૂના પુત્ર સાંપડ્યાની વાત કરી! માતાને પુત્ર મળ્યો. પણ સુમનના મનમાં તો ખટક રહી ગઇ. ભગીરથીયે તેને બહુ સમજાવ્યો, ત્યારે અંતે પસ્તાવામાં પડ્યો, ને હવે પાછો સુરથ ક્યાં મળે, કે નીરૂનો પત્તો કહાડી શકાય, આ ભ્રમણામાં પડ્યા. ક્યાં નીરૂ ને ક્યાં સુરથ! એ પણ વળી નદી નાવ સંજોગે મળશે. પણ પેલા સગુણરાય કાકા તરફ તો જોઇએ? બિચારા કલાંઠ કજીયાથી ક્યાંયે રખડતા હશે?



# પ્રકરણ ૧૩ મું.

---

## નવો સંસારનો નવો વહેવાર.

"કોના બાપ ને કોના દીકરા,
ચામડાનાં નાણું, ને વાસણમાં ઠીકરાં;
મરજાદમાં માટી, ને શોભામાં ઝીંથરાં,
વૈભવમાં વેવલાં, ને મીલ્કતમાં ચીંથરાં."

"સસરાજી ? આપ નિશ્ચિંત થાઓ. આ ઘર તમારૂં છે, આ દર તમારૂં છે, અમે તમારાં બાળક છીયે. તમારી વૃદ્ધાવસ્થા પાળવી, એ અમારી પહેલી ફરજ છે." પુત્રવધુએ સગુણરાયજીને શાંતિ આપી. ભલી બાઇએ સસરાની દાઝ ખાધી–

"વહુજી ? તમે કૂળવાન છો. નીરૂની મા ગુજરી ગયા પછી, એ મ્હારી નાજુક મનની ને કોમળ તનની બાળકીને નણંદ કહો, કે દીકરી કહો, પણ એ ભાવનાયે તમે સંભાળી છે. જ્યાં સુધી તમારૂં પવિત્ર પગલું મ્હારા ઘરમાં હતું, ત્યાં સુધી હું સુખી હતો, મ્હારો પ્રભુ રાજી હતો–મ્હારા દરવાજે ચાણ્ડાળ પગલાની સ્ત્રી આવી, મને કુબુધિ સુઝી, અને ઘરડે ઘડપણ ફરીને પરણ્યો–પુત્ર પુત્રી છતાં પરણ્યો, તો મ્હારે આજે આ વખત આવ્યો. સ્ત્રી-પુત્રને છોડીને, મ્હારે મ્હારા ખરા પ્રેમી–વડા પુત્રના શરણમાં આવવું પડ્યું; તમને તસ્દી આપવી પડી !" સગુણરાયે નમ્ર સાદે કહેવા માંડ્યું.

"સસરાજી ? કોઇ વાર સંગતિ દોષે, ને ઘડપણની નબળાઇને લીધે વિચાર બદલાઇ જાય, ને તે વેળા કંઇ કંઇ પસ્તાવાનાં સાહસ થઈ જાય છે; પણ હવે બની તે બની, એમ ગણીને વાત બંધ કરો– થોડો સમય અહીં ગાળ્યો છે, તેમ હવે વધુ—"

"લગભગ ઘર-કંકાસને ત્રણ વર્ષ વીતિ ગયાં-મ્હારી નીરૂ, અરેરે—" એટલું કહેતાંજ ડોસાની આંખમાં જળ આવ્યાં,-ને જીભ અટકી પડી.

"એ અભાગી બ્હેનને કોણ જાણે શુંયે સુઝયું, કે કયાંયે ગયાં? હજી ખબર કે ખત કંઈ ન મળે! ક્યાં પત્તો કહાડીએ? સૌનાં ભાવી-ગઇ વાતનો ઓરતો શો કરીએ! ઘણું રડીયે, પણ તેથી કંઇ મળી શકે છે? દુઃખ તો થાય, પણ શમાવવું જોઇએ."

"મારો વિચાર હવે એક વાર છેલ્લે છેલ્લો ઘેર જઈ આવવાનો છે. બીજું તો દુઃખ નથી આ ઘર કંઇ પારકું નથી-મારૂં પોતાનું છે, પણ પેલો છોકરો રઝળી જશે! એ રંડાની સોબતમાં એ કુચ્છંદી થઇ જશે, તો બાપનું નામ બોળશે!"

"જો તમારો દીકરો હમણાં પા કલાકમાં હવે મીલમાંથી આવશે, તેની રજા લ્હો-ને એક મત કરીને જાઓ!" હજી પુત્રવધુ એટલું કહે છે ત્યાં વૈકુંઠરાય આવી ચડયો. બાપાજીના મોંપર ઉદાસી જોઈ-આંખ રડેલી લાગી-અને ઉંડો નિશ્વાસ નાખતા માલમ પડયા. વૈકુંઠે આવતાંજ પુછ્યું—

"બાપાજી? કેમ ઉદાસ લાગો છો!"

"કઈ નહિ દીકરા! એતો સ્હેજ! ચાલો, જમવાનું તૈયાર છે. આજે કંઈ બહુ વાર લાગી?" ડોસાએ વાત ફેરવી. છેક બાર વાગ્યા-ભુખ્યો-તરસ્યો કામથી થાકેલો વૈકુંઠ જ્યાં ઘેર વિશ્રાન્તિ લેવા આવ્યો, ને ઘરમાં પગ મુકતાંજ ભવાડો જાણે, તો તેને કેવું થાય? એ માટે ડોસાએ વાત ઉડાવી દીધી. વૈકુંઠે જાણ્યું. તેણે પણ વધુ વાત ન છેડી, ને જમવા માટે ન્હાવા ગયો. ત્યાં ડોસો પણ પાટલા નાખીને આસને બેસી ગયો.

બાપ દીકરો નીરાંતે જમ્યા-પાનસોપારી ખાઇને ઝુલાપર બેઠા.

તે વખતે ડોસાએ વાત ઉચ્ચારી, અને પોતે પાટનગર-ઘર તરફ જવા ઇરાદો બતાવ્યો. વૈકુંઠે પ્રથમ તો વિવેક ને આનાકાની કરી, પણ ડોસાનો અત્યાગ્રહ થયો, એટલે જવાની હા પાડી; અને એમ પણ કહ્યું કે, નવી કાકીને પસંદ હોય, તો હવે અમે સાથે રહી શકવા ઇચ્છાવંત છીયે; ડોસાના મનમાં એથી વધુ આનંદ થયો, ને રાતનીજ ગાડીમાં રાજનગરથી પાટનગર યાને અમદાવાદથી પેટલાદ તરફ જવાનો ઠરાવ કર્યો.

વાંચનાર, કાકા સગુણરાયે, વૃદ્ધકાળે, નવી સ્ત્રી કરી છે, એ પ્રકરણ તું વાંચી ગયો છું. સ્ત્રીના કલહમાં કેટલોક વખત ગુમાવી દીધો. ને છેવટે તેનો મોટો પુત્ર, ઘર છોડી-વતન પેટલાદ છોડીને, અમદાવાદમાં એક મીલ-કલાર્ક તરીકે નોકરી રહેલો છે.

અહીં તે સારી હાલતમાં રહે છે. અને તેને એક પુત્ર છે; તે સિવાય કંઈ સંતાન તે પછી થયું નથી. ડોસા અકળાયાથી તે પોતાના વડા પુત્રને ત્યાં આવીને રહેલા છે, તેને બે વર્ષ લગભગ વીતિ ગયાં છે. હવે તે પાછા પોતાની પ્રિયા કને જાય છે. પ્રિયાને મન હવે પતિ જીવતો કે મરેલો, એવું છેજ નહિ; કેમકે પોતાને પુત્રને ખાવા જેટલું ધન-અન્ન હાથમાં, પછી પરવા શી? વળી ઘરડો વર અને મનમેળાપ ઓછો, એટલે પરવા શી?—ગમે તેમ હોય, પણ ધણી તે ધણી!-બે વર્ષે પણ જેમ ડોસાને તેની પ્રતિ દીલ દોડયું, તેમ કાણીકાકીને પણ મન ચોંટયું; તેણે પણ મનમાં વિચાર્યું, કે મ્હારે નાથને મનાવા જવું; જે દિવસે કાકાને સૂચન થયું, તેજ દિવસે કાકીને થયું, કાકા રાતની ટ્રેનમાં પેટલાદ આવવા નીકળ્યા, ત્યારે કાકી વળતે દહાડે સવારે અમદાવાદ જવા નીકળ્યાં! કાકા હજી દસ વાગે ઘેર પહોંચે, ત્યાં કાકી નવ વાગે અમદાવાદ પોતાના સાવકા પુત્ર વૈકુંઠને ત્યાં, પોતાના વરજીને તેડું કરવા, પેલા લાડકા પુત્રધન સાથે પહોંચી ગયાં! હવે શું ગમ્મત થાય છે, તે જોવાની છે! રખે, કાકાસાહેબ એમ ન

સમજો કે વહુકણી વહુ, પોતાના પુત્ર સમેત, કાકાને નામે કાશી કરવત મુકાવા ગઇ હોય !–કુદરતનો ભેદ ન્યારો છે, ચાલો તેમનું તો થવાનું હશે, તે થશે, પણ નીરૂના ભાવીનો વધુ લેખ વાંચીયે; તેનું આકર્ષણ પતિ પ્રતિ થયું છે તેનો શો નિસ્તાર આવે છે, તે જાણીયે !–

---

## પ્રકરણ ૧૪ મું.

---

### કુદરતી સંજોગ.

વિનોદરાય સોલીસીટરને ત્યાં પુત્ર જન્મ થયા પછી તેમની નકલી સુધારક વૃત્તિ જુદા રૂપમાં બદલાઈ ગઈ હતી. કુદરતની અકળ લીલા આગળ માણસ અજબ રંગમાં ફેરવાઇ ગયલું જણાય છે. વિનોદરાય મોટે ભાગે હાલ રીટાયર્ડ લાઇફ ભોગવે છે. ઓફીસમાં જાય છે, પણ કામકાજમાં પુરતું લક્ષ નથી દેતા; માત્ર એકાદ બે કલાક ગપ્પાં મારવા ખાતર દેખાવ દે છે, બીજું બધું કામ ભાગીયા સોલીસીટરો સંભાળે છે !

વિનોદરાય તો હવે મીટીંગો, દેશ સેવાનાં કામો, લેવીમાં, અને તેવી બીજી બીજી રમત–ગમતની જગ્યાઓમાં જાય છે ! કમબખતી તે ફ્રીમેશન થયા અને વળી થીઓસોફીકલ સોસાઇટીના અનુયાયી બન્યા ! મીંયાં મહાદેવનો જોગ પણ ચાલુજ રહેવા દીધો ! હોટેલની ચા પીવી પડે, પણ સાથે અગ્યારસ પણ કરવી પડે ! !

એક દહાડો સુમન તથા વિનોદરાય એકાએક મળી ગયા. સંજોગ વચ્ચે તેમની ભેદી મુલાકાત થઈ ગઈ. મી. ગોળવાળાના બાથમાં તેમની ભેટ થઇ ગઈ. મી. વિનોદરાય હજી ન્હાવા પડયા, ત્યાં સુમન, કિનારાપર આવી લાગ્યો.

"કોણ આવ્યા સુમન? તું ક્યાંથી?" વિનોદે એકદમ ચમકીને પુછ્યું.

"હા, હું સુમન! આપને મળવા આવ્યો છું, કાકા?" વિવેક રાખીને, મનમાં દુઃખનો અંગાર છતાં, ગરમી બતાવીને નહિ, પણ પ્રકાશ દાખવીને બોલ્યો!–

"હું ઘણો ખુશી થયો; મને બહુ ઉપકૃત કર્યો!" વિનોદ દીનવદને, એકદમ જળકુંડમાંથી બહાર નીકળીને સુમનનો હાથ પકડી, શેકહેન્ડ કરતાં બોલ્યા—સુમન નીચી નજરે જોઇ રહ્યો.

"કંઇ નહિ, કાકાજી!" એટલું બોલી–આંખમાંથી દડ દડ આંસુ પાડવા લાગ્યો.

"મ્હારા નિર્દોષ સુમન! તું નિર્દોષ છું! માત્ર મ્હારી ભૂલનો તું ભોગ થયો હઇશ, પણ હવે ક્યાં ને કેમ છે?"

"પ્રભુ આધારે કિનારે પહોંચી ગયો છું! પ્રભુએ એક પુત્રની ભેટ આપી છે; અને શાન્તિમાં, ચોપાટીપરના ઘરથી ખરીદેલા બંગલામાં–સુખ નિવાસ કરૂં છું!"

"ઓહો! ધન્ય ભાગ્ય! એ ત્હારી સુનીતિનું ફળ! પણ હવે તું મને મળીશ કે?"

"હા, કાકાજી! આજે ઓફીસમાં મળીશ!"

"મને તારી વચલી સ્થિતિના બનાવોની બધી પુરેપુરી વાત કહીશ કે?"

"શા માટે નહિ, કાકાજી!"

"તું બહારગામ હતો કે? મને થોડું પુછવા દે!"

"હા–જી! મને મુંબઇમાં આવ્યાને વર્ષ દીન થયું."

"ઓ હો! ને ત્યાંસુધી કાકાજીને યાદ ન કર્યા?"

"હું હજી અંતર પારખી શકતો નથી, તેથી—"

" વેલ, જે થાય તે સારા માટે-હવે હું ખોટી થવા કે કરવા માગતો નથી. બરાબર ચાર વાગે, મ્હારી ઓફીસમાં આવજે! ગુડ–મોરનીંગ!" વિનોદે ઘણા માન તથા હેત સાથે સુમનને શેકહેન્ડ કરી, અને હસતે ચ્હેરે વિદાય થયો. ન્હાયલા શરીરે હતો, તેથી કપડાં બદલીને ઘર તરફ રવાના થયો.

આહા! ભલાની ભલાઈ છે; જ્યારે ઉચ્ચ સ્થિતી પર કૂળવાન ચડે છે, ત્યારે પણ પોતાના પરની આફત કે ગરીબાઈ ભૂલી જઇને ગર્વ કરતો નથી. સુમન બધી આફત, દોષ ને પીડા ભૂલી ગયો. ને કાકાજી સાથે યોગ્ય વર્તનથી વ્યવહાર ચાલુ કર્યો. તે ન્હાઇને ઘેર ગયો, ને પોતાની પ્રિયાને વાત કરી; એજ રીતે વિનોદે પણ ભલી ભગીરથીને ખબર-આપી. ભગીરથી કંઈ ઝાલી રહે! તેણે તાણી તાણીને વિનોદને કહ્યું કે ગમે તેમ કરીને સાંજે તેને બંગલે ઘસડી લાવવો ને આખરે તેમજ થયું.

## પ્રકરણ ૧૫ મું.

### તાજો ઘા!

" બહેન! તમારૂં નામ વીરમતી છે અને તમે જાપાનમાં બચપણ ગાળ્યું, એ તો આજેજ જાણ્યું! વારૂ, સુમનરાય પરણેલા છે, એ વાત તો તેમણે કરીજ હશે!" ભગીરથીયે, વીરમતીને પ્રશ્ન કર્યો.

વાંચનાર! ભગીરથીયે વિનોદના મુખે સુમનની વાત જાણ્યા પછી એ અધીરી લલનાયે, તેની સ્ત્રીને મળવા આતુરતા દેખાડી, અને તેણીને પણ બોલાવી. સુમન ઓફીસમાં ગયો, અને વીરમતી એકલી અહીં આવી. ભગીરથ રમવામાં રોકાયો હતો, કોણ જાણે શા માટે તેણે અહીં આવવા હઠ કરી હશે! શું સુરથ મળે, તો કંઈ નવું

અજવાળું પડે, એ અટકાવવા, કુદરતે તેના હૃદયમાં પ્રેરણા કરી હશે ?–

"માજી ? એમણે કહ્યા પહેલાં વર્તમાનપત્રમાં આવેલી હકીકતથી મારા પિતા જાણીતા હતા, એમ પાછળથી માલમ પડયું. પણ માત્ર એ બાનુના મરણ ખબરની રૂઢીએ લખાયલું હતું, યાને ઘેલી થઇને આપઘાત કર્યો, એવા સમાચાર હતા !"

"ને તે પછી સુમને પરણવાનો વિચાર કર્યો હશે !"

"નદી–નાવ સંજોગ–ભાગ્ય યોગ બની ગયો, ને લગ્ન નકી થઈ ગયું !"

"આજ તમે સુખી છો કેની ?

"તમે મ્હારી હાલત ને મ્હોં પરથી શું ધારો છો ?"

"હું તમને સંપુર્ણ સુખમાં જોઉં છું; પ્રભુ તમારૂં. સુખ અખંડ રાખે ! બિચારી નીરૂ નાહક વહેમનો ભોગ થઇ !"

આ વખતે નીરૂ, દિવાનખાનાની બાજુના દરવાજા કને ઉભી ઉભી સાંભળતી હતી. પોતાની બદબખ્તીનો તમાશો જોતી હતી. પોતાનાં ભાવીની ઉથલ–પાથલ જોતી હતી, પોતાના સુખ–વૈભવના રાજમાં મહાલતી રૂપસુંદરીની ચિત્ર–કાન્તિ નિહાળતી હતી. તેની ભલાઇ કે ભુંડાઇ, મોટાઈ કે ખોટાઇ તપાસતી હતી. ભલી વીરૂ કંઈ નીરૂના સદ્‌ગુણ કરતાં હઠે તેવી ન હતી.

"ભાગ્યની વાત ! જુઓ એવાજ મન પરિતાપ ને સંસારી સંતાપમાં–આપની પુત્રી મધુરી પણ દુ:ખ લઇને ગયાં ?"

"તમને એ વાત કોણે કહી ?"

"મ્હારા સ્વામીનાથે પ્રસંગોપાત વાત કરી હતી.–એમનું જાપાન તરફ આવાગમન કેમ થયું, તેનો ખુલાસો કરતાં આ વાત કરી હતી !"

"મધુરી ! હા ! મ્હારી રંક દીકરી પર કુદરતનો કોપ ગુજર્યો હતો."

"માણસ ઘણી વેળા ન ધારેલી આફતમાં આવી જાય છે. વહેમનું ને સ્વભાવનું ઓસડ નથી હોતું! પરબન્ધન જીંદગી તેમાં સ્રીયોની જીંદગી, દેશી સંસારમાં ત્રાસદાયક છે. અજ્ઞાન, વહેમ, ને અવિશ્વાસે દેશી સંસારનું સત્યાનાશ વાળ્યું છે! ડગલે ને પગલે વહેમ! કોઈ સાથે વાત કરતાં જુએ તો વહેમ! નિંદા અને અદેખાઈ તો ભારે, ભાર ભરેલી દેખાય! અફસોસ! એવો હીંદ દેશ ક્યારે થાય, કે "ભલે જુવાન દીકરી સાથે એકલો પુરૂષ ફરે, તોપણ પોતાની પુત્રી સદૃઢ મનની છે, ભલે પુરૂષ ભોળવે કે લલચાવે ફિકર નથી!" એવો દૃઢ વિશ્વાસ પેદા થાય?"

"વીરમતી બ્હેન? ધારો કે નીરૂ જીવતી મળી આવે, તો શું સુમન તેમને રાખે? ને તમે તેમની જોડે રહી શકો!"

"હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું, કે એ બાનુને હું મ્હારી મોટી બ્હેન તરીકે જાળવી રાખું! એમને હું પહેલું સ્થાન આપું! કેમકે મ્હારા કરતાં તેનો હક પહેલો છે; સત્ય કહું છું કે હું કંઇક એવી ફરજ બજાવી ચુકી છું; કોઇ વેળા જણાશે" વીરૂએ ઉછળતા દીલે, ખરા અંતઃકરણના ઉભરાથી આ પ્રતિજ્ઞા જાહેર કરી.

"વાહવા! ધન્ય છે. શિક્ષણ તો એનું નામ! સુધારો તો એ! વીરમતી! હું ન્હોતી ધારતી કે તમે એટલી હદ સુધી મોટા દીલનાં હશો. પ્રભુ તમારૂં ભલું કરે? પણ તમારા પુત્ર ભગીરથને અહીં કેમ ન લાવ્યાં? મને તેમને જોવાની બહુ ઇચ્છા છે."

"બીજી વાર લાવીશ, અગર મોકલીશ. પણ હવે મને રજા આપો તે એકલો છે. બીજીવાર આવીશ!"

"સુમન આવે, એટલે તેની સાથેજ જાઓ?"

"ના—હું વહેલી જઇશ. તેઓ આવ્યા પછી વળી એ વળગશે, ને ભગીરથ વાટ જોતો રહેશે!" વીરૂએ ભગીરથીનો હાથ લઈ વિનવવા લાગીઃ ભગીરથી વિચારમાં પડી.

"રજા આપવી કે નહિ ! એટલામાં વીરૂની નજર પેલી નીરૂ પ્રતિ પડી."

"પેલી બાઇ કોણ માજી ?"

"એ મારી ભલી ને શુભ પગલાંની અનાધાર રહેલી બાઇ છે. બહુ ગુણી અને ડાહી છે. એમનું નામ નિર્મળા છે !"

"આવોની બહેન ! ત્યાં એકલાં ઉદાસ કેમ ઉભાં છે ?"

"ના–કંઇ નહિ !" નીરૂએ હસતે મ્હોડે ઉકળતા લોહીએ જવાબ દીધો. અદેખાઇથી નહિ, પણ અવળાં ભાવીને દોષ દેતી, રીસમાં નહિ પણ ભલાઇથી જવાબ દીધો.

"વીરમતી ? ત્યારે તમે એકલાં ન જાઓ. વિકટોરિયા ભાડે કરીને સાથે નિર્મળાને પણ લેતાં જાઓ ! એ તમારૂં ઘર જોઇ જશે, તો કોઇવાર કામકાજે મોકલવાને હરકત નહિ પડે !"

"વારૂ, હું ખુશી થઇશ, તેમને પાછી એજ ગાડીમાં મોકલીશ."

"નિર્મળા ! તમે બ્હેન સાથે જાઓ ! રામાને ભાડુતી ગાડી લાવવા કહો !"

"વારૂ મા !" એટલુંજ કહીને તે અંદર ગઇ.

"એમનું મન કંઇક ઉદાસ લાગે છે ! શું એઓ વિધવા છે ?"

"ના–તેમનો પતિ છે, પણ ન્હાસી ગયો છે. એમને એક પુત્ર છે; ગરીબ બિચારી ! પુત્ર ગુમાવેલો, પણ અકસ્માત તેમને મળી ગયો ! એ પણ હવે અહીંજ રહે છે."

"જાતની કોણ ? વતન ક્યાં ?"

"નાગર બ્રાહ્મણી તો કહે છે ! વતન તો ગુજરાત–પાટણ તરફ બતાવે છે. અમે તો તેમને જુદુ જમવા આપીયે છીયે."

"ભલી લાગે છે ! એમના પર મને જાણે કુદરતી ભાવ થાય છે. વારૂ, હું રજા લઇશ. માજી ! ફરી મળીશું !" એટલું કહીને

વીરૂ ચાલી. પાછળ ભગીરથી ગઇ. આહા ! આ વખતે નીરૂની દશા કેવી હશે ?–વારૂ, આગળ તો સબંધ તપાસીયે ! નીરૂના હૃદયમાં લાગેલા તાજા ઘાની રૂઝ કેમ આવે છે, તે તો જોઇએ ?

---

## પ્રકરણ ૧૬ મું.

---

### અકાળ–સંયોગ.

" નિર્મળા બહેન ! તમારા ચહેરા પર કંઈ બહુ ઉદાસી લાગે છે ? "

" એ તો મ્હારા મ્હોડાનો ભાવજ એવો છે, બાઇ ! "

" તમે પતિ ગુમાવ્યે કેટલાં વર્ષ થયાં ? " વીરૂએ ચાલતી ગાડીયે પુછવા માંડયું.

" પાંચ–સાત તોઁ થયાં હશે ! "

" તમારે ને તેને કંઇ ક્લેશ થયો હતો ? "

" ના–મધુરી બહેન. " એટલું કહેતાં નીરૂ અટકી પડી !

" બોલો ! બોલો ! મધુરી બહેનનું શું ? "

" ના–ના–એ તો હું ભૂલી ! મધુરી બહેનની જેવીજ વાત હતી, તે કહેવા જતી હતી ! " નીરૂએ વાત પલટાવી તેને એકદમ ભાન આવ્યું કે પોતે શું બકી જાય છે. "

" શું તમારે મધુરી બહેન જેવો ક્લેશ હતો ? તમારો પતિ ઉચ્છૃંખલ હતો ? "

" ના–પણ ભૂલ–ભૂલામણીમાં કંઇ મતભેદ થઇ ગયો હતો, હશે ! ગઇ ગુજરી શી યાદ કરવી ! "

" તમને પુત્ર થયા પછી કેટલે વર્ષે તમારા પતિ ગયા ? "

" એઓ ગયા, ત્યારે મને ગર્ભ હતો ! "

" એ વાત તમારા પતિ જાણતા હતા ?"

" તે વાત હું નથી જાણુતી, પણ મ્હારાં સાસુએ જાણ્યું હતું !"

" તમારાં સાસરાં કયાં ગામનાં, બ્હેન ?"

" અમદા—અરે ના-પાટણ તરફનાં !"

" તમે અમદાવાદ બોલવા જતાં હતાં ને ?"

" ના, ત્યાંનાં મૂળ રહીશ ખરાં, પણ પછી પાટણ તરફ આવેલાં-"

" તમારા પુત્રનું નામ ?"

" સુર-હા-સુરદાસ !"

" કેમ વાતમાં ભંગ પડે છે, બ્હેન ! મને કહેવામાં કંઇ હરકત છે ? શરમાઓ છો શા માટે ? હોય ! સંસારમાં સુખ-દુઃખ આવે, ને સ્થિતિ પણ બદલાય ! મોટા છતાં નાનાં થવાય, પણ તેથી હલકાપણું તો નજ આવે ! કહો-તે હાલ અહીંજ છે ?"

" હા; મ્હારી સાથેજ છે ! ભણે છે ! ભગીરથી બ્હેનનો પ્રતાપ બહુ છે !"

" તમારાં સાસરાં તમને રાખતાં નથી ? પિયરમાં કોઇ નથી ?"

" ના-હા છે, પણ—"

" તમને કહેવામાં કંઇક આંચકો લાગે છે, તમારૂં મન ને મગજ લગાર અસ્થિર છે ખરૂં ?"

" હા; મને સંભ્રમણા છે ! વાત કરતાં તરત વિસરાઇ જવાય છે !"

" એ તમારાપરની આફતની ભ્રમણા હશે ?"

" હા; કંઇક એમ લાગે છે; પણ બ્હેન, તમે તો સુખી છો કે ! તમારા પતિનો સ્વભાવ તો વહેમી નથી કેની ?"

" ના-તેમને વહેમ પડે, એવો પ્રસંગ હું લાવવા દેતી નથી. તેમની ટેવો હું પારખી ગઇ છું, એટલે તેમને કશું ઓછું પડવા દેતી નથી. તેમની મરજી સાચવું છું, એટલે તે સદા મ્હારાપર પ્રસન્ન રહે

છે. મને તેમનોજ આધાર, એટલે અન્ય વસ્તુપર પ્રીતિ નથી, ને તેમ-નીજ પ્રીતિ, એટલે તે મને ચાહે છે!"

"વાહવા! સ્ત્રીયો ખરે એવા સ્વભાવથી વર્તે, તો જરૂર તે પતિની વ્હાલી થાય! મનમાં એક ડોળ, બહાર બીજું બતાવે; પોતેજ લાડ ને વ્હાલ માગે, ને તે રોબમાં, મદમાં, મિજાજમાં, પોતાના રૂપ રંગ કે જુવાનીના તોરમાં, અથવા તો પતિની મોહક નબળાઇમાં પોતે અઘટિત લાડનો લાભ લ્હે; એ સંસાર સુખથી ન ચાલે—એવા વર્તનથી પતિ સ્વચ્છ મનનો છતાં વહેમી બને! તમે ભાગ્યશાળી!"

"પ્રભુ એક મ્હારા પુત્રને જીવતો રાખે તો તેની સાથે પરણ્યાનું સાફલ્ય થાય! આપણે તો પતિ વંશ રાખી દેવાનાંજ અધિકારી છે. ભોક્તા થવું, એ પતિના પુન્યનું છે."

"સત્ય છે, બહેન? તમારા જેવી ભલી સ્ત્રી સર્વને સાંપડો!"

હજી નીરૂ આ શબ્દ બોલે છે, ત્યાં ગાડીના ઘોડાને ઠેસ વાગી—ને એકદમ અથડાઇ પડયો, તેનીજ સામે ગાડી આવતી હતી, તેનો આંચકો લાગ્યો, અને વીરૂ ઉપર નીરૂની કાયા અથડી, તેવીજ વીરૂ ગાડીમાંથી ડાબી તરફ સરી પડી. પેટમાં સજડ આંચકો લાગ્યો, ને તે બેભાન થઇ ગઇ. ઘોડાવાળો ઉતરી પડયો, ને ગાડી તથા ઘોડાને સંભા-ળવા લાગ્યો. નીરૂએ વીરૂને સંભાળી. રસ્તામાં માણસો એકઠાં થઇ ગયા, અને તરતજ પાસેના એક હીંદુ ચાયવાળાની દુકાનેથી પાણીનો ગ્લાસ લાવીને એક જણે વીરૂને સાવધ કરી, અને તે બીજી ગાડીમાં બેસીને રવાના થઇ ગયાં!

અફસોસ! રસ્તામાં વીરૂના પેટમાં દુખારો શરૂ થયો. તરત સુ-મનને ટેલીફોનથી ખબર આપી, અને પાસે રહેનારી મીડવાઇફને બોલાવી વીરૂને ચાર માસનો ગર્ભ હતો. અને એ ગર્ભ નુકશાન પામ્યો હતો. સુમન એકદમ આવી પહોંચ્યો. વીરૂના અકસ્માતથી તે ગભરાઈ ગયો.

ડૉક્ટરને બોલાવ્યો. અને સારવાર ચાલુ કરી, પણ એક કલાકમાં વીરૂને કસુવાવડ થઈ પડી–ગર્ભ કાચો સરી પડયો !

નીરૂ અહીં સારવારમાં રહી. આ હરકત ને અગવડમાં તેનાથી જઇ શકાયું નહિ ! ભગીરથીને ખબર પડી, તે પણ દોડી આવી, અને નીરૂને વીરૂની સંભાળ કરવા રાખીને પોતે ઘેર વળી ગઇ !

સુમન નીરૂને જોઇ જોઇને દુઃખી થતો હોય, એમ લાગ્યું ! નીરૂને યોગ્ય તક મળી ગઈ, તે વીરૂની ઘણીજ માયા મમતાથી સારવાર કરવા લાગી. સુમન ખરેખર તેના ઉપકાર તળે આવ્યો. વીરૂ તો તેને હૃદય ભાવે ચાહવા લાગી. નીરૂના ભાગ્યમાં એ રેખા મોટી હતી. તે શુભ પગલાંની હતી. જ્યાં જતી ત્યાં માન પામતી, એ માત્ર તેના શુદ્ધ અંતઃકરણનોજ પ્રતાપ હતો. તે જ્યાં જતી ત્યાં એક દીલે રહેતી. સત્ય ભાવના, ને શુદ્ધ પ્રેમથીજ તે પુજાતી હતી. આ અકાળ સંજોગનું શું પરિણામ આવે છે, તે હવે જોવાનું છે.

---

## પ્રકરણ ૧૭ મું.

---

### મતી પ્રમાણે ગતિ !

**બુદ્ધિઃ કર્માનુસારિણી** અથવા **તાદૃશી જાયતે બુદ્ધિઃ** એ મહદ્વાક્ય યથાર્થ છે; જે પ્રમાણે ગતિ જવાની હોય, તે પ્રમાણે મતિ ઉપજે છે ! દુર્યોધનને ભ્રષ્ટબુદ્ધિ, એ તેના નાશનું કારણ થઈ પડયું !

નિર્ગુણરાય જડજ હવે વૃદ્ધાવસ્થાના સીમાડા ઉપર આવી પહોંચ્યા છે ! તેમને રીટાયર્ડ થવાને બે ચાર માસની વાર છે, એ દરમ્યાન તેમની મતિમાં અનિવાર્ય ફેરફાર થઇ ગયો છે, જેમ તે અવસ્થાના સીમાડાપર આવી ગયો, તેમ તેનો ચમકતો સિતારો, સંધ્યા-

કાળને શરણે જઇ પહોંચ્યો ! તેનું તેજ, માન ને પ્રકાશ પડી ભાગ્યો ! તે દુર્વ્યસની ને કુસંગી બની ગયો ! અને તેનું પરિણામ એ આવ્યું કે તે કુદરતની ભેદી શિક્ષાને લાયક થયો ! નિર્ગુણરાયનો કડક મિજાજ, મદાંધીપણું, આપમતી, અને સર્વત્ર અનુભવનો બકરો બનવાનું ડોળ ઘાલી, સમતોલપણું ગુમાવી દીધેલું આપણે જોયું–જાણ્યું છે ! આ જડજ સાહેબના ઉદ્ધત વિચારો અને આકળા સ્વભાવને લીધે, એક ગુણીયલ પુત્ર એક પુત્રવધુને ગુમાવી દીધી છે. એ બંને પવિત્ર ને ભાગ્યશાળી–પુન્યશાળી પગલાં ઘરમાંથી ગયા પછી તરેહવાર કંકાસ વધવા માંડયો. વિધવા કજીયાનું જોર અતી ચાલ્યું. અને તે હવે મોટી ભાભીની કેડે પડી. ભલો નાનું તો મહારાજા જેવો હતો. તે એક અક્ષર પણ લાંબો–ટુંકો કરનારો નહતો. નિર્ગુણના ભાગ્યનો અંધાપો શરૂ થયો. કજીયાના કંકાસે આખરે મોટી ભાભીએ કુવામાં પડીને આપઘાત કર્યો, અને બીજેજ મહિને નાનુભાઇ ટાઇફોડ તાવની બિમારીમાં વિદેહ કૈવલ્ય પામ્યા ! અફસોસ ! હવે ઘરમાં બીજું કોણ ? શીવગંગા ને કજીયાબાઇ ! પુરૂષ–વર્ગમાં શેઠ એક, તે પણ હવે સાહ્યબી વગરના થવાના; એટલે “નવરો બેઠો નખોદ વાળે,” ને “નવરો હજામ અસ્ત્રા ઘસે,” તેમ “નવરો અમલદાર કજીયા કરે” તેવી હાલત થઈ પડી !

નિર્ગુણરાયની સરકારી અમલદારી પુરી થઈ અને ત્રણસો રૂપિયાના પેન્સનપર આવી બેઠા ! હવે કામ ધંધો પડી ભાગ્યો ! મિજાજ અને રોબતો જેવોને તેવોજ હતો ! બે છોકરા જુવાન ગયા, તોપણ તેની મુંછનો આંકડો નમતો નહોતો ! હૈયામાં હોળી છતાં મ્હોડાપર દિવાળીના દીવાનું બનેલું તેલ લગાડીને મ્હોં લાલ રાખતો–ચળકતું રાખતો હતો ! અફસોસ ! એવા બડેખાં મગરૂરનું ગુમાન કેમ તૂટે છે, તે જુઓ !

નવરા બેઠા, એટલે હવે કલબ શોધવા માંડી! કેટલાક વકીલો, અને બાટલીદારોની એક રમતીઆળ કલબ હતી, તેમાં નામદાર કાકા સાહેબ મેમ્બર તો હતા, પણ હોદ્દાની મગરૂરી અને કમ ફુરસદથી ત્યાં જતાં નહતા; હવે તે જવા લાગ્યા! પાનાં પણ રમવા માંડયાં! દારૂ પણ પીવો શરૂ કરી દીધો! ચીરૂટ તો સાધારણ ધૂમાડો હતો! અને ધીમે ધીમે પાલી તાડીવાલાની વ ડીમાં, કેટલાક કુમિત્રો જોડે, પેલા છત્રના માછલાનો નાસ્તો અને તાડી-બીસ્કીટ પણ અડાવા લાગ્યા! મી. કામાના હોટલમાં એકાદ ફેરો અઠવાડીયાનો તો ખરો; કેમકે નવા ખાણાની લ્હેજત લેવાનું મન થાય! વળી ફ્રીમેશન ખરા, એટલે તે મંદિરમાં પણ પાર્ટી વખતે જરૂર હાજર રહે! આ સર્વ પ્રકારના દોષો શરૂ થયા; કમબ્ખ્તીના પાયા નખાઇ ગયા!

આ તો રોજની " સેલ્ફ-હેબીટ " નું પ્રોગ્રામ રજુ થયું. હવે ધંધાપર આવીએ! આપણે સારી રીતે જાણીયે છીયે કે અમદાવાદમાં "**મીલ-મેનીયા**" અથાગ વધી પડયો હતો! એ સમયમાં એક વાણીયાએ "**એમ્પાયર**" મીલ કહાડી; અને તેમાં વડા ભાગીદાર તરીકે નિર્ગુણરાય નક્કી થયા. નાણાંની મોટી રકમ તેમાં રોકી! પહેલે વર્ષે પાક સારો થયો; સ્વદેશી ચળવળ વધી પડી, અને મોટો નફો થયો. બીજે વર્ષે વીવીંગખાતું વધાર્યું; એકાદ લાખ તેમાં વધુ ઉમેરાવ્યા—અને આમ ચાલ્યું! દૈવયોગે એ વર્ષે દુકાળ પડયો! પાક બગડયો. અને મીલ મોટી ખોટમાં આવી પડી! ત્રીજું વર્ષ પણ નબળું ચાલવા લાગ્યું, ત્યારે નિર્ગુણરાય લાંબા થઈ ગયા! તેની મતિ ફરી ગઈ, અને મીલમાં ખોટી રીતે આગ લગાડી! અફસોસ! એ કાવતરૂં પકડાઈ ગયું, અને નામદાર તો સેસન કમિટ થઇ ગયા!

એક તરફથી આ આફત આવી, ત્યારે બીજી તરફથી રાંડ કજીયાએ કાળું કર્યું! તે એક પોતાના ઘોડાવાળા સાથે અલપચારી

કરવા લાગી! હરામી ઘોડાવાળાએ તેને વશ કરી લીધી. અને ઘરમાં મોટી ચોરી કરાવી. થોડું ઘણું ધન હાથ આવ્યું, તે પટકાવી લીધું; અને કજીયાબાઇને અળખામણી કરી દીધી. પોતાને માથે કરજ છે, અને જો તે ન અપાય તો આપઘાત કરવો પડે, આ બ્હાનાંએ કજીયાને ભોળવી લીધી. ને કેટલીક રોકડ તથા દાગીના ઉચકાવી લીધા. બીજે દહાડે ઘોડાવાળો વંજો માપવાની તૈયારી કરવા લાગ્યો, પણ કજીયાએ તેને જવા ના કહી. લાચાર, ઘોડાવાળો હાર્યો, આખરે તેણે તક લીધી. નિર્ગુણરાયપર ક્રીમીનલ કેસ ચાલવા માંડયો, તેની જ્યારે ગડબડ ચાલી, ત્યારે તે તકનો લાભ લઇને ઘોડાવાળો, કજીયાબાઈ સમેત મુંબઈ તરફ રવાના થઇ ગયાં.

અફસોસ! જ્યાં પાલગડ આવ્યાં, ત્યાં પકડાઈ ગયાં. ઘોડાવાળાના હાથમાંથી પેલું રોકડ-દાગીનાનું બચકું સરી પડયું; અવાજ થયો, ને પાસે ઉભેલા રેલ્વે પોલીસના જાણવામાં આવ્યું. શક ઉપરથી તેઓને પકડયાં, ત્યારે ઘોડાવાળાએ બચાવમાં એમ કહ્યું, કે મ્હારી શેઠાણીના દાગીના છે; ને તેમને મુંબઇ મુકવા જાઉં છું! સીપાઇએ સહાદત માગી. તેણે કજીયાને સ્રીના ડબ્બામાં બેઠેલી બતાવી. સિપાઇએ તેણીને પુછ્યું કે "આ ઘોડાવાળો તેનો નોકર છે? અને દાગીના તમારા છે?" કજીયાએ હા કહી દીધું, સારે ભાગ્યે અહીંથી તો છુટયાં. પણ પેલા ડીટેકટીવ પોલીસની આંખ પર આ બન્નેને ચડાવી દીધાં. પાલગડથી પોલીસે પુછેલું કે તે ક્યાં જવાનાં છે, ને ક્યાં ઉતરવાનાં છે, પેલા ઘોડાવાળાએ ગપ મારેલી કે તેઓ ગ્રાન્ટરોડ ઉતરવાનાં છે અને વાલકેશ્વર બંગલે જવાનાં છે.

રેલ્વે સિપાઇએ ડીટેકટીવને ખબર આપી. ઘોડાવાળાની જાણે બલા કે પોતાની પાસે બેઠેલો ડીટેકટીવ પોલીસ છે! કેમકે તે તો સાદા પોશાકમાંજ હતો. ઘોડાવાળો તો ગ્રાન્ટરોડ બદલે દાદર ઉતર્યો ને

કજીયાને પણ ઉતારી. પેલો ડીટેક્ટીવ તરત ચેતી ગયો. તે પણ ઉતરી પડયા. જે આ બન્નેનો ફારસ જોવા લાગ્યો. તેમણે ટીકીટો આપી. દરવાજા બહાર ગયાં, કે પોતે પણ બહાર નીકળ્યો. જાણે પેસેંજર હોય, એવી ઢપે તે એમની જોડે મળી ગયા. અને તેઓ ક્યાં જાય છે, તેની તપાસમાં પડયા. આ ભાઇને તો દાદર બી. બી. માંથી જી. આઈ. પી. રસ્તે નાશીક જઇને ભરાવાનો વિચાર હતો. જેવો તેણે સામી બાજુનો રસ્તો લીધો, કે ડીટેકટીવે પણ તેજ માર્ગ હાથ ધર્યો, અને રસ્તામાંજ તે લોકોને પકડી લીધાં. દાગીના—રોકડનું બાચકું ખુંચી લીધું, અને બન્નેના હાથમાં કડીયો નાખી દઇને પોલીસ ચોકીમાં ધંસડી ગયા. અફસોસ! કજીયાને તો ભોંય ભારે થઈ પડી, પણ હવે કરવું શું? ભલું થાય એક મિત્રનું, કે પોલીસ ચોકીમાં એક હીંદુ કલાર્ક હતો ને તે અમદાવાદી હતો તેણે કજીયાને ઓળખી. એ ઉચ્છૃંખલ ન્હોતી છતાં ફસાઈ પડી લાગી. સાહેબને સમજાવી દીધું, કે આ હરામખોર પેલી આબરૂદાર ઘરની છોકરીને ઉઠાવી લાવ્યો છે. અમદાવાદના માજી સબોર્ડીનેટ જડજની આ વિધવા દીકરી છે. સાહેબે તપાસ કરી કજીયાની જુબાની લીધી, નક્કી ખાતરી કરી. પણ હવે કોર્ટ સિવાય તેનાથી શું થાય! આખરે પેલા કલાર્કે સાહેબને કહ્યું કે કોર્ટમાં જવાથી આ બાઈની ને જડજની આબરૂને ધક્કો પહોંચશે. માટે બાઇને સહીસલામત રવાના કરી દેવી, અને ચોરીના કેસમાં ઘોડાવાળાને પકડી શિક્ષા કરાવવી. સાહેબને એ વાત વધારે વજનદાર લાગી. ગુન્હેગાર પકડાયા પછી વધુ તેને દરકાર ન રહી. સાહેબે તેને કલાર્કને સોંપી; કલાર્ક ભલો હતો કજીયાને તે લઈ ગયો. કજીયા તો ધાર ધાર આંસુડે રડવા લાગી ને અંતે ઉપકાર માન્યો. કલાર્કે ઘેર જઇને નિર્ગુણરાયને તાર કર્યો. નિર્ગુણે ઉપકાર સહિત તેણીને લાવવા જણાવ્યું પણ અફસોસ, તેણે તો શરમની મારી કલાર્કના રહેઠાણની નજદીકના કૂવામાં

પડીને આપઘાત કર્યો. બિચારીનું ભાવી અંતે બગડયું.

અમદાવાદની ન્યાતે તો નિર્ગુણરાયપર વેર લેવા માંડયું! છોકરો ન્હાસી ગયો. છોકરી વંઠી ગઈ. પોતાપર તરકટનું વાદળ આવ્યું. જેટલો ગર્વ હતો, તે ગળી ગયો અને ન્યાતજાતમાં પણ ઘેર ઘેર ધિઃકારનો વરસાદ વરસી રહ્યો! ભાવી નબળાં તેનું બધું નબળુ:—

કજીયાપર જુરી બરાણી ને તે અગ્નિ માતાને સ્વાધીન થઇ, ખરૂં જોતાં વિધવા છોકરી ગઈ, એ નિર્ગુણને મન તો નિવૃત્તિ થઇ. હવે એ મેહરબાનનું શું થશે, એટલું માત્ર જોવાનું રહે છે.

ડોસાને હજી એટલી ખબર નથી, કે પોતાનો પુત્ર સુમન મુંબઇમાં પુર ઠાઠથી સાહ્યબી ભોગવે છે, તેને હમણાંજ ખબર પડી. વર્તમાન પત્રમાં, પેલા વિક્ટોરીયાના એક્સીડન્ટની ખબર પ્રકટ થઇ, ને તેમાં સવિસ્તર નામ આવ્યું, ત્યારે જાણ થઇ; પણ કેમ મળવું? અંતે વિનોદરાયપર એ સંબંધી તારથી પુછાવ્યું. વિનોદે ઘણી તારીફ લાયક ખબર આપી, ને તે નિમિત્તે નિર્ગુણ મુંબઈ આવ્યો. વળી તેને પોતાના કેસ માટે એડવોકેટની સલાહ પણ લેવી હતી. એટલે એક દિવસ માટે આવ્યા. તે વિનોદને ત્યાં ઉતર્યો. સુમનને ખબર આપી. સુમન ઘણો ગુસ્સામાં હતો. જે વળી પોતાની પ્રિયાના મંદવાડમાં ગુંથાયો હતો, તેથી મળવા ના કહેવરાવી. જો કે સુમનની ઇચ્છા સંપૂર્ણ એવી ન હતી, કે ન મળવું; પરંતુ હાલના સંજોગ વચ્ચે જેમ તેમ મળવામાં, ઘટીત ખુલાસો થાય, કે પાછા સ્નેહ સંબંધમાં જોડાય, તેવી તક ન હતી, એટલે તેણે મળવા ના પાડી, તે પણ કંઇ તદ્દન ખોટું કર્યું ન હતું; પણ તેની અસર નિર્ગુણને ખોટી થઇ; કેમકે પોતાનાપર આફત છે, ને હાલ સુમન ઠાઠમાં છે, તેથી પિતાની દરકાર ન કરી, એવો ખ્યાલ ગયો. નિર્ગુણ તરતજ રાત્રે પાછો મેલમાં અમદાવાદ રવાના થયો, ને વિનોદરાયને કેસ સંબંધી સલાહ લઈ મસલત કર-

## મધુરીનો પિયર પ્રેમ.



મધુરી પિયરમાં જવાને પતિને વિનતી કરેછે.

ભા. ૩. પૃ. ૫૧.

વાનું સોંપી ગયો. કમભાગ્ય એ મહાંધીનાં કે એકાએક વિનોદરાયને વાયુ થઇ આવ્યો, ને આખું અંગ ઝકડાઇ ગયું. ચોમેરથી આ કુટમ્બ કુદરતના કોપનું બલિદાન થઈ ગયું. સપડાઈ ગયું! ત્યારે મધુરીનું શું થયું?

એ ભલી બહેનનો તો પત્તોજ ન હતો. અજબ છે તેની ધિરજને, કે પાંચ પાંચ વર્ષ થયા છતાં માબાપ તરફ નિગાહ પણ ન કરી; અરે પોતે જીવતી છે, એવી તરફડતી માતાને સંદેશો પણ ન કહેવરાવ્યો! ચાલો, ત્યારે માતાની વ્હાલી દીકરી મધુરીની લગાર ખબર લઇએ. તેનાં બે સૂર્ય, ચન્દ્રની ઝાંખી કરીએ.

---

## પ્રકરણ ૧૮ મું.

---

### મધુરીનો પિયર-પ્રેમ.*

" વ્હાલા નાથ! બહુ વરસ વીતિ ગયાં, હવે પિયર પ્રત્યે જવાની, અને વ્હાલી માતાની ભેટ લ્હેવાની મને ઇચ્છા છે; હાલ નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુ પધારનાર છે, તેની મુંબઇમાં મોટી ધામધૂમ છે, એક પંથને બે કાજ કરતાં આવીયે, સૌને મળતાં આવીયે." મધુંરીયે કનકને નમ્ર સાદે વિનંતી કરી.

" ડીયર, શહેનશાહી ધામધૂમ તો આ કલકત્તામાં પણ કંઈ કમ નથી. તે છતાં ત્હારી ઈચ્છા હોય, તો ચાલો, મુંબઇ જઇએ! પણ રખે ત્હારા પિતા ફરીને મને અપમાન કરે! જો તું મ્હારી સાથે સીતારામ બીલ્ડીંગમાં ઉતરે, તો આવું." કનકે શંકા કરી.

" નાથ! એટલી બધી બ્હીક ન રાખો! એ વખત તો ગયો! મને એક તાર કરવા દો—તેનું આમંત્રણ થાય તો પછી?"

" વેલ, હું ખુશી છું!"

"નાથ! આપણે આ દુર પ્રદેશમાં એકલાં પડયાં છીયે, તો કાં મુંબઈમાં હવે જાથુકનો નિવાસ ના કરીયે! વળી તમારી બાપીકી રકમ પણ વ્યાજ વધીને મોટી થઈ હશે."

"વ્હાલી! મ્હારા મનમાં પણ એમજ છે; પણ ત્યાં ગયા પછી સર્વે વિચાર કરીશું!"—હજી વાત ચાલે છે, ત્યાં મુંબઈની ટપાલમાં વર્તમાનપત્ર આવ્યું, ને તેમાં એક ખબર ઉપર કનકની નજર ગઈ; ને તે મોટે સાદે વાંચવા લાગ્યો.

**ચોપાટીપર અકસ્માત્**—અમદાવાદની સ્મૉલકૉઝ કોર્ટના માજી સબોર્ડીનેટ જડજના વડીલ પુત્ર મી. સુમનરાયનાં પત્નિ, જાણીતા સોલીસીટર વિનોદરાયની નોકરડી જોડે ભાડાની વિકટોરિયામાં મહાલક્ષ્મી તરફથી ચોપાટી જતાં રેલ્વે ક્રૉસીંગ આગળ બીજી ગાડી અથડી પડયાથી, ગાડીને નુકસાની થઇ છે; અને અંદર બેઠેલી એક બાનુ સગર્ભા હોવાથી આફતમાં આવી પડી છે. તરતજ ડાકટરી મદદ મળી જવાથી બચાવ થઇ ગયો છે, તોપણ તે ભયંકર બિમારી ભોગવે છે.

**માજી જડજ સેસન કમિટ**—અમદાવાદના માજી જડજ મી. નિર્ગુણરાય મહેતા, જેઓ રીટાયર્ડ થએલા છે; તેમણે ચોકસ મીલ સંબંધી આગ લગાડવાના કામમાં મદદ કરવા બદલ સેસન કમિટ થયા છે! કેસ મુલ્તવી છે!—

કનકરાયે આ બે નવી ખબર વાંચી; અને મધુરીના હર્ષનો પાર રહ્યો નહિ. બાપની બિમારીથી દુઃખ થયું; પણ લાંબે કાળે પ્રભુએ એક ભાઈની ભેટ કરી, તેની અનહદ ખુશાલી થઈ. વળી સુમનરાય પાછો મુંબઈમાં છે, ને તે સંસારી થયો છે, એ પણ ખુશી થવા જેવું છે. નીરૂનો તો પત્તો નથી, પણ કદાચ પાછી મળી હોય! આ સર્વ નાટક નજરે નજર જોવાને સર્વને ભેટવા મધુરી આકળી પડી ગઈ.

"વ્હાલા ! ત્યારે તો હવે જરૂર તાર કરો અને તેમાં અહીંથી નીકળવાનાજ સમાચાર આપો!"

"વારૂ, તારી ઇચ્છા છે તો ભલે; આપણે ક્યાં રજા કોઈની લેવાની છે. તૈયારી કરીએ-ઘટતો સામાન લઈએ."

"અને ઉતરવાનું બાપાજીને ત્યાંજ રાખીયે. તે ઘણા ખુશી થશે તમને અપમાન કર્યું, તેનો પસ્તાવો તે જરૂર કરશે, અને આપણી મોટાઈ જણાશે."

"ઑલ રાઇટ! તેમ કરીએ. ચાલ"-એટલું કહીને તે ઉઠ્યો અને નોકરને હુકમ આપી દીધો, કે ઘટતો સામાન મંગાવીને પેક કરે!

મધુરીએ વીગતવાર કાગળ માબાપ ઉપર લખ્યો. પોતાની સલામતી ને પછી પ્રભુ કૃપાથી મળેલી સંપતિ-સંતતિની વાત લખી.-પાંચ વર્ષ અદશ્ય રહ્યાં, તેનું કારણ રૂબરૂમાં કહેવા જણાવ્યું! મધુરીએ પીયર પ્રયાણ કર્યું, ત્યારે નીરૂનાં ભાવીયે શો માર્ગ લીધો?

---

## પ્રકરણ ૧૯ મું.

---

### વીરમતીનો વિદેહ કૈવલ્ય.

"બ્હેન નિર્મળા! આ મ્હારા લાડકડા ભગીરથને, મ્હારી ગેરહાજરી પછી તમે તેની માસી યા માતા તરીકે સંભાળ કરશો?" વીરમતીયે રડતે સાદે, દમ લેતાં લેતાં નિરાશાનો નિસાસો મુકી કહ્યું.

"બહેન! તમે એમ ના બોલો! તમે જલદી સારાં થઇ જશો. ડોકટર બહુ સારી આશા બતાવે છે."

"ના, મને આશા નથી-મ્હારી શક્તિ તદન ઘટી ગઇ છે; અને મને પુર્ણ ભાન થાય છે, કે હું હવે આ દુનિયામાં વધુવાર ટકવાની નથી!

"કોણુ કહે છે? તમે સારાં થઇ જશો." ડોકટરે અંદર આવતાં કહ્યું. સુમન પણુ સાથે હતો.

"એમને એજ ભ્રમણા લાગી રહી છે, ડાક્ટર!"

"ચિન્તા નહિ! ઇશ્વર સૌ સારૂં કરશે!" ડાકટરે નાડ તપાસતાં કહ્યું.

"મ્હારો ભગીરથ ક્યાં?"

"આવ્યો, બા!" ભગીરથ દરવાજા કનેજ ઉભો રહેલો હતો તે આવ્યો.

"મને ભેટ મ્હારા દીકરા! જો આ અભાગી માતા ચાલી જાય, તો આ ભલી નીરૂ અરે નિર્મળા માસીને માતા ગણીને–" એટલું કહેતાંજ દમ ઉપડ્યો, ને એકજ મિનિટે બંધ પડી ગયો. અફસોસ! વીરમતી બિચારી પતિ ધામ–જગ ધામ છોડીને વૈકુંઠવાસમાં ગઇ!

ઘરમાં રડારોળ થઈ રહી, પણુ બિચારીનો અમર આત્મા આશાવંત જીવડો ગયો તે ગયો.

કોનાં સગાં વ્હાલાં અને કોનાં શિસુ સંસારમાં,
આશા ધૂમાડીના બધા છે બાચકા અંગારમાં;
જળ–કમળમાં મન–ભ્રમર ફૂલાઈ રહે તન–ભારમાં,
સંસારમાં સપડાયલાં સમજે ન સાર અસારમાં.

---

## પ્રકરણુ ૨૦ મું.

---

### કલહી સંસાર!

જગતમાં માણુસોને સુખે રહીને રોટલી ખાવાનું પણુ ગમતું નથી. પ્રભુની દયાથી, ભલાં દીલથી, ભલાઈ પણુ જોવાતી નથી. અન્ન

તેવો હોડકાર અને કર્મે તેવી બુદ્ધિ, એ એકત્ર, જો કે સઘળાંને લાગુ પડતું નથી, તોપણ કમ અક્કલનાં, કુસંગી, અને અસંસ્કારી જનોને માટેજ તે હોય એમ જણાય છે, કુળવંત. સુપાત્ર, અને સંસ્કારીનો વર્ગ જુદોજ છે. સારા સંગમાં છતાંયે, કૂટીલ તે કૂટીલજ રહેવાનું! સુવર્ણપાત્રમાં ઝેર હોય તો તે કદી અમૃત થવાનું નથી. વિદ્વાનને કૂલટા સ્ત્રી સાંપડી હોય, તો તે કદી સુશીલ થવાની નથી–હા, તે વંટોળીયા પ્રમાણે અમુક ઘડી, આમ તેમ ફરતી રહેશે. અર્થાત્ સ્વભાવ બદલશે, પણ તેનો અસલ દુર્ભાવ ટળવાનોજ નથી. સગુણકાકા અને શીવગંગાની જોડી, આખા પાટનગરમાં તે પ્રખ્યાત ગણાતી હતી; તે આજે વખતના પ્રમાણમાં બદલાઇ ગઇ. સગુણકાકાની ધીરજ, અને ધાર્મિકતાનું એકજ બિન્દુ જગમાં વખણાતું હતું; ને તે સંતતિથી ગવાતું હતું. વૈકુંઠ જેવો આજ્ઞાંકિત પુત્ર, અને નિરંજની જેવી પુત્રી, એ સગુણકાકાનાં સત્કર્મનો પ્રકાશ હતો–તેવા પુન્યનો તે થર હતો. શીવગંગાનું પગલું ઘરમાંથી ઉપડી ગયું; નીરૂ બિચારી સાસરેથી પાછી ફરી શકીજ નહિ, અને વૈકુંઠને પિતા–ઘરનો ત્યાગ કરવો પડયો! કાકા સગુણે, વૃદ્ધ કાળે, નવી સ્ત્રી કરી, અને પોતાનું જીવન સુખ ગુમાવ્યું! અકૂળવાન સ્ત્રીનાં પગલાંથી સુખનું સત્યાનાશ વળ્યું! આખરે તેને છતે પુત્રે, છતી દોલતે, દેશવટો આવ્યો!

પેલી કર્કશા કાકી, ઘણે દહાડે, ઘણી સાંભળી આવ્યાથી, પોતાના સાવકા દીકરાને ત્યાં પહોંચી; ત્યારે કાકા સાહેબ, પોતાનાં વ્હાલાં પત્નીને ભેટવા માટે, પોતાને ઘેર પહોંચ્યા! ઘેર તો તાળું હતું; પાડોશીએ કશી ખબર ન આપી, કેમકે સૌની સાથ કાકીએ હિસાબ ચુકતે કરેલો હતો! ભલા કાકા બિચારા આમ તેમ આથડયા, પરંતુ ન ઘરની દાદ, કે પોતાની ફરિયાદ!!

પેલા અમથા મહેતાને ત્યાં કાકા પહોંચ્યા અને ઘરની ખબર

પુછી, ત્યારે તેણે કાને હાથ દીધા; અને જેણે આ જીવતો રંડાપો–ને ભુંડાપો વ્હોરાવી લીધેલો, તેણે હવે કાને હાથ દીધા! ભાવી!!

કાકા સગુણ બિચારા માનમાં ને માનમાં ઉઠવા લાગ્યા. અમથાએ ભોજન માટે ખેંચતાણ કરી, પણ હૈયામાં હોળી હોય, ત્યાં અનાજ કે પાણી ગળે શી રીતે ઉતરે? ઘરની વાત મનમાં જાણી–ધણીયાણીના ફાગણીયા દિલમાં ડહાપણરૂપે સહન કરી લીધા અને રવાના થવા પોતાના ઘરની કુંચી તો હાથ ન હતી, એટલે લુહારને બોલાવી તે તાળું ખોલાવ્યું, ને ઘરમાં પેઠા પણ ખાવાનું કશું નહોતુ. હાથે રાંધીને પણ પેટ ભરવાનું કાંઇ સાધન નહોતુ. વાસણ તો ત્રણ દીનનાં અજીઠાં પડેલાં ખાળમાં સબડતાં હતાં. લોટમાં સતરસો જંતુઓ આમતેમ હવામાં ઉડતા હતા, ઉંદરડાને માટે ખાસ નવી કાકીએ ચોરાસી કરી હતી. અને સામટી રીતે જોતાં–લેતાં, સગુણકાકાનું ઘર, એક કલહવાડો બની ગયું હતું!—

કાકા મનમાં પસ્તાતા હતા, પણ પાણી પીને ઘર પુછવાનું શું? માત્ર નાકની દાંડી સાબુત એટલે શરમમાં દબાઇને, ઘરનો ભવાડો બહાર ન જણાવા દેવા, પોતે સહન કરવા લાગ્યા. બિચારા કાકા તો ઘણું છુપાવે, પણ ગગને ચડેલું વાદળ, કે પુનમનો ચંદ્ર કંઈ છુપો રહે! કાકીની દોઢ ગજ લાંબી જીભ, ગામ સાંભળે તેવો ઘાંટો, અને વિવાશાળાના કોન્ટ્રેકટ લીધેલું મગજ, તે વળી છાનું રહે! કાકીએ તો બરાબર બનાવ્યા!!

સાવકા દીકરાને ત્યાં લડીને બાર કલાકે કાકી સાહેબ અથડાઇને પાછાં પોતાને ઘેર આવ્યાં. ત્યાં કાકા સાહેબને અપવાસી સાધુ પેઠેજ, તૂટેલે ખાટલે પડેલા જોયા! કાકી પધાર્યાં, ને .જગત ન જાણે, તો પધરામણી શેની? રાજા પધારે તો નોબતો વાગે કે તોપ ફૂટે, ને

કર્કશા આવે, તો હાંલ્લાં ફૂટાય, ને સાદના સાદ સંભળાય! કાકા તો એ રંડાને જોતાંજ ચમક્યા જાણે ડાક્યણુ વળગશે!

લોકો બૈરી કરીને જીવનને શાન્તિમાં મુકવા ઇચ્છે છે! ઘડપણુમાં સ્ત્રી, આ કહેવા પ્રમાણે ચાલનારાં દેશીજનો સંતોષ માને છે; પણ આ ભવાડાથી આયુષ્ય કેટલું ઘટે છે, તેનો ખ્યાલ આવતો નથી!

"ક્યાંથી પધાર્યા! કોઇ તમારી સગીયે સંઘર્યા નહિ કે?" કાકી સાહેબે પોથા પુરાણુ ઉખેડયું! કાકા ચૂપ!!

"બળ્યો તમારો અવતાર! ઘર-ઘરના ધક્કા ખાવાનું ને હડહડ થવાનુંજ નશીબમાં છે કે શું?" કાકાએ જવાબ દેવાનુંજ માંડી વાળ્યું.

"હવે ધાર્યું છે શું? આવ્યા તો ખરા લીલના લાડા જેવા પણ દાણા-પાણીનું?"

"પ્રભુએ ઘણું દીધું છે, જો શાન્તિથી ખવાય તો? કાકા જરા કંઈ બોલ્યા.

"હા-પથ્થરા ઘરપર ચણેલા-ને ખેતરમાં ધૂળ ઘણી છે! તે તમે ખાઓ જાઓ?"—

"બાપાજી ચકરમ થઈ ગયા છે શું બા?" પેલો નાનકડો છોકરો માની સોબતના ભાવે બોલ્યો,

"તે આજંથી કે? મુવા બાપે એવા વેવલા ક્યાંથી જોયા હશે? ગામમાં કોઈ સારો નાતનો દીકરો ન મળ્યો હશે?"—

"મા? મારા જેવો કોઇ—" દીકરા દળનારીના ને નામ ચુનીલાલ તે આનું નામ?

"ચૂપ! ખબરદાર!" ડોસા બોલ્યા—

"લાંબી-ટુંકી ન કરશો. નીકર રસ્તો લેવો પડશે." દીકરાજી બોલ્યા—કાકી હસ્યા! કાકાએ જાણ્યું, કે હવે જીવવામાં સાર નથી.

"ઠીક! આ ચાલ્યા!" કાકા ઉઠયા.

"નોતરૂં કે તેડું કોનું હતું કે આવ્યા! પધારો"

કર્કશાએ દુઃખના ઉપર ડામ દીધો—કાકા ચાલ્યા ગયા. ક્યાં ગયા તે પ્રભુ જાણે, કાશીને નિરાંત થઈ, કે હજી ડોસા જીવતા છે, જખ મારીને પાછા પધારશે; પણ અફસોસ! ખરેખર તે તો ગયા તે ગયા!

---

## પ્રકરણ ૨૧ મું.

---

### મા વગરનો દીકરો.*

"બાપાજી! નિર્મળા માશી તો હવે વિનોદકાકાને ત્યાં જશે, તો પછી હું કોની સાથે રહીશ?" ભગીરથ રડતે આંસુડે, આંખ લુછતો, પોતાના પિતાને કહેવા લાગ્યો!

"બેટા ? હું તે માટે તને ગમશે, તે રીતે બંદોબસ્ત કરીશ" સુમને મા વગરના દિકરાની દયા જાણી.

અફસોસ! વ્હાલી ધણીયાણી ગુજરી ગયા પછી, તેના પતિની દશા કેવી દયામણી થાય છે; અને તેમાં જો બાળક મૂકી ગઈ હોય, તો તે કેવો જગતનો ઓશીયાળો થાય છે, તેવું **ચિત્ર** આ સાથે રજુ કરતાં, એવા દુઃખ માટે ડંખ પેદા થાય છે.

ભગીરથનું રૂદન અને સુમનનો દિલાસો ખરે હૃદયદ્રાવક હતો, વ્હાલામાં વ્હાલી મરનાર સ્ત્રીનું આ એક માંસલ, જ્યારે એ બિચારી ગરીબ માતાને છોડવું પડયું હશે, અને એ સમજણું બાળક, વ્હાલી માતાને સદાની વિખુટી થયલીને જાણતું થયું હશે, તેમજ તે પત્નિના પ્રેમી પતિને એ વાતનો નિશ્ચય થયો હશે, તે વખતની તેની સ્થિતિ, આ જગતમાં સ્મશાન કરતાં વધુ સુન્ય, અને આફત કરતાં વધુ આકરી થઇ પડી હશે. અનુભવીનું અંત્તર, એ વાત જે રીતે જાણે, તેવી કદર, બીજાં વાંચનારથી કદી થઈ શકે જ નહિ.

સુમન ને ભગીરથ.



મા-વગરનો દીકરો—

બા. ૩. પૃ.

" શેઠજી ? નિર્મળા બ્હેન કહે છે કે જો રજા આપો તો હું મોટાં બ્હેનને ત્યાં જાઉં:–વિનોદરાયજીની તબીઅત જોતી આવું.

" ના ! હું નહિ જવા દઉં ! " ભગીરથ દોડતો–બોલતો અંદર ગયો, પાછળથી સુમન ગયો, નિર્મળાને સમજાવવા ગયો. પોતાની પ્રિયાંગનાની પિછાન કરવા ગયો !

---

## પ્રકરણ ૨૨ મું.

---

### મા–દીકરીની ભેટ.*

" મ્હારી વ્હાલી દીકરી મધુરી ! આવ, મને અતી હર્ષથી ભેટ, મ્હારી દીકરી ? "

ભગીરથીયે પોતાની જીવિત પુત્રીને, અંતરના ઉમળકાથી કહ્યું. ને મા–દીકરી, હર્ષનાં આંસુ સહિત ભેટયાં. " કોણ ? ભાઇ ! " મધુરી પોતાના ન્હાનાભાઇને મળી ચુંબન કર્યું ! "

આહા ! સમયની બલિહારી છે ! એક પ્રસંગ એવો હતો, કે તે દહાડે, મધુરીનો વર કનકરાય, સસરાના ઘરનો શત્રુ હતો તે આજે ફાંકડો બનેલો ઉભો રહેલો જણાય છે ! બંગાળણ દાસી પણ હાજર છે.

મધુરી અને માતા ભેટીને કનક સહિત અંદર બંગલામા ગયાં ! વિનોદરાય જો કે તદન આસન હતા, પવનના જોરથી શરીરમાં, વૃદ્ધાવસ્થાને લીધે સહજ કંપ હતો–નબળાઇ હતી; તોપણ પોતાની વ્હાલી પુત્રી, જેને આ જગમાંથી ઉડી ગયલી જાણી હતી, તે ઘણે વર્ષે ભેટવાથી, અને તે પણ પોતાની ઇચ્છા પ્રમાણે, પતિ–સહિત મળવાથી તે બહુ ખુશી થઇ ગયો ! કનકરાય પણ સસરાને પગે પડયો. વીગતવાર પત્ર તો મળેલોજ હતો, એટલે પેલાં બે ઝુલકાંને જોયાં ને તેની ખબર લીધી.

કનકરાય અને વિનોદરાયે સ્નેહભરી વાતો ચલાવી ત્યારે મધુરી ને ભગીરથી, બન્ને મા દીકરી, અંદરના હોલમાં ગયાં ને ત્યાં હરખાતી છાતીયે–હૈડે આનંદની વાતો કરવા લાગ્યાં. વાત કરતાં કરતાં મધુરીની નજર પેલી સામેની બંગલી તરફ ગઈ, ને તે બોલી.

"બા? સુમનનો પત્તો લાગ્યો?"

"હા, દીકરી! એ તો અહીંજ છે! અને બિચારો પાછો દુઃખી થઈ ગયો!"

"કેમ? તેમની સ્ત્રી ગુજરી ગઈ કે શું?"

"હા, બેટા! બાઇ ભાગ્યવંત હતી. તનને ધનથી ખરે મગરૂર હતી, સદ્ગુણને સ્વભાવથી તે શત્રુને પણ વશ કરી શકે, એવી હતી!

"કમભાગ્ય બિચારાએ ભાઇનાં! પણ મા? હજી બાપાજી તેમની સાથે—

"ઘણી માયાથી વરતે છે, અને તેનાં માબાપ પણ હવે પસ્તાઇને તેની દયા ખાય છે."

"વારૂ, નિરંજનીનો કંઈ પત્તો?"

"ના હજી કંઈ પત્તો લાગતો નથી; પણ શીવગંગા કાકી આવેલાં, તે કહેતાં હતાં, કે આપણે ત્યાં નિર્મળા બાઇ છે, તે જાણે નિરંજની ના હોય!—"

હજી વાત ચાલે છે, ત્યાં નીરૂ, પોતાના ધણીને ત્યાંથી, દમયંતી જેવી દશાના દેખાવથી આવી ચડી.

"બ્હેન? સારાં છો કે" ભલી નીરૂએ નમન કરી પુછ્યું!

"આ નિર્મળા–જેની મેં હમણાંજ વાત કરી!" ભગીરથીએ ખુલાસો કર્યો.

"ઓહો! તમે નિરંજની?—"

"ના, ના! નિર્મળા."

ભગીરથીં, મધુરી ને કનક.



આવ, મ્હારી વ્હાલી દીકરી ? મને ભેટ !

ભા. ર. પૃ.

"શું તમે નિરંજનીને ચાહો છો, બેન ?"

"હા—ને જો તે તમે હોય તો—"

"મને ચાહો ?–"

"હા, પણ તે તમે ?"

"ના, પણ તેમના જેવી લાગું છું કે ?"

"તમે તો ખ્યાલ કરો છો. ખરૂં કહોને ?"

"દીકરી ? એતો બિચારી ભલી છે! નિરૂ તો કંઇયે હશે."

"પણ ત્યારે હવે સુમનભાઇ પાછા પરણશે કે ?"

"હા, કદાચ."

"અને જો નીરૂ બહેન સાંપડી ગઈ હોય તો ?"

"તો ભલાં ભાગ્ય !"

"શું તે એ બિચારી અભાગીને સંગ્રહશે ?" નીરૂ બોલી.

"એ રંક બહેન માટે હું મ્હારા ભલાભાઇને વિનતી કરૂં !"

"એ આજે બિમાર જેવા થઈ ગયા છે. તબયત બગડી આવી છે. મધુરી બહેન આવેલાં જાણીને હું તેમને એમને એમ મુકીને આવી છું."

"બા ? ચાલોની ? આપણે મળવા જઇએ ?"

"હા ચાલ, નિર્મળા પણ સાથેજ આવશે ગાડી જોડવા કહીયે, એટલું કહીને સૌ ઉઠયાં. ભગીરથે ગાડી જોડવા હુકમ આપ્યો ને વિનોદરાયને કહી રજા લેવાને આગલા હોલમાં આવ્યાં; એટલામાં તાર આવ્યો. નિર્ગુણરાયપર જે આફત આવી હતી, તે મીલમાં આગ લગાડવાનો આરોપ હતો તેમાંથી તે નિર્દોષ થઇને છુટી ગયા. પણ તે પછી તરત કોર્ટમાંજ એકદમ બિમાર પડી ગયા હતા. હાલ સારૂં છે; ને તે હમણાંજ ધણી–ધણીયાણી બન્ને આવવાનાં છે."

"બિચારાં ભાગ્યશાળી કે આબરૂ સહિત રહ્યાં!"

" હા; અને ધન તથા સર્વ ગુમાવ્યું. માત્ર એક સુમન રહ્યો."

" તે પણ આજારી પડી ગયો છે, અમે તેને જોવા જઇએ છીયે."

" વારૂ, જાઓ, અમે પણ પાછળથી આવીશું. નિર્ગુણરાય તો અહીંજ ઉતરશે તે આવશે પછી અમે સૌ સાથે આવીશું. ગાડી મોકલી આપજો." વિનોદરાયે વાત કરી. ત્યાં ગાડી આવી સ્ત્રી વર્ગ ચાલ્યો, નીરૂ, રજા લઇને એક મિનિટ માટે ઉપર ગઇ, ને ફોટો તથા પત્ર લઇ છુપી રીતે પાસે રાખીને, પતિ ઘેર સૌ સાથે ચાલી. "

## પ્રકરણ ૨૩મું.

### સુરથ ને ભગીરથ.

" આવ આવરે, સુરથ! બીહે છે શાને? મ્હારા પપા કને તને લઇ જાઉં! ન ડરતો! હું છે કની?" ભગીરથ પોતાના ગોઠીયા મિત્રનો હાથ પકડીને અંદર લઈ જાય છે. બિચારો સુરથ ડરે છે, જવાની આનાકાની કરે છે! "

" મારી બા અહીં છે કે?" સુરથ, પોતાની માતાને મળવા આવ્યો હતો, તેણે પુછ્યું.

" શું નિર્મળાબહેન તારી મા?"

" નિર્મળા કોણ? નીરૂ બહેન" સુરથથી બોલી જવાયું!

" નીરૂ? ક્યાં છે નીરૂ?" સુમન, અંદરની બારી કને કોચ ઉપર બેસીને ન્યુસ વાંચતો હતો તેણે સાંભળ્યું! તબીયત ના દુરસ્ત હોવાથી, એક બાજુ કોચ ઉપર પથારી નખાવી તે પડયો હતો–તેણે સાંભળ્યું.

" બાપા! એ તો પેલો સુરથ!" હું તેને અંદર લાવું?

" હા, બેટા લાવ, અલ્યા બ્હીતો ના હં! કુદરતીજ જાણે સુ-

મનને સુરથપર ભાવના થઈ હોય, એમ લાગ્યું ! એ તો નિરૂનો પુત્ર પણ તે ખરો કે ? અને નીરૂ તે નિર્મળા ? આ સંભ્રમ ભાંગવાને તેણે સુરથને બોલાવ્યો–સુરથ હઠતે પગલે પણ અંદર આવ્યો. ભગીરથ પ્રેમભાવે ઘસડી લાવ્યો.

"અલ્યા સુરથ ? તારી માનું નામ નીરૂ ?" સુમને પુછ્યું.

"હા; નિરંજની પણ કહે છે !"

"તારો બાપુ ક્યાં છે ?"

"તે તો મને ખબર નથી, અમે તો વગડામાં રહેતાં હતાં ? હું એ વખત ખોવાઇ ગયલો—"

"હં ? ત્યારે તારો જન્મ વગડામાં થયલો ?"

"તે તો હું નથી જાણતો !"

"હજી વાત ચાલે છે–સુમન વારંવાર તેના ચેહરા તરફ ટીકી ટીકીને જુએ છે."

"પંપા ?" સુરથ ને તમારૂં મોં જાણે મળતું કેમ ?

"ને તું પણ સુરથ જેવો લાગે છે કે ?" સુમને કહ્યું.

"હમે જાણે એક ભાઇ જેવા હોઇયે તો ?"

"એમજ છે–અંદરથી જીવી ડોશી બહાર આવતાં બોલી–એમજ છે ભાઈ ! નિર્મળાં બહેન તે નિરૂબા હોં !"

"મ્હારા સમ ?" સુમને બેઠા થઇને પુછ્યું.

"હા; તેણે બધી વીતક વાત કહી—જો, મધુરી બહેન, ભાગીબા ને નીરૂ બહેન આવ્યાં."

સુમન અચેત થયો–ત્યાં સૌ આવ્યાં–લગાર મગજને શ્રમ પડી ગયો–ડોશીએ પવન નાંખ્યો–ભગીરથ, મધુરીને નીરૂ આવી ચડયાં—અહા ! શો કુદરતનો ભેદ ? ભગીરથ ને સુમન તો જોઈજ રહ્યા ! !

# પ્રકરણ ૨૪ મું.

---

## કુટુમ્બ મેળો !

સગુણકાકા કંટાળીને આખરે કાં તો જીવમુક્ત થવા દેહને જળદાહમાં મુકવા ચાલ્યા. એકવાર પાછું પુત્ર વૈકુંઠને મળવું, જે પછી કાશી જવું. ત્યાં જે બને તે ખરૂં ! કાં તો ગંગામાં દેહને નાંખવો !—આ વિચાર કરતો સગુણરાય સ્ટેશન તરફ ચાલ્યો.

કાકી કર્કશા પોતાના પુત્ર વૈંકુંઠને ઘેર લડી—વઢીને વતન પાછી ફરી, પણ વૈકુંઠને પિતાનું બહુ લાગી આવ્યું. તે કયાં ગયા ? ઘેર ગયા છે, તો નક્કી નવી સંતાપશે, માટે, કોઇ રીતે તેને મુક્ત કરવા માટે, ખાસ બે દિવસની રજા લઇને પોતાના પુત્ર તથા સ્ત્રી સહિત ચાલ્યો.

આનંદ સ્ટેશને આવતાં તેમને ખબર મળી કે, નિર્ગુણરાય તથા તેનાં સ્ત્રી, મુંબઈ ગઇ રાતની મેલમાં ગયાં; નીરંજની હાથ આવી અને તેઓ સર્વે મળી ગયાં !

આહા ! કેવી રૂડી ખબર ! પોતાની રંક ને ભલી બહેન ક્યાંથી મળી આવી હશે ? ખરે, ઘેર જઇને બાપાજીને આ ખુશ ખબર કરવી. તેઓ હજી સ્ટેશનમાંથી બહાર નીકળે, ત્યાં કાકાસાહેબ ખભે ખડીયો નાખી કમ્મર બાંધીને આવતા મળ્યા. વૈકુંઠને કુટુમ્બ સહિત જોઇને તે તો હેરત થયો, આ અહીં ક્યાંથી ?

"દાદાજી ? ફુઇજી આવ્યાં છે ?" વૈકુંઠના બાળકે દાદાજીને વધામણી દીધી.

"હા બાપાજી ?" મુંબઇમાં સુમનને ત્યાં ! ને તે માટેજ કેમ મને પ્રભુએ અહીં મોકલ્યો હોય ?

"ત્યારે તો ચાલો, મુંબઇ ?" ડોસા બોલ્યા ?

## નીરૂ, સુરથ ને ભગીરથ.



આ વાર્તાનો અધુરો ભાગ "મધુરી" અથવા
"પ્રેમ-ઘેલી પ્રમદા" એ નામે પ્રકટ થશે.
ઘરાકોએ પ્રથમીજ નામ નોંધાવવાં. કિં. રૂા. દોઢ.

"એક વાર ઘેર જઇયે. મારાં નવાં માતુશ્રીને મનાવીયે, ને તેને પણ સાથે લઇ જઇયે!"

"તે કર્કશાને હવે નથી બોલાવવી!"

"ઓ, એ તો જો આવે?"

કર્કશા કાકીને પણ પ્રભુએ સદ્‌બુદ્ધિ આપી. કાકા કંકાસ કરીને ઘર છોડી ગયા પછી તેને લાગ્યું, કે પોતે સ્ત્રી, અબળા જાત, ગમે તેવા પણ ધણીથી શોભીતી ને સુખી છે; તેથી તે ધણી પાછળ દોડી-તેની પછવાડે છોકરાએ આવ્યો. સ્ટેશને આવતાં સર્વને જોયાં—ને કાકીની આંખમાં ઝળઝળીયાં આવ્યાં. તેણે સહુન કરી, વૈકુંઠના બાળકને હર્ષથી તેડી લીધું. કાકા આકું મોં કરી ઉભા રહ્યા, પણ કાકી વખત વરતી ગઇ.

"મને માફ કરો—ને હવે સૌ ઘેર ચાલો-મ્હારી ભૂલ થઈ!" કાકી બોલી.

"હા—અમે એમજ કરીયે છીયે—ને વળી ખુશ ખબર એ કે મ્હારી બેહન નિરંજની પોતાના પતિ સુમનને શરણે આવી પહોંચી છે!

"વાહ! ગોળ કરતાં બીજું ગળ્યું કયું? ગયું ધન મળે, કે વિયોગી વ્હાલાં મળે, એથી વધુ આનંદ કયો? પ્રભુ રાજી:—"

"કાલે મુંબઈ મળવા જઇશું!"

"હા, જરૂર જઇશું. આજ તો ઘેર ચાલો—"

કાકી ને સુમતી આવી, તેથી ડોસો ખુશી થયો. ને સર્વે હર્ષ સહિત ઘેર ગયાં. બીજે દહાડે મુંબઈ રવાના થવાનું હતું. ગામમાં પણ શુભ ખબર થઈ. કાકાનું ઘેલપણ સુધર્યું. સંપ ત્યાં ઝંપઃ—પ્રભુ, સૌની લાજ રાખે છે.

---

## પ્રકરણ ૨૫ મું.

---

## નિરંજની પતિવાસમાં! સત્યનો જય!!

"વરઘેલી વનિતા! ત્હારી ધિરજને ધન્ય છે! તેં ત્હારી પવિત્રતાની ને પતિભક્તિની કસોટી કરાવી દીધી છે! મારાજ નહિ, પણ જગતમાં વહેમી ભરથારો હશે, તેને તેં ખરી પ્રેમાળ સ્ત્રીની પૂર્ણ પતિ-

ભક્તિનો હાંખલો બેસાડીને તેને નિઃશંક બનાવ્યા છે." સુમનરાયે, નિશંક હૃદયે પોતાની પ્રિયાંગના નીરૂને વ્હાલથી કહ્યું.

વાંચનાર ! આગલા પ્રકરણમાં મધુરી ને ભગીરથના ભેટા વખતે જ, નીરૂની નિર્મળતાનો પડછાયો પડી ગયો ને એ વેળાએજ નીરૂએ ખરો ખુલાસો કર્યો. વીતકનું સહજ ભાન કરાવ્યું, ને એજ પળે સુમન પોતાની પ્રિયાને ભેટયો–મધુરીને માન મળ્યું !

"ગુણવંત નાથ ! એક હાથે તાળી નથી પડતી; પ્રભુએ ઠામ ઠામ મ્હારી લાજ રાખી છે; મ્હારી ખરી ભક્તિ વડે મને તેણે મદદ કરી છે. તમે છેવટે મને સ્વિકારીને દુઃખી દમયંતીની દશા પલટાવી, એજ મારા જીવનના સત્યકર્મનું ફળ છે, વ્હાલા !"

"મને તારે માટે કશો શક ન્હોતોજ—પણ—"

"મેં ભૂલ કરી છે, તે મને માફ કરજો."

"સંજોગ પ્રતિકૂળ હોય, ત્યારે અવળા માર્ગ સુજે, પણ હવે સૌ સારૂં, કે જેનું છેવટ સારૂં ! હવે તું અને તારાં બાળકો સહિત ઘર સંભાળજે; ને આ ત્હારા પ્રેમી પતિને—"

"સદાના મારા હૃદયમાં છે, ને રાખવાની છું ! નાથ ! હવે કહેવાનું શું છે ? ઓ મારા વ્હાલા બે પુત્રો* આવે છે ? રામ લક્ષ્મણની જોડી !! વાહવા ! પ્રભુ તેમનું જીવન લાંબું કરે !! વાંચનાર !"

હવે તને લાંબા તારમાં ખેંચવાની જરૂર નથી. ભલી ને ભાગ્યવંત નીરૂ હવે પતિધામમાં પહોંચી ગઇ, સુખી થઇ ગઇ.

બીજે દહાડે નીરૂનાં માબાપ, ભાઇ ભોજાઈ અને બાળકો આવ્યાં. આગલી રાત્રે નિર્ગુણરાય ને તેની સ્ત્રી આવ્યાં.

સૌને કુટુમ્બ મેળો થયો. મધુરી અને કનક તથા બાળકો પણ હવે સદા માટે મુંબઇમાં રહ્યાં ! સર્વના સંશયનો નાશ થયો. સુમન પણ પોતાના પિતા–માતા સાથે સદા માટે અમદાવાદ ગયો. અને વૈકુંઠ પણ પિતાજી સહિત નીરૂ બ્હેનને મળી ભેટીને પાટનગર પહોંચ્યો.

અંતે સર્વનું સારૂ થયું. ને ભલી નીરૂ, પેલા ભલા પુત્ર ભગીરથને, સુરથ ગણીને પતિભક્તિ કરવા લાગી. અસ્તુ ! જય ! જય !

**સમાપ્ત.**